॥ श्री सद्गुरु समर्थ ॥




# દેવી ! વિણા મધુર બજાવો !

દેવી ! સુદિવ્ય આજે વિણા મધુર બજાવો !
 સંગીત સુધા ભર્યું એ ચિત–શાન્તિનું સુણાવો.
અંધેર પિછોડી ઓઢી ભૂલી માર્ગ સાચું માર્ગ–
 ભટકી રહ્યું જગત આ તેને પ્રભા બનાવો.
ભાઈ સહુ પરસ્પર ઊંચું નીચું ન કોઈ;
 સમવેદના નો મોહન–મૃદુ–મંત્રને જગાવો.
કાળો કલહનો પડદો કરુણાનું ઘો હટાવી;
 "એકાત્મતા" નું દર્શન જગને ફરી કરાવો.
કંઈ કાળનું પડ્યું છે માનવ હૃદય નિરસ હા !
 સુખકર પિયુષ–ધારા તેમાં વિમલ વહાવો.
સર્વનાશ જે કળાઓ–ઉદ્યમ ગયા છપાઈ;
 ગૌરવમયી સ્થપાવી ફરી લેવરાવો લ્હાવો.
સાચી સ્વતંત્રતાને સમતાની ભાવનાઓ;
 જય ! જય ! સરસ્વતી હે ! જગમાંહી જગમગાવો.
દેવી ! ગજબ તમારી, વીણા ! અજબ બજાવો !
 સુંદર સુરીલું ગાણું પુનઃ ઓર કંઈ સુણાવો !

रचनारः—श्रीयुत सत्यनारायण कविरत्न.




રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

# જય! હિન્દુસ્થાન!

જય વિદ્યા-બળ-બુદ્ધિ-નિધાન,
જન્મ-ભૂમિ-ગુણ-ગૌરવ ખાણ;
શાન્તિ—સુખનું વાસસ્થાન,
જય જય પાવન હિન્દુસ્થાન! ૧

સૌ સુખ-સાધન પૂર્ણ મહાન, તું છે જગમાં સ્વર્ગ સમાન;
તુજમાં અવતરવાને કાજ, અતિ ઉત્સુક છે દેવ-સમાજ. ૨
પરમ પુનિત તારાં જલ-વાયુ, વર્ધિત કરતાં રહે જન-આયુ;
અન્ન શાક ઘૃત ત્હારાં દુગ્ધ, કોના પ્રાણ ન કરતા મુગ્ધ! ૩
શાં તારાં વિદ્યા-વિજ્ઞાન! ભવ-દુઃખ છેદન હેતુ કૃપાણ;
સ્વર્ણ, રત્ન, મણી તારાં ધાન, ધનપતિ[1]નાં પણ હરતાં માન! ૪
શોભિત તવ શિર મુકુટ સમાન, પૂજ્ય હિમાલય ઔષધ-ખાણ;
પાર્શ્વ દેશમાં શોભિત રમ્ય, બ્રહ્મપુત્ર, નદ સિન્ધુ અગમ્ય. ૫
રત્નાકર કરતો નિત નાદ, ચુમ્બન કરતો રહે તવ પાદ;
કટિમાં તારૂં પાવન નામ, શોભિત વિંધ્યાચળ સમ ધામ. ૬
ગંગા, યમુના આદિ અનેક, એક એકથી ચડતી છેક;
નદિઓ કંઈક પખાળી અંગ, રહી બતાવી લહર ઉમંગ. ૭
કાળીદાસ, ભવભૂતિ સમાન, કવિવર તુજમાં થયા મહાન;
ભીમાર્જુન, ગાન્ગેય સમાન, રથી થયા તુંમાં બળવાન. ૮
કર્ણ સમા દાની વિખ્યાત, નિપજાવ્યા તેં ભારત માત!
સત્યવાદી હરિશ્ચંદ્ર ભૂપાળ, જનમ્યા તવ કુખ દેવી દયાળ! ૯
પાણિનિ, શંકર, મનુ, અક્ષપાદ, જૈમિનિ, ગૌતમ, કપિલ કણાદ;
વ્યાસ, આદિ-કવિ[2] વિમલ ચરિત્ર, સૌની છે તું ભૂમિ પવિત્ર. ૧૦
"કર્મ-વીર" ને કર્મ-ભૂમિ તું, "ધર્મ-વીર" ને ધર્મ-ભૂમિ તું,
તું વૈકુણ્ઠ પરમ સુર-ધામ, જય જય! પાવન હિન્દુસ્થાન! ૧૧

૧. કુબેર. ૨. વાલ્મીકિ મુનિ.

॥ श्री गुरुभ्यो नमः ॥

# કર્મવીર.

यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुतः स्तुन्वंति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

ભાવાર્થ-બ્રહ્મા, વરૂણ, ઇન્દ્ર, અને મરૂત દેવતા દિવ્ય સ્તોત્રથી જેની સ્તુતિ કરેછે, એજ પ્રમાણે અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ્ સહિત સામવેદનુ ગાન કરનારા નિરંતર જેનું ગાન કર્યા કરે છે, યોગીજનો ધ્યાનપૂર્વક નિશ્ચળ અને એકાગ્ર મનથી એને જોયા કરે છે, દેવ અને દૈત્યોના ગણ જેના પારને પામી શકતા નથી એ દેવ-દયાઘનને અમારા અનંત કોટિ પ્રેમવંદન છે

---

જય ભગવન્! જય અંતર્યામી! જય સચ્ચિદાનંદ! જય બહુનામી! આપ અનંત શક્તિમાન-કરૂણાનિધાનની અપૂર્વ કરૂણાભરી-અદ્રશ્ય પ્રેરણાથી આજના મંગળમય ટાણે માતેશ્વરી ગુર્જરગિરાના સાહિત્યોદ્યાનમાં એક સૌગંધયુક્ત-આશાભર્યા નુતન પુષ્પ 'કર્મવીર'નો પ્રાદુર્ભાવ થાય છે. स्वर्गादपि गरीयसी! એ સ્વર્ગ કરતાંય અત્યંત ગૌરવભરી સુભાગ્યવતી ગુર્જરીમૈયાની ઉજળી કુખેથી આજ ઑર એક મહાભાગ્ય બાળકનો જન્મ થાય છે!

બાળકનો જન્મ! તેમાંય વળી 'કર્મવીર' સંતાનના જન્મથી માતાના સંતોષ-આનંદનો પાર હોય કે? આંખ સ્હામે પુત્ર-પુત્રીનું મનમાન્યું લશ્કર હોય તોપણ તેનો તે કોઇ કાળેય અભાવ-અપચો હોય કે? ના, ના, ત્યારે એટલામાં દળદરે શું ફીટ્યું? પણ આશા છેને! વાહ વાહ! એ દયામયી માતાની માયા અને મમતાની મજા તો કોઈ સુભાગી સંતાનને પૂછવાથી જ ખબર પડે. મહાદેવી જનેતાના દૈવી સુખ-શોખથી બેનસિબ સંતાનને અમે શું કહીએ? પરંતુ હાથે કરીને એ માતૃ-સુખ-સ્વર્ગ-સુખને ઠેશે ચડાવનારા-એ સ્વર્ગીય સત્વભાવભરી જનનીને નિંદનારા, તેના નિસાસા લેનારા, હાથે કરીને જગતમાં તેને બેઈજ્જત કરનારા કુળાંગાર-નિષ્ઠુર સંતાનનું અનંતકાળેય કલ્યાણ-મંગળ નથી. એક નહિ. શાસ્ત્રકારોએ શાસ્ત્રમાં ગણાવેલી:-" જેના ઉદરથી જન્મ્યા તે માતા, માતૃભૂમિ અને માતૃભાષા." એ ત્રણેય માતાઓને ન ચ્હાનાર, ન સેવનાર, ન પૂજનાર

પાષાણ હૃદયનાં સંતાનોની આલોક કે પરલોકમાં અનંત કાળેય મુક્તિ નથી, એ સર્વથા સિદ્ધ વાત છે. છોને, જગત્ ચાર પૈસાની કહે ના એક બદામની; પણ એતો માતા તે માતાજ! મૂઢ વગર માતાના અવગુણ કોણ જુવે? ન ગમતી હોય તે ભાન વગરના મહા બળાત્કારે–પ્હેરાણે એ પવિત્રતાની અધિદેવીને વર્ણસંકર વેષ સજાવે! એ તે શોભે કે? હા! સંતાનધર્મ–કર્ત્તવ્યથી ભ્રષ્ટ થયાં તેમને બધુંય શોભે. તો પછી એ ધર્મ–કર્મભ્રષ્ટ પલ્ટણમાં ભળીને આ 'કર્મવીર' પણ ભગવાન જાણે માતાનાં કેવાંય દળદર ફુંકશે! જોષી વગર તેનું ભાવિ ફળ કોણ કહે? અસ્તુ.

જય! ગુર્જરી જય! જય! મૈયા જય! જય! મહાદેવી જય! તું બેફિકર રહે–નિર્લેપ રહે! આ બાળક કોઇ પણ પ્રકારે કાલાઘેલા શબ્દોમાં કેવળ મનઃપ્રાણ પૂર્વક ત્હારી સેવા–સ્તુતિજ કરશે. પ્રેમ–ભક્તિ–શ્રદ્ધા વડે તે ત્હારૂં પૂજન–અર્ચન કરશે. આશાભર્યું–ઉત્સાહપૂર્વક–આનંદભેર તને અભેદભાવે વંદન કરશે. તેનાથી મ્હોટાં–ન્હાનાં સહુ ભાણુંઓની માનપૂર્વક મર્યાદ રાખશે–તેમની આજ્ઞા ઉઠાવશે–તેમનાં હૃદયને હરી લેશે. માતા! મનસ્વી–ઉચ્છૃંખલ વર્તનથી ત્હારી કુખને નહિ લજવે–ત્હારૂં નામ નહિ વગોવે–ત્હને પ્રાણાન્તેય નહિ સંતાપે–ત્હારૂં ગૌરવ અને પ્રતિષ્ઠાને રજે દાગ નહિ લાગવા દે! તું જેથી રીઝે, તું જેથી શોભે, તને જે ઠીક લાગે તેજ તે કરશે. પછી તો જેવા ત્હારા અને ત્હેના પૂર્વના સંસ્કાર! પણ માતા! સાંભળ જોઉં! સાંભળે છે કે? હશે મા! બધું જવા દઈ જરી માથે વ્હાલભર્યો હાથ ફેરવીને આશિર્વાદ આપ જોઉં! કહે જોઇએ —શું કહે છે? એક વાર કહી નાખઃ—"दीर्घायु भव! कर्मवीर भव! धर्मवीर भव! सत्यभाषि भव! शान्तिप्रिय भव!" ॐ शान्तिः शान्तिः शान्तिः।

મીલ–કારાગારથી મુક્ત થઈ, મીલની નોકરીમાં ફસાઈ મહાત્રાસ ભોગવતાં–મનુષ્યના રૂપમાં પશુ–જીવન ગાળતાં આ દેશનાં દુર્ભાગી છતાં ભોળાં નરનારીની યથાર્થ દયાજનક સ્થિતિનું હૃદયદ્રાવક દૃશ્ય સુપ્રત્યક્ષ ગુર્જર સમાજને સંપૂર્ણ રીતે બતાવી, તે તરફ જનમંડળની દૃષ્ટિ દોરવાની અને ગુર્જર સાહિત્યની યથાશક્તિ–મતિ સેવા કરવાની શુભ ઘડી કિરતારની સંપૂર્ણ કૃપા વગર આજ 'કર્મવીર' દ્વારા ક્યાંથી પ્રાપ્ત થાય? એ અબોલા–મૂગા જીવની સેવા કરવાનો શુભ યોગ અદૃશ્ય સત્તાએ અમારા નસીબમાં જ જાણે ન લખ્યો હોય! નહિ તો સર્વમાન્ય પૂજ્ય ગુર્જર સાક્ષર–વિદ્વાનોની દૃષ્ટિ એ દિશામાં કેમ ન પહોંચી તે અમો નથી સમજી શકતા! જે મીલ–ઉદ્યોગમાં આજકાલ આ દેશના અનેક સ્વતંત્ર ઉદ્યોગી–કર્મવીર પુરૂષો ભાન ભૂલીને તાજા નફાની લાલચમાં ફસાઈ ખેતી વાડી અને એવાજ બીજા અનેક સ્વતંત્ર વ્યાપાર–ઉદ્યોગને વિસારી બેઠા છે તેમને કર્ત્તવ્ય જ્ઞાન આપી, મૂળ–સત્ય માર્ગ પર લાવવા એ ઓછી મહત્વની વાત છે કે? ત્યારે આમ કેમ! આ વાસીદે સાંબેલું ગયા જેવો ઘાટ કેમ બન્યો? આથી એક રીતે અમને જેટલો ખેદ થાય છે, તેટલો જ બીજી રીતે અમને

આનંદ પણ થાય છે. યોગીજનોને પણ અગમ્ય એવો સેવા-ધર્મનો પરમ શ્રેષ્ટ યોગ અમને પ્રાપ્ત થયો તેને માટે અમે કેવળ પરમાત્માનો ઉપકાર! એ વગર બીજું શું કહી શકીએ! અસ્તુ.

“આજ નહિ તો કાલ, કાલ નહિ તો કાળાન્તરે પણ જો ઇશ્વરેચ્છા અનુકૂળ હશે તો એને માટે હું અવશ્ય પ્રયત્ન કરીશ.” મીલમા રાત-દિવસ મજૂરી કરતાં ભાંડુઓની સેવા કરવાનો આ શુભ સંકલ્પ પૂરાં વીસ વર્ષની ઉમ્મરે થયો હતો. પૂરાં છ વર્ષના લાંબા અંતરે એ જૂના પરંતુ જ્વલંત રીતે હૃદયમાં અસ્તિત્વ ધરાવતા-રમી રહેલા સતસંકલ્પ એજ દૃઢ ભાવના-બળના પ્રતાપે આજ ‘કર્મવીર’નો જન્મ થાય છે. અજ્ઞાન-ઉન્મત્ત અવસ્થામાં કરેલો એ શુભ સંકલ્પ સર્વશક્તિમાન પરમાત્માની સંપૂર્ણ દયાથી આજ સિદ્ધ થાય છે. આજ આત્મા આનંદ-સાગરમાં નૃત્ય કરે છે. આજ આત્મા પરમાત્માની અલૌકિક કૃતિનો ખ્યાલ કરતાં કેવળ ભાનભૂલી જાય છે! નથી સમજણ પડતી કે: સદાસર્વદા પ્રાણીમાત્રના સતસંકલ્પ સિદ્ધ કરનાર સચરાચર વ્યાપક શ્રીહરિનો કેટલો પાડ માનવો! અનંતગુણનીધિનું ગુણ-કીર્તન ક્ષુદ્ર માનવપ્રાણી ક્યાંથી કરી શકે? સમર્થ યોગી-મુનિ પણ થાક્યા તો મનુષ્ય કોણ માત્ર? એ અનંત દયાધનના પાદ પદ્મમાં પુન: પુન: પ્રણામ વગર ક્ષુદ્ર જીવ બીજું શું કરી શકે? બસ એજ: જય પ્રભુ! જય! જય સચ્ચિદાનંદ! જય! જય સ્વામિન્! જય!

ઇશ્વરેચ્છા વગર એક સામાન્ય મનુષ્ય-પ્રાણી શું કરી શકે? પરન્તુ કુદરતનો જ એવો નિયમ છે કે: તે કોઇ પણ વસ્તુને હમેશાં એક જ અવસ્થામાં નથી રાખતી. મીલ-ઉદ્યોગનું વાતાવરણ આજ ફરી ગયું છે. તેમના સુખ-સૌભાગ્યનો સૂર્ય હાલમાં ઉગી નીકળ્યો છે. પ્રારબ્ધ યોગે તેઓ આજ પેટ પૂરતું અન્ન મેળવતા થયા છે. તેઓ કુટુંબની મર્યાદા ઢાંકવા સમર્થ થયા છે. એનું કારણ તેઓ સંપ અને સ્નેહમાં આગળ વધ્યા છે. તેમ છતાંય અમે અમારા જાતિ અનુભવ પરથી એટલું કહી શકીએ છીએ કે: તેમનામાં હજીય સત્ય-ધર્મ-જ્ઞાન જેવું જોઇએ તેવું નથી જણાનું, તેમની શારીરિક-માનસિક અને આધ્યાત્મિક સ્થિતિ પણ કેવળ શરમ ઉપજાવે તેવી છે. તેમનામાં સત્ય-ધર્મ-જ્ઞાન પ્રસરે, તેમની શારીરિક-માનસિક અને આધ્યાત્મિક સ્થિતિ સુધરે, તેઓ પોતાના માલિક-ઉપરીને ચ્હાતાં શિખે એવા ઉપયોગી લેખો કર્મવીરમાં મુખ્ય આવશે. યાન્ત્રિક જ્ઞાન અને તેમાં થવા જોઇતા સુધારા-વધારા સંબંધી મહત્વના લેખ પણ વિસરી નહિ જવાય.

પ્રસ્તુત માસિકમાં કેવળ મીલ ઉદ્યોગને જ લગતા લેખો આવે તેના કરતાં જૂદા જૂદા વ્યાપાર-ઉદ્યોગ સંબંધી પણ લેખો આવે તો વ્યાપારી અને ઉદ્યોગી જનો પણ તે દ્વારા નવો જોઇએ તેવો લાભ-જ્ઞાન મેળવી શકે. એવી અમારા કેટલાક સ્નેહી અને અમુક વ્યાપારી બંધુઓની ખાસ સૂચનાઓને અમે અવશ્ય કીમતી ગણી પ્રેમપૂર્વક વધાવી લીધી છે. આ માસિકમાં માણસમાત્રને ઉપયોગી

થઇ પડે તેવા અનેક પ્રકારના વ્યાપાર-ઉદ્યોગ સંબંધી મહત્વના લેખ અમે પ્રકટ કરીશું. શરૂવાત તરીકે પ્રસ્તુત અંકમાં અમે વ્યાપાર-શિક્ષા સંબંધી જે લેખ પ્રકટ કર્યો છે તે 'કર્મવીર'ના ગ્રાહક બંધુઓએ અવશ્ય ધ્યાન પૂર્વક: વાંચવા જેવો છે. આવતા માસથી એવો જ તેથીય વધારે ઉપયોગી 'ઉદ્યોગ-શિક્ષા' સંબંધી લેખ શરૂ થશે.

દુર્વ્યસને ચડેલા માણસોની અંતે કેવી દશા થાય છે એનો હૃદયદ્રાવક ચિતાર રજુ કરતી "સુશીલા" ( ટુંકી વાર્તા ) પરથી મીલના કારિગર બંધુઓ ઘણું જ જ્ઞાન-બોધ લઇ શકે તેમ છે. એ સંપૂર્ણ વાંચવા જેવી છે. અમે એ વાંચવાને ખાસ ભલામણ-પ્રાર્થના કરીએ છીએ. ત્યાર બાદ અનુક્રમે 'યાન્ત્રિક યુગની આલોચના, નીતિ-કર્તવ્ય-બોધ, અને કેવળ આનંદને અર્થેજ અત્યારે તો એક વાનગી તરીકે રજુ કરવામાં આવેલી 'પ્રવાસી' ની 'પ્રવાસપોથી' માંથી ગ્રાહક બંધુઓને કંઇક ભાવતો ખોરાક મળે છે એવી અમને ખાત્રી થશે તોજ તે અમે થોડી થોડી પ્રત્યેક અંકરૂપી પાત્રમાં ભરીને તેમની સમક્ષ ધરતા રહીશું. 'કર્મવીર' ના વાંચક બંધુઓની સેવામાં શરૂવાતના અંકથી જ શરૂ થએલી, જાણે એ સઘળી હકીકત નજર સ્હામે જ ન બનતી હોય એવું ભાન કરાવતી, તદ્દન નવીજ વસ્તુસ્થિતિ પરથી ઉપજાવી કાઢેલી ચાલુ વાર્તા અમને સંપૂર્ણ ખાત્રી છે કેઃ ગ્રાહક બંધુઓને જેવો જોઇએ તેવો આનંદ અર્પશે. જગ્યાના અભાવને લઇને આ અંકમાં અમે બીજા કેટલાક મહત્વના લેખ પ્રકટ કરી શકયા નથી; તે હવે પછી અનુક્રમે પ્રકટ થએ જશે. એક સામાન્ય સ્થિતિમાંથી પોતાના ઉત્સાહ અને કર્તવ્યપરાયણતાને લીધે ઉન્નતિના શિખર પર વિરાજેલા એક જગત્‌પૂજ્ય ઉદ્યોગી કર્મવીર નરરત્નનું આદર્શ દૃષ્ટાંત રૂપ જીવનચરિત્ર અને નોકરીઆત તેમજ વ્યાપારી વર્ગ અવકાશને વખતે નજીવી મુડીમાં અજમાયશ કરી શકે એવા ઘરગથ્થુ હુન્નર-ઉદ્યોગ પણ આવતા અંકમાં રજુ થશે.

કર્મવીરને અમે ખરેખર વ્યાપાર-ઉદ્યોગના માસિક તરીકે જ ઓળખાવા માગતા હોઇએ તો એક એ પણ બાબત અમારા લક્ષ્ય બહાર ન હોવી જોઇએ કેઃ વ્યાપાર એ કેટલી મહત્વની વસ્તુ છે. સર્વ પ્રકારની ઉન્નતિ પહેલાં વાણિજ્યની ઉન્નતિની અગત્ય છે. અને તેટલા જ વાસ્તે અમારે વાણિજ્યની ઉન્નતિથી જગત્‌માં હરેક પ્રકારે સુખી નિવડેલા દેશો જેવા કે ઇન્ગલેંડ, જાપાન, ફ્રાન્સ, જર્મની, અમેરીકા વગેરેની વ્યાપાર કુશળતા, બુદ્ધિચાતુર્ય સંબંધી ઉપયોગી જ્ઞાન અમારે નિયમિત પૂરૂં પાડે જવું જોઇએ. વ્યાપારને અંગે બીજી કેટલીક જાણવા જેવી બાબતો પણ રહી તો નહિજ જાય.

દરિદ્રતાના ઘરબાર રૂપ આ દેશમાં ઉદ્યોગની અવદશા પરત્વે તો કંઇ પૂછવા જેવું રહ્યું જ નથી ! આ દેશના મુખ્યમાં મુખ્ય ઉદ્યોગમાં ખેતી અને વણાટ છે. આજ એ બે ઉદ્યોગની દશા કંઇક વિચિત્ર થઈ રહી છે. અધુરૂં હતું તે મીલ-ઉદ્યોગે પૂરૂં કર્યું છે. મીલોએ ખેડુતોનો કાળ પાડ્યો ! રહ્યા ખજ્યા

ખેડુતોને કપાસ અને તંબાકુની ખેતીનો હડકવા લાગ્યો! ધાન્યની ખેતીના અભાવે દેશમાં દુષ્કાળે ઘર કર્યું! સઘળી પ્રજાની વાત કયાં કરીએ! ખેડુતના છોકરાં અન્ન વગર ટળવળે એ હાલત ઓછી શરમ ઉપજાવે એવી છે? ઉત્તમ ખેતી જેવો સ્વતંત્ર ઉદ્યોગ તજીને તાજે લાભ લેવાની ઇચ્છાથી ખેડુતો પરાધીન બન્યા! જગતનું પોષણ કરવાની-જગતની મર્યાદા ઢાંકવાની જવાબદારી તેઓ ભૂલી ગયા! પરિણામ એ આવ્યું કે: આજ પ્રારબ્ધ-કર્મ સંયોગે ખેડુતના બાળકો મનુષ્યના આકારમાં કેવળ પશુ જેવાં જણાય છે! ખળાં માગવા જતા બ્રાહ્મણોને આનંદ પૂર્વક ઉદારભાવ વડે સૂપડાં ભરીને ધાન્ય આપનાર ખેડુતોનાં બાળકોને ગયા વર્ષમાં ધાન્યને માટે ધર્માદા દુકાનોમાંથી કંગાલની માફક એક એક રૂપિયાનું અનાજ લેવા જતા જોઇને આ 'કર્મવીર' માસિક પ્રકટ કરવાનો અમારો સંકલ્પ પ્રબળ થઈ ઉઠયો હતો. એ દશ્ય તો આજ પણ અમારી આંખ આગળ તરવરી રહ્યું છે! આત્મગૌરવને વિસરી ગએલા કૃષિ બંધુઓના હૃદયમાં સ્વકર્તવ્યભાવના જાગૃત થાય અને નષ્ટપ્રાય કૃષિ ઉદ્યોગનો પુનરોદ્ધાર થાય-પ્રજાને એ ઉદ્યોગનો શોખ લાગે એ ધન્ય! ઘડી કયા! એ દિશામાં અમે સમય સમયે દૃષ્ટિ ફેંકતા રહીશું.

ખેતી જેવો બીજો મહત્વનો પવિત્ર ઉદ્યોગ હાથની શાળોનો વણાટ છે; તે તો રસાતાળમાં પહોંચ્યો છે. એ વિશ્વવિમોહન કારીગરી તો કોણ જાણે પૃથ્વીના પડમા કયાંય છુપાઇ ગઇ છે! આ બધા પ્રતાપ પ્રજા કર્તવ્યથી ભ્રષ્ટ થઇ તેના છે. ફરીથી મનઃ પ્રાણ પૂર્વક પ્રજા એ ઉદ્યોગને સજીવન કરવા-આગળ વધારવા શુભ સંકલ્પ કરે તો એમાં કંઈ જ મુશ્કેલ નથી. હજીય પ્રયત્ન-બળ વડે ઢાકાની મલમલ હિન્દુસ્થાનના એક ન્હાનામાં ન્હાના ગામડામા વાસ કરના દરિદ્ર કારિગરની ઝુંપડીમાંથી નીપજે તો તેમાં શું આશ્ચર્ય છે? પણ કયારે? નિરૂદ્યમી-આળસુ પ્રજા તે વાત લક્ષ્ય પર લે, એ ઉદ્યોગના પુનરોદ્ધાર માટે દૃઢ સંકલ્પ કરે ત્યારેજ! આ વિષય પણ 'કર્મવીર' ની દૃષ્ટિ બહાર નહિ જ રહે. પ્રજાને એ બાબતનો રસ લાગે તેવા લેખ મેળવી અમે સમયે સમયે પ્રકટ કરતા રહીશું. તદુપરાત વિદ્યા, બુદ્ધિ, કળા-કૌશલ્ય અને વિજ્ઞાન સંબંધી લેખો લખી-લખાવી ગ્રાહકોની સેવામાં સાદર કરતા રહીશું.

'કર્મવીર' નો મુખ્ય ઉદ્દેશ તો હરેક પ્રકારે સાદી, સરળ પરન્તુ ઓજસ્વતી ભાષામાં સંપૂર્ણ કર્તવ્ય જ્ઞાનથી ભરેલા ઉત્તમ લેખો અને કાવ્યો પ્રકટ કરી, ગુર્જર પ્રજાને કર્મ-મહાત્મ્ય સમજાવી, તેમને કર્તવ્યપરાયણતાનાં સ્તોત્ર સંભળાવી, કર્તવ્ય-શિક્ષાના મહામોંઘા પાઠ તેમની નજર આગળ ધરી, કેવળ કર્મ-જ્ઞાનની લગની લગાડવી એ જ છે. તેમણે નથી ભૂલવું જોઇતું કે: જગતમાં જે જે પ્રજાઓએ ઉન્નતિ પ્રાપ્ત કરી છે, તે સઘળી પ્રજાઓએ કર્મ-મહાત્મ્ય સાંભળી, કર્મ-જ્ઞાન મેળવીને કર્મક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે. જેમણે કર્મદ્વારા પોતાની ઇષ્ટ વસ્તુ સાધ્ય કરી છે એવા જનોને સંસાર કર્મવીર કહે છે. એવા કર્મવીર મહા પુરૂષોએ પોતાના લક્ષ્ય-સ્થાનમાં પહોંચતાં સુધી લેશ વિરામ નથી લીધો! તેમણે

ત્યાં સુધી મૌજ-શૌખ, વિલાસ-વિભવની ઇચ્છા નથી કરી! તેમણે કાર્યસિદ્ધ થતાં સુધી ભૂખ-તરસને પણ નથી ગણકારી! તેમણે પ્રાણની માયા કોરાણે મૂકીને કર્તવ્યક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. ત્યારે જ તેઓ વિજયી થયા છે! ત્યારે જ તેઓ આ જગતની પ્રીતિ અને પૂજાને પાત્ર થયા છે! ત્યારે જ તેઓ જગત-વંદ્ય યશસ્વી કર્મવીર મનાયા છે! અત્યારે પણ જગત્‌ તેથી જ તેમના નામ પર માથું નમાવે છે! તેમનાં કામ સાંભળીને વાહ! વાહ! ઉચ્ચારે છે! તેમને પ્રત્યક્ષ જોઇને તેમને સાષ્ટાંગ દંડવત્ કરે છે! એવાં કર્મવીર નર-નારીની જગતમાં બલીહારી છે! ભારતને ચરણે સર્વસ્વ સમર્પણ કરે એવાં ઉદ્યોગપ્રિય, કર્તવ્યપરાયણ સ્ત્રી-પુરૂષોની જ અત્યારે જરૂર છે. હિન્દુસ્થાનની ભૂમિ એ કર્મ-ભૂમિ છે. એ કર્મ-ભૂમિમાં કંઇક કર્મવીર પૈદા થયા છે. એ કર્મવીર મહાત્માઓના નામ અને કામનું આજ પણ જગત્ મુક્તકણ્ઠે ગુણ-કિર્તન કરે છે. જગતની પ્રજાને કર્તવ્યપરાયણતાનો પાઠ શિખવનાર આદિગુરૂ ભારતવર્ષ છે. સદ્‌ભાગ્ય વગર દેવભૂમિમાં જન્મ ક્યાંથી હોય! જય સ્વદેશ! જય ગુરૂદેવ!

પ્રસ્તુત માસિકમાં સુંદર-સચોટ લેખો અને કાવ્યો પ્રકટ કરી પ્રજા-હૃદયમાં નવો ઉત્સાહ-નવો આનંદ અને અપૂર્વ કર્તવ્યભાવના જાગૃત કરવી એ આંતરિક અભિલાષામાં અમે કેટલે અંશે સફળ થઇએ છીએ એ જોવાનું કામ પ્રજાનું છે. પ્રજાની પસંદગી-તેની સહાય્ય વગર અમારાથી એક ડગલું આગળ ન ભરાય એ સ્પષ્ટ વાત છે. 'કર્મવીર' પ્રજાને સર્વ રીતે પસંદ પડે એવું દિનપ્રતિદિન સર્વાંગ સુંદર બનાવવાને પ્રયત્ન કરતા જ રહીશું. પ્રત્યેક ગ્રાહકબંધુઓ સદ્‌ભાવ પૂર્વક ગ્રાહકો વધારવાને શ્રમ લેશે. વાંચક સમૂદાય તેને જેવું જોઇએ તેવું ઉત્તેજન આપશે તો સૌની સેવા કરવામાં 'કર્મવીર' પણ કંઈ કચાશ નહિ રાખે. માસિક પ્રકટ થયા પહેલાં અગાઉથી ગ્રાહક થનાર બંધુઓનો અમે ઉપકાર માનીએ છીએ. ગ્રાહકો વધારવા જે સ્નેહીઓએ શ્રમ લીધો છે તેમનો અમે અંતઃકરણ પૂર્વક પ્રથમ ઉપકાર માનીએ છીએ. આવતા અંકમાં એ સઘળા બંધુઓનો જાહેર રીતે ઉપકાર માનીશું. અમને ખાત્રી છે કે તેઓ અમણો ઉપકાર કરશે. અસ્તુ!

બંધુઓ! અત્યારે તો અમે લાંબુ લાંબુ લખીને-મ્હોટી મ્હોટી વાતોજ કરી છે. ભગવાન જાણે એમાનું અમારાથી શું બનશે, અમારાં સઘળાં કર્તવ્ય-કર્મની જવાબદારી અમે તે અનંતશક્તિસંપન્ન શ્રીહરિનેજ સોંપીએ છીએ. અમારી આ સત્પ્રવૃત્તિમાં સ્વાર્થને અંગે પણ પરમાર્થિક ભાવનાની ઝાંખી-નામની જ્યોતિ જણાશે તો અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે એ અનંત કરૂણાનિધાન અવશ્ય સહાય્ય થશે! અમારા કર્તવ્યમાર્ગમાં આગળ વધવાંમાં તે અદૃશ્ય રીતે જરૂર બળ પ્રેરશે! મનુષ્ય હમેશાં મ્હોટીમ્હોટી આશાઓ રાખે છે-સત્સંકલ્પ કરે છે, પરન્તુ તે સિદ્ધ કરવા તે, સર્વેશ્વરના હાથમાં છે!

અંતિમ્ એ અનંતકોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ-સ્થિતિ અને લયકર્ત્તા સચરાચર વ્યાપક વિભૂના પાદપદ્મમાં પ્રેમપૂર્વક પુનઃ પુનઃ સાષ્ટાંગ કરી અમે વિરમીએ. છીએ. ભગવાન જગત્‌માત્રનું કલ્યાણ કરો! મનુષ્યમાત્રના હૃદયમાં શાન્તિ-અમૃત સિંચો! ભારતવર્ષનો જય જયકાર કરો! હરિઃ ૐ તત્સત્!!

लेखकः-"लक्ष्मी-कान्त."      ॥ श्री गुरु समर्थ ॥




## પ્રથમ પરિચ્છેદ.




"દયા કરીને આપજ એ પલંગ ઉપર બેસો." સુશીલાએ પોતાના પતિ શિવપ્રસાદને કહ્યું. શિવપ્રસાદ એ સાભળીને ચૂપકીથી પલંગ ઉપર બેસી ગયો. સુશીલા પલંગની સ્હામે નીચે ભોયપર બેસીને કહેવા લાગી "તમે હવે બહુ૫ રહેવા દઈને એકવાર તમારી દારૂ પીવાની ટેવ છોડીને જુવો, દિવસે દિવસે તમારૂ શરીર નરમ થતુ જાય છે. અને આટલા આટલા પૈસા કમાવા છતાય પેલા કાંચીઆનુ તો વ્યાજનુવ્યાજ ચઢતુ જ જાય છે. છેવટે આ ઘરબાર પારકાં થઈ જશે. તમને દારૂની તે આવી ક્યાથી ગજબ લત લાગી છે ? તમને દારૂ ઉપર આટલો પ્રેમ શો ?"

"તું જરાક જરાક જૂઠું બોલે છે. મ્હને પ્રેમનો હક્ક ત્હારા ઉપરજ છે. શિવપ્રસાદે તરતજ ઉત્તર આપ્યો, અને સાથે સુશીલાનો ડાબો હાથ પકડીને ખેંચીને ભોંયપરથી ઉઠાડી તેને પોતાની પાસે પલંગપર બેસાડી. સુશીલાને હૃદય સાથે લગાડી શિવપ્રસાદે પૂછ્યું-"શું મ્હારો ત્હારા ઉપર પ્રેમ નથી ?"

સુશીલાએ તેના મ્હોં સાથે મ્હોં લગાડીને ધીરેથી કહ્યું.-" પ્રેમ તો છે, પરન્તુ એ પ્રેમનો થોડોક ભાગ તમારા પેલા માનીતા શરાબ-દારૂને મળે છે. પ્રેમનો ભાગ પડે એ ઠીક નહિ. એ ભાગ પણ મ્હનેજ મળવો જોઈએ."

શિવપ્રસાદ: "ભલે, એમજ થશે, પણ એ બધું હળવે હળવે બનશે" જો એકદમ દારૂ છોડી દઉં તો કાળજુ ફાડીને મરી જવાની બીક લાગે છે વ્હાલી! ત્હારા કહ્યા પ્રમાણેજ કરીશ."

સુશીલા: "તો ઠીક, ધીરે ધીરે. જે દિવસે તમે નઠારૂ વ્યસન તજી દેશો. અને પેલા કાંચીઆનુ અને બીજુ બધુ દેવુ ચૂકવી દેશો ત્યારે મ્હારા જીવને ચેન પડશે. તે દિવસ મ્હારે સોનાનો ઉગ્યો એમ હું માનીશ. આટલી આટલી મહેનત-મજૂરી કરીને કેટલાય પૈસા લાવો છતાય આ દશા ! એ તે શું ?

એ સાંભળીને શિવપ્રસાદે સુશીલાને પ્રેમથી ફરી પોતાની છાતી સાથે લગાવી અને તેને અનેક વ્હાલભર્યાં ચુમ્બન કરવા લાગ્યો. બેઉ જણે ભવિષ્યના આનંદનું સ્મરણ કરીને પ્રેમનાં આંસુ કાઢ્યાં. કેટલાક સમય સુધી બન્નો જણ ચૂપચાપ બેસી રહ્યાં, બાદ શિવપ્રસાદે બોલવું શરૂ કર્યું:–" પ્રિયે! મ્હને ફરી ગુજરેલા દિવસો યાદ આવે છે–એ દિવસો મ્હને હજીય બહુજ સાંભરી આવે છે. જે દિવસે હું પૂરાં અઢાર વર્ષનો અને તું લગભગ પંદરેક વર્ષની હતી, અને જ્યારે મ્હને કોઈપણ પ્રકારનુ વ્યસનજ ન્હોતુ ત્યારે આપણે બેજણ કેવાં આનંદથી રહેતાં કરતાં હતાં. એ વખતનો આનંદ કેવો! ઘણીયવાર હું ત્હારા ઉપર વ્યર્થ રીસે ભરાઇને તને ગડદા–પાટુ મારતો અને તું જઇને બાની આગળ તેની ફરીઆદ કરતી એ બધી વાત સાંભરે છે કે? કોણ જાણે મ્હેં કેટલીયવાર ત્હને વગર વાંકે માર માર્યો હશે. પણ તે દિવસે ત્હેં પણ બહુ ક્રોધે ભરાઇને રડતાં રડતાં મ્હને જોરથી ધક્કો માર્યો એ બધું યાદ છે કે?"

સુશીલા આહુ જોઇને હસતી હસતી સહજ મ્હોં ઢાંકયુ રાખીને બોલી:–" એ તો મ્હને બહુજ સાંભરી આવે છે. ઓહોહોહો! આજતો તેને દસ–બાર વરસ થઇ ગયાં. એ દિવસતે ફરીવારકા આવતા હશે? તમને પણ એ બધુ યાદ છે ખરૂં?"

શિવપ્રસાદ: " કેમ નહિ? ત્યારે હવે હું જો આજથી વ્યસન છોડી દઉં, દેવું વિગેરે ચુકવી દઉં, અને બધુંય જવા દઇને, દુષ્ટ માણસોની સોબત તજી દઇ એક ન્હાની સરખી દુકાન ખોલું, તો શું તેથી પણ આ કષ્ટ ઓછું નહિ થાય? શું તોપણ એ દિવસ, એ પહેલાંના–ન્હાનપણના આનંદના દિવસ ફરી નહિ આવે?"

સુશીલાએ કહ્યું: " જરૂરથી મળશે." ત્યારપછી બેઉ પતિ–પત્ની આનંદનાં આંસુ કાઢતાં કાઢતાં ચૂપ બની ગયાં. બેમાંથી એકેપણ આગળ એક શબ્દ સરખોય મ્હોંથી બ્હાર ન કાઢ્યો.

## દ્વિતીય પરિચ્છેદ.

બીજે દિવસ રાત્રે શિવપ્રસાદ તેના એક દોસ્તદારને ત્યાં ગયો હતો. ત્યાં બધા દોસ્તદારો સરખે સરખા દારૂડીઆ–વ્યસની એકઠા થવાથી ખુબજ રંગ–પાણી ઉડ્યાં. શિવપ્રસાદ રાતના બાર ઉપર એક વાગે નીશામાં ચકચૂર બનીને લથડીઆં ખાતો ખાતો–મનફાવે તેમ રસ્તામાં બકતો બકતો ઘેર પહોંચ્યો. આખી રાત સુશીલાના બાચારીના ભોગ ગયા. તેને બીચારીને આખી રાત જરીકે જંપીને ઉંઘવા ન દીધી. ગડદા–પાટુ અને ગાળોનો વરસાદ વરસી રહ્યો. કેટલોય માર પડવા છતાં, કેટલીય ન સાંભળાય એવી ગાળો ખાવા છતાંય બલી માણસ કંઇ ન બોલી. ગમે તેમ સુશીલા બહુજ શાંતિ–સહનશીલતાવાળી ખરેખર સાધ્વી સ્ત્રી હતી. એ સમજતી હતી કે: પતિ કેવળ નીશામાં હોવાથી મનફાવે તેવુ તોફાન મચાવી રહ્યા છે.

સ્હવાર થતામાં તો શિવપ્રસાદને બરાબર ભાન આવ્યું. આખા શરીરમાં ફગનગ થવા માંડ્યું, અને કંઇક તાવ પણ ચડ્યો. ગરમીના દહાડા હતા. જેમ જેમ દિવસ ચડતો ગયો તેમ તેમ તાવ પણ વધતો ગયો, સુશીલા તેની પાસે જઇને બેઠી. અને તેના કપાળે હાથ ફેરવી પવન નાંખવા લાગી.

થોડા સમય પછી શિવપ્રસાદે ધીરે ધીરે આંખો ઉઘાડી. તેણે જોયું કે માથે હાથ ફેરવતી, ભક્તિભાવ પૂર્વક વિંજણો હલાવતી સુશીલા પાસે બેઠી છે. બેઉની આંખેઆખ મળી. સુશીલાની આંખોમાં પાણી ભરાઇ આવ્યુ. પણ આંસુ ન પડ્યાં. તેણે ધીરેથી કહ્યું "ફરી તમે શરૂ કર્યું ? પરમ દિવસે તમે શી પ્રતિજ્ઞા કરી હતી એ કઇ યાદ છે કે ?"

શિવપ્રસાદઃ "હા, યાદ છે. દારૂ ઓછો કરવાની."

સુશીલાઃ "આ ઓછો કરતા હશો ? આતે ઓછો થાય છે કે દિવસે દિવસે વધે છે ? શું આવી રીતે ઓછો થતો હશે ! ભલે, જો તમે તેને ન છોડી શકતા હો તો હવે હું તમારી સાથે નકામી માથાફોડ કરવાની નથી હું મ્હારે મ્હારૂં માથું ફોડી–ફોડી કાઢીને મરીશ."

શીવપ્રસાદઃ "ના, સુશીલા ! એવું ન કરીશ. તું માથું ના ફોડીશ ! હું મ્હારી દારૂની શીશી અને બાટલીઓ નહિ ફોડું ?"

સુશીલાઃ "પણ એ બધું ક્યારે ?"

શિવપ્રસાદઃ "ઉભીરે, જરીક ઉભી રહે ! આ એક જે મ્હને લગભગ દસ વરસથી ખરાબ ટેવ પડી છે તે કહીએ એક દિવસમાં તે છુટી શકે કે ? ઓછામાં ઓછા દસ મહિનાતો લાગશેજ. કાલ મ્હેં તને કેટલુંય ન કહેવાનું કહ્યું છે. સુશીલા ! હું તે વખતે પૂરા નીશામાં હતો. મ્હને માફ કરજે. મ્હને જોવાદે કોઈ ઠેકાણે સખતતો વાગ્યું નથીને. એમ કહીને શિવપ્રસાદે તેના બન્ને હાથને પોતાના બન્ને હાથમાં લઇ લીધા, અને તેને પોતાની પાસે ખેંચી લીધી. હવે સુશીલા આંસુ ન રોકી શકી તે રોતા રોતાં કહેવા લાગીઃ "એમાં મ્હારોજ વાંક છે, કારણકે હું તમને એ લત છોડવા, સખત પ્રતિજ્ઞા લેવરાવવા વ્યર્થ પ્રયત્ન કરૂં છું. પૃથ્વીમાં ઘણીયના ઘણી મદ્યપાન કરનારા હશે, પણ તેમની સ્ત્રિઓ તો તેમને કંઇજ નથી કહેતી ! હું જ અભાગણી તમને નકામી દુ:ખી કરૂં છું."

શિવપ્રસાદઃ "દુ:ખી ! એતો મહા આનંદની વાત છે. ત્હારો ધર્મનો મ્હારૂં રક્ષણ કરવાનો છે, મ્હારો નાશ થવા દેવાનો નથી. હું દારૂ છોડવાનો પ્રયત્ન કર્યા કરૂં છું. ધીરે ધીરે હું દારૂનું એક ટીપું સુદ્ધાં નહિ ચાખું." સુશીલાએ વચ્ચે વાતને અટકાવીને પૂછ્યું- "દુધ લાવી આપું ? પીશો ?"

શિવપ્રસાદઃ "થોડુંક ઠંડુ કરીને લાવોને."

એ સાંભળીને સુશીલા ત્યાંથી ઉઠીને ચાલી ગઇ. ચોકમાં જઇને જોયું તો વાસણ માંજનારી વાસણ માંજી રહી હતી, તેણે પૂછ્યું: "બ્હેન ! આપને કેમ છે ?"

સુશીલાઃ "ઠીક છે. તું મ્હને જલ્દીથી એક પ્યાલો માંજી આપને. મ્હારે તેમને માટે થોડુંક દુધ લઇ જવું છે."

ચાકરડીએ તરતજ એક પ્યાલો માંજી-વિછળીને આપ્યો. સુશીલા કઢાઇમાંથી દુધ લઇને પતિ પાસે ગઇ. દુધ પીને શિવપ્રસાદ સુઇ ગયો. સુશીલા બહાર ચાલી ગઇ.

દાસી ચૂલ્હો ચેતાવા જતી હતી. સુશીલાએ તેને જતી અટકાવીને કહ્યું: "આજે નથી રાંધવુ. ચૂલ્હો ન સળગાવીશ.

દાસીએ પૂછ્યું: "એમ કેમ ?"

સુશીલા: "આજ મ્હારે અપવાસ છે—આજ વ્રત છે."

દાસી: "આજ વ્રત શેનું ?"

સુશીલા: "છે, તું નથી જાણતી."

દાસી: "બ્હેન ! ત્યારે તો હું મારે ઘેર જઉં છું."

સુશીલા: "જા, પણ સાંજે વખત થાય એટલે પાછી વેળાસર આવજે. આજ મ્હારે કર્ણમુક્તેશ્વર મહાદેવ એક દિવો અને નાળીયર લઇને જવું છે—સમજી."

'સમજી' કહીને દાસી ઘરમાંથી બહાર ચાલી ગઇ.

## તૃતીય પરિચ્છેદ.

શિવપ્રસાદની પોળમાં એક શિવનારાયણ અને તેની સ્ત્રી શિવલક્ષ્મી રહેતાં હતાં. શિવપ્રસાદ અને શિવનારાયણનો એવો કંઇ સારો મેળાપ ન્હોતો; પરંતુ સુશીલા અને શિવલક્ષ્મી બેઉ એક બીજાને સારી રીતે ચ્હાતાં હતાં. જ્યારે ઘરમાંથી પુરૂષો બહાર કામકાજ—નોકરી પર ચાલ્યા જતા ત્યારે શિવલક્ષ્મી સુશીલાની પાસે આવતી, કેટલીએ ઉપદેશની વાતો સાંભળતી, અને જ્ઞાન લેતી; ત્યારે શું ? આજની સ્ત્રિઓની માફક તેમને લોકોની ઓવણી—કુથલી કરતાં ન્હોતી આવડતી કે ?

આજ પણ શિવલક્ષ્મીએ બેઠે ચડતાં ચડતાં નીસરણીમાંથીજ હાંક મારી:—"કેમ, પ્રમાદભાઇ ઘરમાં છે કે ? આજ મ્હારે એક બહુ જરૂરની વાત કરવી છે."

સુશીલા: "આવો, આવો, ઘરમાં કોઇ નથી."

એ સાંભળીને શિવલક્ષ્મી બેઠકવાળા મેડામાં જ્યાં આગળ સુશીલા બેઠી હતી ત્યાં ગઇ. સુશીલાએ તેને હસતાં હસતાં મીઠ—પ્યાસ ઉપજે એવા શબ્દોથી આવકાર આપ્યો: કારણકે તે તેને પોતાની મ્હોટી બેન જેવી ગણતી હતી. તેવીજ રીતે પ્રણામ કરીને શિવલક્ષ્મીએ કહ્યું: "બ્હેન ! મ્હને આશીર્વાદ આપો કે હું તમારા જેવી થઉં.

સુશીલા: "મ્હારા જેવી ! મ્હારામાં તે એવું શું છે ? કંઇજ નહિ. મ્હારાથી પણ વધુજ સારાં થાઓ. મહાસતી સીતા અને સાવિત્રીનાં જીવનચરિત્ર વાંચો. ન ભણ્યાં હોય તો તમારી જેવી બીજી અનેક પતિવ્રતા સતિઓની, ડાહી અને ગુણવાન સ્ત્રિઓ પાસે બેસી વાતો સાંભળી, અને જ્ઞાન મેળવવું."

શિવલક્ષ્મી: "ઠીક, આ પણ એક ઘણી સારી વાત કહી; પણ તમે બીજું કાંઇ જાણો છો!"

સુશીલા: "શું?"

શિવલક્ષ્મી:—"હાલે પેલા કાકાઓ કાંબીઓ તમારા ઘર-માલની હરાજી કરાવી નાંખશે. મ્હને આજ કરતે મ્હેન! મ્હારે વગર કયારી આ વાત તમને કહેવી પડી."

આ સાંભળીને સુશીલાને જરાક પણ દુ:ખ ન ઉપજ્યું, અને કહેવા લાગી: "એમાં કંઈ નહિ. તમે તેની જરીકે ફીકર ન કરશો. જે થવાનું હશે તે થશે, તેમાં તમે અને હું શું કરી શકીશું! એવી ભગવાનની મરજી. મ્હારી પાસે એટલું નાણું નથી કે હું બધુંય દેવું ચૂકવી દઉં."

શિવલક્ષ્મી: "સુશીલાનો હાથ પકડીને બોલી. "પણ બ્હેન! એક ઉપાયથી તમારા આ ઘરની હરાજી થતી અટકે તેમ છે. તમે મ્હારી વાત માનો તો કહું."

સુશીલા: "માનવા જેવી હશે તો કેમ નહિ માનું."

એ સાંભળીને શિવલક્ષ્મીએ પોતાના ગળામાંથી એક મોતીનો કીમતિ હાર કાઢીને સુશીલાના કોટમાં પહેરાવી દીધો, અને કહ્યું. "આને ઝવેરી બજારમાં જઇ વેચીને તેનાં જે નાણાં આવે તેનાથી તમારૂં બધુંય દેવું ચૂકવી આ તમારા બાપદાદાનું ઘર જતું અટકાવો."

## ચતુર્થ પરિચ્છેદ.



બીજે દિવસે શિવલક્ષ્મીના કહેવા મુજબ કાળીઆ કાંધીઆએ શિવપ્રસાદના ઘરનું લીલાઉં કરી દીધું. સુશીલા પોતાનાજ ઘરમાં ભાડે રહેવા લાગી. સુશીલા સારી રીતે સમજી કેઃ આ બધા પ્રતાપ નઠારા વ્યસનનાજ છે. શિવપ્રસાદની હવે સંપૂર્ણ રીતે આંખ ઉઘડી કેઃ આ બધાં કારસ્થાન મદિરા દેવીનાં છે. પરંતુ બેજણ મૌન્ય રહ્યાં. જે સમયે મકાનની હરાજી થવા લાગી તે સમયે કોઇની આંખમાંથી પાણીનું ટીપુ સરખુ ન નીકળ્યું.

હવે મકાનનુ ભાડુ આપવુ પડશે. સુશીલાએ વિચાર કર્યો કે હવે, આ મોંઘવારીના વખતમાં એટલું બધું ભાડુ પણ શી રીતે ભરાશે. તેણે ઠરાવ કર્યો કેઃ હવે નોકર-ચાકર રાખે પતે એમ નથી, તેમને હવે રજા આપવી એજ ઠીક છે. બીજે દિવસે તેણે ચાકરડીને અને નોકરને તે બાબત સૂચના આપી દીધી. નોકરડીએ ઘણુંય કહ્યું કેઃ મ્હને હવે આવી ચાકરી ક્યાં મળશે, પરન્તુ સમયસૂચકતાવાળી સમજુ સત્યાગ્રહી સુશીલાએ તેનું કહેવું જરીકે ન સાંભળ્યું. આખરે નોકરડીને ઘરમાંથી વિદાય થવુ પડ્યુ. જતી વખતે તેણે કહ્યું: " બ્હેન ! જ્યારે જરૂર પડે ત્યારે મ્હને ખબર આપજો, એ તો હું પણ બેચાર દિવસે મળવા કરવા આવે જઈશ તો. મનમાં જરીકે ઓછું ન આણશો. વાસણ કૂસણ માંજી, કામકાજ કરી જઈશ. "

ચાકરડીના ગયા પછી સુશીલા ઘરનાં બારણાં વગેરે બંધ કરી વાસણ અજવાળવા બેઠી. પરશોઇ કઢાઇ, તપેલીઓ, લોટા વગેરે ન્હાનાં મ્હોટાં વાસણ માંજતાં માંજતાં તેને આખા શરીરે પરસેવો પરસેવો વળી ગયો. એણે બીચારીએ આટલી મહેનત ક્યે દહાડે કરેલી ? હા ! જેણે એક ચ્હા પીવાનો પ્યાલો સરખો કોઇ વખત ઉટકયો નથી, તેને આજ આટલાં બધાં વાસણ માંજતાં માંજતાં નવનેજાં થયાં. થોડાજ સમયમાં સુશીલા પરસેવાથી તરબોળ થઈ ગઈ. એ ન્હોતી જાણતી કેઃ વાસણ માંજવામાં આટલી બધી મહેનત-મજૂરી પડતી હશે. જો તેને તેની અગાઉથી ખબર હોતતો તે દાસીને કદી રજા ન આપત.

હમણાં વાસણ માંજી રહી હતી, એટલામાં બહારથી શિવપ્રસાદે બારણાની સાંકળ ખખડાવી.

સુશીલાએ ઉતાવળે ઉતાવળે હાથ-પગ ધોઈ નાંખી, મ્હોંપરથી પરસેવો લૂછી નાંખી જઇને તરત બારણું ઉઘાડ્યું. ઘરમાં પેસતાંજ શિવપ્રસાદે પૂછ્યું:-"આ વાસણ કોણ માંજતુ હતું ? તમારૂં મ્હોં આજ આટલુ બધુ લાલચોળ શાથી થઈ ગયું છે ? નોકરડી ક્યાં ગઇ ?"

સુશીલાઃ " તેને તો મ્હેં આજે કાઢી મૂકી-રજા આપી છે. "

શિવપ્રસાદઃ " પણ એમ કેમ ?"

સુશીલાઃ " એતો, એમજ. "

શિવપ્રસાદઃ "નહિ, તું એને નહિ રજા આપી શકે, ત્યારે આ ગદ્ધા વૈતરૂં નથી કરવાનું–હને હું એક પણ વાસણ નહિ માંજવા દઉં."

સુશીલાઃ "નહિ માંજવા દ્યો તો પછી ચાકરડીને પગાર ક્યાંથી આપશો? વળી ઘરનું તો મહિને મહિને ભાડું ચૂકવવું પડશે. હવે હું નકામું ખરચ જરીકે નહિ કરવા દઉં, ને મ્હારૂં કહ્યું નહિ માનો તો હું ભીંત સાથે માથું ફોડીને મરીશ. મ્હારાથી હવે એ ઉડાઉ ખરચ નહિ જોવાય."

શિવપ્રસાદે કહ્યુંઃ "મહા આફત છે. જરા જરા વાતમાં આવો ક્રોધ કરે એ શું! જાઓ તમને ફાવે એમ કરો. હું એમાં કશુંય ન જાણું." એમ કહીને શિવપ્રસાદ બ્હાર ચાલ્યો ગયો.

---

## પંચમ પરિચ્છેદ.

---

આજ સ્વહારના ક્યાંનું જાણે શિવપ્રસાદ ક્યાં ચાલ્યા ગયા છે. આ તરફ બીચારી સુશીલાને સખત તાવ આવ્યો છે. એ આખો દિવસ બેહોશ બની ગઈ હતી. તેને પાણી પીવરાવે એવું એક માણસ ઘરમાં ન્હોતું. આખા દિવસની પાણીને માટે તડફડાટ કરી રહી, પરંતુ વ્યસની શિવપ્રસાદને તેની શી પરવાહ હોય!

સાયંકાળ થતાં સુશીલાને તાવ સહજ કમતી થયો. હવે તેને સહજ ભાન આવ્યું. તે પથારીમાં આમતેમ આળોટતી–પાસાં બદલતી વિચાર કરવા લાગીઃ–"ગત પડવા આવી પણ હજી મ્હારા નાથ ન આવ્યા! આજ આખા દિવસનું તેમણે કશું ખાધું નથી. હાય! ભૂખને લીધે તે આકુળ વ્યાકુળ થઇ ગયા હશે. હમણે જો કદાચ આવી ચડશે તો હું તેમને શું ખાવા આપીશ. હજી રાંધ્યું તો છે નહિ. એમને શી ખબર કે મ્હારી આજ શી સ્થિતિ છે. લાવને ઉઠીને તેમના જોગી બે પૂરીઓ તો બનાવી મૂકું." એમ વિચાર કરીને સુશીલા ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી; પરન્તુ અશક્તિને લીધે તેને ચક્કર આવવાથી ફરી તે જમીનપર પડી ગઈ. અત્યંત ધીરે ધીરે તે રસોડા તરફ ગઈ. ત્યાં જઈને તેણે જોયું તો ડબ્બામાં લોટ સરખોય ન મળે! પૂરીઓ તે ક્યાંથી કરે. તે રસોડામાંથી બ્હાર નીકળી બહારનાં–બારણાનાં કમાડ ઉઘાડીને ભીંતે હાથ દઇ દઇને અંધારામાં કેટલેક છેટે સુધી ગઇ. બે ચાર મિનિટમાં તે શિવલક્ષ્મીને ઘેર પહોંચી. શિવલક્ષ્મીને બોલાવી. એ એકાએક સુશીલાને જોઇને ચમકી ગઇ. તેને ઘણુંજ આશ્ચર્ય થયું. તેણે તરત આગળ આવીને પૂછ્યુંઃ "બ્હેન! આટલી મોડી રાતે એકલાં અહીં ક્યાંથી? આવો, કહો શું છે! આવો, આવો, અંદર આવો."

સુશીલા—"ના શિવલક્ષ્મી–હજી તો તે આવ્યા પણ નથી."

શિવલક્ષ્મી—"ઠીક, પણ છે શું! તમારે કંઈ જોઇએ છીએ!"

સુશીલા—" જોઇએ છે ! શિવલક્ષ્મી ! ધન નહિ, હાર નહિ, પૈસા નહિ; પણ મ્હારે એક ચપટી આટો જોઇએ છે. તને યાદ છે કે ? મ્હેં કહ્યું હતું કે: મ્હારે જરૂર પડશે તો હું ત્હારે ત્યાં આવીને ખાવાને અન્ન માગીશ; પણ રૂપિઆ તો નહિજ લઉં. આજ હું એજ અન્ન મેળવવા ત્હારા આંગણા આગળ ભીખ માગવા આવી છું—મ્હને ભીખ આપીશ કે ?

શિવલક્ષ્મી—" હરિ હરિ હરિ ! આ તું શું કહે છે ? બ્હેન ! આવું અણઘટતું બોલીને તું મ્હને નકામી લજ્જિત ન કરીશ ! મ્હને નિરર્થક પાપમાં ન નાંખ ! પણ મ્હને જરી હરકત ન હોય તો કહો કે: તમે એ લોટ લઇ જઇને શું કરશો ? હવે રાત તો પડી ગઈ છે. ક્યારે રાંધશો અને ખાવા ક્યારે પામશો ? આજ મ્હારે ત્યાંજ જમી લ્યો. તમારૂં શરીર પણ નરમ જણાય છે. હમેશાં આવી રીતે દુઃખ વેઠશો તો મરી જશો. "

સુશીલા—બ્હેન ! હું તો કેવળ એજ માગું છું કે:-ભગવાન પતિના પહેલાં મ્હોત આપે. તેમનાં દર્શન કરતાં કરતાં-તેમનામાં ચીત્ત રાખી શાન્તિથી મરૂં એટલે થયું."

શિવલક્ષ્મી—" એવા વ્યસની પતિનાં દર્શન !" સુશીલાએ તેને આગળ બોલતી અટકાવીને ઉત્તર આપ્યો:-" વ્યસની છે તો શું થયું ? પતિ તો છે." પછી સુશીલાએ સહજ ઉતાવળથી કહ્યું. " શિવલક્ષ્મી ! હવે એ બધીય વાત જવા દઇને તું ત્હારે મ્હને લોટ આપી દેને-વાર થાય છે-બારણાં પણ ઉઘાડાં મૂકીને આવી છું. "

એ સાંભળતાની સાથે આગળ કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર શિવલક્ષ્મીએ ઘરમાંથી આટો લાવીને આપ્યો. સુશીલા તરતજ પાછે પગલે ઘરમાં આવીને તેણે જોયું તો, તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. જોયું સ્વામી સ્હામે ઉભા છે. સુશીલાએ ધારીને જોયું તો તેને જણાયું કે, તેની આંખો નીશાને લીધે લાલ હિંગળોક જેવી બની ગઈ છે.

શિવપ્રસાદે સુશીલાને જોતાંની સાથે આંખો ફેરવી ગુસ્સે થઇને પૂછયું–" તું આટલી બધી મોડી રાત સુધી ક્યાં ગઈ હતી ? "

સુશીલાએ સહજ નમ્રતાપૂર્વક કહ્યું:–" ત્યાં ગઇતી. "

શિવપ્રસાદે મ્હોટો ઘાંટો પાડીને ધમકી બતાવીને કહ્યું–" ત્યાં ! કયા બદમાસને ત્યાં ? "

બદમાસ એ શબ્દ સાંભળતાની સાથે સુશીલા ચોંકી ગઈ. તેના સુકોમળ દુઃખી હૃદયમાં આથી એક પ્રકારની આગ સળગી રહી-તે ફફડી ગઇ, પણ બીચારી શું કરે ! તેના નાદાન-દારૂડીઆ પતિને ક્યાંથી ખબર પડે કે તેણે તદન અઘટિત શબ્દો ઉચ્ચારી એક અબળાના હૃદયને કેટલું ધ્રુજાવી મુક્યું. સુશીલાએ રોતાં રોતાં કહ્યું: "શિવલક્ષ્મીને ત્યાં." શિવપ્રસાદે આ વખતે પહેલા કરતાંય મ્હોટી ગર્જના કરીને કહ્યું:–" એ કોણ ? સાફ સાફ કહી નાંખ. તેની પાસે કે તેના પતિની પાસે ? આટલી રાતે એવું તે શું કામ પડયું ? "

સુશીલાએ રડવું બંધ કરીને કહ્યું-"જો તમને મ્હારા ઉપર વ્હેમ હોયતો ભલે. હું હાલમાં કંઇ કહી શકતી નથી કે, હું ત્યાં કેમ ગઇ હતી. ફાવે તો મ્હને મારી નાંખો, તેની મ્હને જરીએ ના નથી. "

શિવપ્રસાદઃ–" નહિ બતલાવે ? દુષ્ટ–વ્યભીચારિણી ! જો હું કેવી રીતે એ કહેવરાવું છું." એવું કહીને શિવપ્રસાદે સુશીલાના બે હાથ પકડીને તેના ગાલપર બે ચાર તમાચા માર્યા

[ અપૂર્ણ. ]

લેખકઃ—" ર. મ. ભટ્ટ."




## પ્રથમ પદ.

## વ્યાપાર (વ્હેપાર) નું મહત્વ.


ખરીદવા અને વેચવાના ધંધાને વ્યાપાર કહેવામાં આવે છે. જ્યારે સ્હોંઘવારી થાય ત્યારે માલ ખરીદવો અને મોંઘવારી થાય એટલે વેચવો, એ વ્યાપારીનું મુખ્ય કામ છે. વ્યાપાર શબ્દનો અર્થ દેખીતો ઘણો જ સીધો સરળ અને અત્યંત તુચ્છ જણાય છે, પરન્તુ એમ નથી. વ્યાપારની મહત્તા અને ઉપયોગીતા ઘણીજ અલૌકીક પ્રકારની છે. વ્યાપારનું કામ બહુજ ગહન અને સંપૂર્ણ ખંત-કાળજીયતનું છે. રાજકાજની બાબતમાં જેવી રીતે સાર્વભૌમસત્તા—બાદશાહીની બલીહારી છે, તેવી જ રીતે કામ ધંધામાં વ્યાપારની શાન ન્યારી છે બાદશાહી—સાર્વભૌમ સત્તાની માફક વ્યાપાર પણ જબરદસ્ત—સર્વવ્યાપક છે બાદશાહી ચલાવવામાં જેમ રાજ કાર્યની નિપુણતા, ચતુરાઈ, પ્રજાના હૃદયની પરિક્ષા, તેની સ્થિતિ તપાસવાની તિક્ષ્ણ બુદ્ધિ દૂરદર્શિતા આદિગુણોની આવશ્યકતા છે, તેમ વ્યાપારમાં પણ છે. વ્યાપારમાં તો એની પગલે

ફેર ફેર દેશ પરદેશ તે સબંધી તપાસ કરતા રહેવું જોઇએ. માલ દુકાનમાં જોઇએ તેટલો પૂરા પ્રપ્રમાણમાં રાખી, જુનો ન ખપતો માલ પણ ઘાટ જોઇને કોઇપણ પ્રકારે વિદાય કરવો જ જોઇએ. વ્યર્થ વ્યાજ ખાદ ભોગવવાનો વારો ન આવે એ ખાસ જોવાનુ છે. દુકાનમાં ભરેલા માલની બરાબર બારીકાઇથી તપાસ રાખી જે વખતે જેવો ગ્રાહક આવ્યો તેવી રીતે તેને મન ગમતી વાત તેના અંતરમાં સારી રીતે ઠસાવી, તેને ખુશ કરી રૂપિઆ ને બદલે બે રૂપિઆનો વકરો કરવો ત્યાંજ ખરી ખૂબી છે. વ્યાપારી ગ્રાહકને લીધે ઉજળા છે. ગ્રાહકનું સન્માન જાળવી તેમને સંતોષ આપવાનું કામ જેઓ સાચા વ્હેપારી છે તેઓ જ જાણે છે. આજના જમાનામાં કેટલાક હલકા દિલના, એક ટકા જેટલીય અક્કલ વગરના મગજના ફરેલા ગુમાનીયાઓ લેભાગુ વ્યાપારી થઇ પડેલા લાલ સાહેબોને જાણે ગ્રાહકની પરવાજ નથી એમ માનીને તેઓ ગ્રાહકોની સાથે એક એવા પ્રકારનું અસભ્ય-નીચ માણસને છાજે તેવું વર્તન ચલાવે છે: પણ તેમને તે વખતે ખબર નથી પડતી કે: તેથી તેઓ પોતાની, વ્યાપારની, અને પેઢીની સાથે કરીને શાખ બગાડે છે. હમેશાં વ્યાપારીનું દિલ વિશાળ હોવું જોઇએ, તેનો સ્વભાવ આનંદી મિલનસાર હોવો જોઇએ. ગ્રાહકનો કેવી રીતે પ્રેમ મેળવી શકાય તેવી તેનામાં ચાલાકી-અક્કલ હોવી જોઇએ. ગ્રાહકોની પરવાહ વગરના વ્યાપારીઓએ જાણવું જોઇએ કે: દિલરૂબા જેવા થઇને ફરવાનો પ્રતાપ એ ગરીબ-કે તવંગર ગ્રાહકોના છે. ખરી રીતે ખરો સમજુ વ્યાપારી તો એજ કે: જે ગ્રાહકને પોતાના માથાના મુગટ-મણી જેવો ગણી તેને ખૂશ કરી પાંચને બદલે પચાસનો માલ પધરાવે છે. વ્યાપાર એટલે બે ટપલાં મારીને ચાલ્યા રહેવા જેવી તુચ્છ હકામત નથી.

પ્રજાને જોઇએ તેવો માલ પેદા કરી-કરાવી પૂરો પાડવાનું કામ વ્યાપારીનું છે; અને ત્યારે જ ટંકશાળ પડે છે. વ્યાપારીઓ જો સમજે તો તેમની જોખમદારી કંઇ ઓછી નથી. તેમણે સારી રીતે એ પરખી લેવું જોઇએ કે: ક્યાં ક્યાં-ક્યા દેશમાં શેના શેના મ્હોટા મ્હોટા ધનાઢ્ય વ્યાપારિઓ છે, તેઓ કેવી રીતે વ્યાપાર ખેડે છે, તેમની સંપત્તિ કટલી છે, તેમનો પ્રભાવ અને તેમની પ્રતિષ્ઠા કેટલી છે, તેમની વ્યાપાર કરવાની રૂઢી કેવી છે. એ વ્યાપારના જબરજસ્ત ખેડાણને લીધે એ દેશ કેટલો સુખી છે, એ દેશમાં કેટલું ધન છે, અને તેમાંથી આપણે શું શું શિખવાનું છે. સારી સારી મ્હોટી મ્હોટી કંપનીઓ કાઢી શેરોની પાસેથી પૈસા લઇ-માનો કે શેર ભરાવી તેનો તેમના જ લાભ અર્થે-દેશના વ્યાપારને આગળ વધારવા કયે રસ્તે ઉપયોગ કરવો, આંધળા લુલા, અપંગ મનુષ્યો પાસેથી કેવી રીતે કામ લેવું, તેમને કામ ધંધે વળગાડી સુખી કરવા, દેશના નાશ પામેલા હુન્નર-ઉદ્યોગને ખાળસ કર્યા વગર સત્વર આગળ વધારવા, નવાનવા ધંધા શોધી કાઢી પ્રજાને નવું જ્ઞાન આપવું એ બધું કામ કેવળ વ્યાપારીનુ છે. આજતો અમારા દેશની અવસ્થા કંઇક વિચિત્ર જ થઇ રહી છે, એક રોટલાના ટુકડાને જેવી રીતે અનેક કુતરાં વળગે તેવી રીતે પારકી અક્કલ પ્રમાણે ચાલનારા, પારકાના મહાપરિશ્રમે મેળવેલા ટુકડા-પર તરાપ મારનારા વ્યાપારિઓની સંખ્યા જ્યાં ત્યાં બહુજ વધી ગઇ છે. અને એજ કેવળ દેશના દુર્ભાગ્યની વાત છે. દેશ આબાદ થાય, દેશમાં નવા નવા હુન્નર-ઉદ્યોગ વધે એ જાણનારી કોણ વ્યાપાર કરે છે ? પ્રજાને લુંટી પાપી પેટ ભરવાની પ્રવૃત્તિ વ્યાપારી વર્ગ નહિ તજે ત્યાં સુધી કાંતુ પિંજયુ કપાસ જ માની લેવું. એથી શું વળ્યું ? અત્યારે

સુનરના મીલોની એટલીબધી અગત્ય છે કે: રેશમ અને ઉનની ? વૉયલ-વૉયલ પહેરવા-પહેરાવવાનો હડકવા થાય છે, પરન્તુ એ કેમ બને છે ને કોઇએ તપાસ કર્યો છે, અને જાણતા હોય તો કોઇને તે તરફ લક્ષ્ય આપવાનુ સુઝે છે કે ? તેવી જ રીતે ખાંડની, કાગળની, મોંઘવારી અને તેની ખપતનો ખ્યાલ કોઇને થાય છે કે ?

વ્યાપારી અને તેના વ્યાપારના વાત જૂદી જ છે ? એ કામમાં માથુ મારવાનુ કામ અડકુઉ-લેભાગુ માણસોનું નથી. અરે ! તેમનાથી તેમાં ચંચુ પ્રવેશ પણ ન થઇ શકે. જે પ્રમાણે એક જાદુગર-મદારી મોરલી વગાડીને મહાન વિષધર-સાપને પોતાની તરફ ખેંચી લે છે, તે જ પ્રમાણે વ્યાપારિએ એક પ્રકારની એવી મોહિની ભરેલી વાંસળી વગાડવી જોઇએ કે: દુનિયાને જે ધન પોતાના પ્રાણ કરતાંય વધારે વ્હાલુ છે, તે ધનનો મોહ તેઓ છોડી તે લાવી લાવીને તેમના પગમાં મધીજાય-અરે ! એ ધન મોરલીનો નાદ સાંભળી એની મેળે દોડતું ખેંચાઈ આવે. સંસારના લોકોને ખાવા-પિવાની. અવશ-આગમની, અન્ન-વસ્ત્રની જેટલી જેટલી ચીજોની જરૂર છે તે સઘળી વસ્તુઓની ચિન્તા રાખી જગતને પૂરી પાડવાનું કામ વ્યાપારીનું છે. નફકરા માંદ થઇને ફરે એ જનાવ ન શોભે.

કહેવાનું તાત્પર્ય એ છે કે: વ્યાપાર એ સંસારમાં મ્હોટામા મ્હોટો વ્યવહાર છે. રાજ્ય કારભાર કરતાંય વ્યાપારનું કામ અત્યંત કઠણ છે. વ્યાપારની વ્યાપકતા અને રાજ્યસત્તા એક સરખી છે. અને તેથી જ વ્યાપાર એક સ્વતંત્ર અને અત્યંત ગહન બાબત મનાય છે. *વ્યાપાર એ ઉત્તમમાં ઉત્તમ કળા છે. વ્યાપાર એ અનેક દુર્ગંધ અને મહાન ઝેરથી ભરેલો* છે. વ્યાપારી મનુષ્ય સ્વભાવ અને જગતની સત્તાનો પોતાના હાથમાં કાબૂ ધરાવી શકે છે. વ્યાપારી મનુષ્ય-સ્વભાવને બહુ જ સરસ રીતે પારખી શકે છે. મનુષ્ય માત્રની જરૂરીયાત અને તેમની ઇચ્છાઓ પૂરી પાડવી એ કામ વ્યાપારીનુ છે. વ્યાપારીને-એક ફક્ત વ્યાપારીને જ-એ વાતનો અધિકાર, એ વાતનુ માન છે-વ્યાપારીમા જ એ બાબતનુ ચાતુર્ય એ બાબતની સત્તા-છે કે: એ લોકોની સમ્પત્તિનો, લોકોની જરૂરીયાતનો, લોકોના વ્યસનો, જેવો જરૂરએ તેવો ઉપયોગ કરે, અને અર્થશાસ્ત્રમાં વર્ણવેલા શ્રમ વિભાગની જેવી જોઇએ તેવી વ્યવસ્થા કરે. રાજ્ય-સત્તાથી જે કામ ન થાય તે કામ વ્યાપારી રમત રમતામાં કરી નાખે છે. અતુલ સત્તા, અનેખ્ય સૈન્ય અને મહાન શક્તિથી જે કામ મ્હોટા રાજરાજેન્દ્રથી પણ ન થાય તે કામ એક વ્યાપારી પોતાની હિમ્મત, કલ્પનાશક્તિ અને યુક્તિથી અપાકાબેધ કરી શકે છે.

વ્યાપારના જેવી ઉપયોગી એક પણ સાધન નથી, તેમ કોઇ પણ કળા વ્યાપાર-કળાના જેવી મહત્વની નથી. નીતિવેત્તાઓએ-વિદ્વાનોએ તેથીજ વ્યાપારને ઉચ્ચ સ્થાન આપ્યું છે. મહામાયા-અગમ્ય મોહિની એ કઇ વસ્તુ છે ! ક્યાં છે ! છે કેવળ: "व्यापारे वसति लक्ष्मी राजद्वारे तथैव च ॥" "લક્ષ્મી વસે વ્યાપારમાં કે, ઇશ્વરેરાજ્ય દ્વારમાં." વાંચક ! શાળાજનો દલાલનુ ઘર મુકી ક્યા હશે !

## દ્વિતીય પદ.

### ધંધો.

મનુષ્ય પોતાનો વખત, પૈસો, ચિત્ત અને મહેનતનો જે કામમાં ઉપયોગ કરે છે તેને ધંધો કહેવાય છે. મનુષ્યમાત્ર પોતાના પેટને વાસ્તે જે ઉદ્યમ-કામ કરે છે તેને ધંધો કહે છે. પેટ ભરવા માટે ચલાવેલા ઉદ્યોગને તેમજ કમાવાના સાધનને ધંધો કહે છે. વેચવા-ખરીદવામાં, સમયનો સ્થિતિ પ્રમાણે સદુપયોગ કરવામાં, કલ્પનાની સામગ્રી એકઠી કરવામાં, પોતાને ઉપયોગી-લાભદાયી પદાર્થોનો સંગ્રહ કરવામાં મહેનતનું ફળ ભોગવવા અને તે દ્વારા મરજી મુજબ ફાયદો મેળવવામાં માણસને જે ઉદ્યોગ કરવો પડે, જે પરિશ્રમ વેઠવો પડે, જે જે યુક્તિઓ લડાવવી પડે, જે ચતુરાઇ-ચાલાકી વાપરવી પડે, જે પૈસો ખરચવો પડે, એ સઘળા વ્યાપારને ધંધો કહે છે. પ્રત્યેક માણસને અવશ્ય કંઇને કંઇ ધંધો કરવો જ પડે છે. દરેક માણસ ધંધાર્થી છે. એમાં એ એક બાબત છે કે: ધંધા ઘણી જાતના છે. પ્રત્યેક માણસને કંઇ એકજ ધંધો રૂચે એવું નથી હતું, પરન્તુ દરેક માણસને ધંધો કર્યા વગર છુટકો જ નથી થતો. એવો એક પણ માણસ નથી હોતો કે જેને કંઇ ધંધો ન કરવો પડે પ્રત્યેક માણસને ધંધાનું જ્ઞાન મેળવવું પડે છે. ધંધો બધાયને વળગ્યો છે. ધંધાની શરૂઆત કર્યા પહેલાં ધંધાનું જ્ઞાન મેળવવું એ ઠીક છે. ધંધો એ એક સામાન્ય શબ્દ છે, અને તેના અનેક પ્રકાર છે-૧ વ્યાપાર-ઉદ્યોગ. ૨ નોકરી-કારખાનાં, ૩ કળા-કૌશલ્ય, ૪ ખેતીવાડી, ૫ વિદ્યા-વૃત્તિ અને છઠું બીજાં પરચુરણ કામ, આ પ્રમાણે ધંધાના મુખ્ય ૭ ભેદ જણાય છે.

વ્યાપાર એ દેશોન્નતિનું ભાન કરાવનારૂં એક મુખ્ય લક્ષણ છે. શાન્તિના સામ્રાજ્યમાં સુખ અને વિલાસ ફેલાવવાનું કામ વ્યાપારીનું છે. નવા નવા દેશ અને જંગલોમાં પણ પ્રસરીને અમન ચમન વરસાવી મુકવી એ વ્યાપારનું કામ છે. દેશ જીતી લીધા પછી જ્યારે શૂરવીર સિપાહિઓનાં અસ્ત્ર-શસ્ત્રને પાછાં સૌ સૌને ઠેકાણે મુકવામાં આવે છે, અને જ્યારે વ્યાપાર જોસભેર ચાલવા લાગે છે, ત્યારે કહેવાય છે કે: હવે તો સુખ-શાન્તિનો વખત આવ્યો છે એવે વખતે શહેર-નગરોની સંપૂર્ણ ઉન્નતિ, પરગણાનો વૈભવ, દેશની સમૃદ્ધિ, પ્રજાનો આનંદ વિલાસ, ગરીબોની રોજી અને દરેક પ્રકારનો ઉદ્યોગ વ્યાપારને લીધે જ પેદા થાય છે. લોકોને ઉદ્યોગ બતલાવવા, ગરીબોને ધંધા-રોજગારે વળગાડવા અને તેમને તેમની મહેનતનો યોગ્ય બદલો આપવો એ વ્યાપારના હાથમાં છે. લોકોની જરૂરીયાતોને પહોંચી વળવું, અને રસીકજનોના મનોરથ સિદ્ધ થવાની વ્યવસ્થા કરવી એ પણ વ્યાપારનું કામ છે. સાર્વભૌમ સત્તા અર્થાત બાદશાહી સત્તા, વ્યાપારીનું કામ, અને ધર્મનો અધિકાર, એ ત્રણેની સત્તા જગતમાં સૌના ઉપર ચાલતી નજરે પડે છે. તો પણ આ સ્થળે અમારે એટલું તો કહેવું જોઇએ કે: જગતમાં ધર્મની સત્તાની બલિહારી છે. પ્રજા એ સત્તાને આધિન પોતાની મેળે પ્રેમથી થાય છે. અસ્તુ.

વ્યાપારનો ખરેખરો આધાર સત્ય અને સારાસાર વિચાર પર અવલંબન કરી રહ્યો છે. એ મૂળ પાયા ઉપર જ વ્યાપારની આખી ભીંત ચણાએલી છે. વ્યાપાર મતલબ

કે, માચેમાચા પાયા ઉપર જ,–જૂઠા નામના–શેર–સટ્ટા પર નહિ. વ્યાપારના બે ભેદ છે. એક ખોટો અને બીજો સાચો. ખોટામાં સટ્ટો–જુગાર, શરત–લૉટરી વગેરે સમજવા છે. સારો ઉચ્ચ પ્રકારનો પ્રતિદિન વ્યાપાર જ્યારે માણસને ન આવડે ત્યારે જ તેનું ઉપરના અવળે રસ્તે મન દોડે છે. જે ધંધાનો મુખ્ય પાયો સત્યાગ્રહ, સારાસાર-વિવેક અને શુદ્ધતા ઉપર નથી, એ ધંધો કાર્ય એવો કેમ ન હોય પણ તે આજ નહિ તો કાલ, કાલ નહિ તો થોડા સમય પછી પણ જરૂર ભાંગી પડ્યા વગર નહિ રહે. અને એવા હાનિકારક ધંધા પડી ભાગે એથી જ અંતને પરિણામે લાભ છે. અનેક મનુષ્યોની અને મુખ્ય તો જેઓ કેવળ ધનના ભૂખ્યા વ્યાપારિઓ છે તેમની એક પ્રકારની એવી માન્યતા હોય છે કે, જૂઠું બોલ્યા વગર તો વ્યાપાર જ નથી થતો. કદાચ આવી ભાવનાવાળા વેપારી પૈસો પેદા કરતા હશે પણ સાચા માણસ ; ક્યાં ? જીંદગીની સાર્થકતા તો સાચા વ્યાપારી–ખરેખર મનુષ્યત્વ પ્રાપ્ત કરવામાંજ છે. કોઈ કોઈ તો એવું જ માની બેઠેલા હોય છે કે વ્યાપારી બે ત્રણ જાતની બોલી રાખે તેનો જરીકે વાંધો નહિ, પરન્તુ એવું સમજવું એ મ્હોટી ભૂલ છે. “ વ્યાપારીના જૂઠાણા ” ને ગેરવ્યાજબી ગણીને કાયદા પૂર્વક તેનો અમુક કોર્ટમાં કેમ નથી ચાલતો, તેથી એમ ન કહી શકાય કે એ જૂઠું નથી જ. વ્યાપારનો પ્રત્યેક વ્યવહાર–લેવડ–દેવડ–કેવળ સત્ય ઉપર જ નભતો જોઈએ. જે શાહુકાર લેવડ–દેવડમાં સત્યતા ન રાખતો હોય–જે અપ્રમાણિક વ્યવહાર રાખતો હોય તે કદી પણ આગામાં સારી ઉન્નતિ નથી મેળવી શકતા. કેવળ નીતિની ચારિત્ર્યની દૃષ્ટિએ જ પ્રમાણિકતાની જરૂર છે એવું નથી. પરન્તુ વ્યાપારમાં પણ એ પ્રમાણે ચાલવું–વર્તવું એ ઉત્તમ રીત છે. સારી બરકતનું, ઉન્નતિનું, અભિવૃદ્ધિનું, યશનું અને સફળતાનું એક માત્ર બીજ પ્રમાણિકતા જ છે. પ્રમાણિકતાની સાથે શાહુકારી પણ હોવી જોઈએ. શાહુકારી ( આબરૂદારી ) અને પ્રમાણિકતા એ અલગ અલગ બાબત છે. કોઈ વ્યાપારી પ્રમાણિક ન હોય પણ શાહુકાર હોય છે, તેમ અમુક આબરૂદાર હોવા છતા પ્રમાણિકતા તેનાથી સો ગાઉ દૂર હોય છે. પ્રમાણિકપણાનો સંબંધ લેવડ–દેવડ સાથે અને શાહુકારીનો સંબંધ હૃદયના ગુણોની સાથે છે. યોગ્ય વખતે લોકોની લેવડ–દેવડમા ચોક્કસ રહેવુ અને કોઈને ફસાવવાની ઈચ્છા ન રાખવી એ બધાનો સમાવેશ પ્રમાણિકપણામાં થાય છે એ પ્રમાણિકતા હોવા છતાંય માણસ આબરૂદાર નથી હોઈ શકતો. પોતાના પાડોશિઓની, જ્ઞાતિજનોની, સંબંધિઓની તેમજ પોતાના જેવા જ સરખે ભરખાની પારકાઓના મ્હોં આગળ વ્યર્થ નિન્દા કરવી એ આબરૂદાર માણસનુ કામ નથી. ચાટામા અગર પોતાના બજારમાં બીજા વ્યાપારિઓની નિન્દા–બોદાણી કરવી એ ટેવ પણ છોડવા જેવી છે. બીજાઓને બદનામ કરવા એ કદી ભલમનસાઈ ન કહેવાય. ખરી રીતે જોવા જતાં તો જે માલની પોતાને વધારે અગત્ય ન હોય તેમ છતાં તે માલ કોઈ બીજા ખરિદી ન શકે અને સારી રીતે તે બીજાનો મનગમતો ભાવ વધારી શકાય એવી ઈચ્છા કરી બીજાને વ્યર્થ નુકસાનમાં ઉતારવા પ્રયત્ન કરવો એ પણ વખાણવા જોગ નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે. જે કામ તમને ગેરવ્યાજબી લાગે તે કેવળ નીતિ અને ચારિત્ર્યની દૃષ્ટિએ જ હીન છે એમ નથી, પરન્તુ તેથી વ્યાપારમાં પણ બેઈજ્જત પેદા થાય છે.

ધંધાની ખૂબિઓ કામે તેની કેમ ન હોય પણ તેથી લાભ જ મેળવવાનો છે એવી

માન્યતા ઘણા માણસોની હોય છે; પરન્તુ તેમણે જાણવું જોઈએ કે, એ યુક્તિઓથી લોકોનો પોતાના ઉપરથી વિશ્વાસ ઉઠાડી લાભને બદલે પરિણામે હાનિ વેઠવી પડશે. ડાહ્યા–સાચા વ્યાપારિઓએ એ વ્યાપારિઓની યુક્તિઓનું સ્વપ્ને અનુકરણ ન કરવું જોઈએ, કે જેથી પોતાની પ્રમાણિકતા અને શાહુકારીને જરાક પણ બટ્ટો લાગે. એ રીતિ બિલકુલ પસંદ કરવા જોગ નથી. વ્યાપારીએ હમેશાં પ્રમાણિકતા ઉપરજ દૃઢ રહેવું જોઈએ. પ્રમાણિક વ્યાપારમાં એક પ્રકારનો અનન્ય આનંદ છે. એ ખરેખર સત્ય છે કે: પ્રમાણિકતા શુદ્ધ આનંદની નદી છે. જ્યાં પ્રમાણિકતા છે. જ્યાં શાહુકારી છે ત્યાં આગળ સદા સર્વદા આનંદ! આનંદ! અને આનંદ જ છે!

હવે જુદા જુદા ધંધાના મુખ્ય મુખ્ય વિભાગો સંબંધી એક બે મુખ્ય વાતો કહીને અમે એ વિષય પૂરો કરીશું. ધંધાનો સૌથી પહેલો અને મુખ્ય વિભાગ વ્યાપાર–ઉદ્યમ છે. એ ધંધાનું મુખ્ય તત્વ એ છે કે: પિઠ જ્યારે નરમ હોય ત્યારે માલ ખરીદવો અને તેજ થાય ત્યારે વેચવો. જે માણસ એ વાત બરાબર સમજે છે કે: જ્યારે સ્હોંઘવારી થાય ત્યારે માલ સંઘરવો અને મોંઘવારી થાય ત્યારે ઘાટ જોઇને વેચવો. તેને માટે પછી એવો વિચાર કરવાની આવશ્યકતા જ નથી રહેતી કે એ વ્યાપારી છે કે નહિ. જે માણસ એ પ્રમાણે કાર્ય કરે છે એ જ વ્યાપારી–ઉદ્યમી છે. જુદી જુદી જણસોનો વ્યાપાર કરવાથી વ્યાપારીઓનાં નામ જુદાં જુદાં ગણાય છે. જેમકે: કાપડના વ્યાપારી, અનાજના, સોના–ચાંદીના, ઝવેરાતના, શાકના, ફળફુલના વગેરે. આ પ્રમાણે જુદા જુદા માલના નામ પરથી વ્યાપારીઓનાં પણ જુદાં જુદાં નામ ગણાય છે. જેમકે, કાપડીઆ, દરીઆ, ઝવેરી, ગાંધી વગેરે. પરન્તુ એ દરેક ધંધો ફક્ત એક જ તત્વ પર અવલંબન કરી રહ્યો છે, અને એ તત્વનું નામ છે—' વ્યાપાર '

વાંચક! હવે પછી આપણે **મીલો** અને **કારખાના** સંબંધી વિચાર કરીશું

[અપૂર્ણ.]

---

(૧) દરેક વ્યાપારી અને શેઠે હમેશાં પોતાના મનમાં એકજ સવાલ કરવો ઘટે છે કે: "જેમ હું મ્હારાં બાળકો તરફ વર્તું છું, તેમજ મ્હારા નોકરો તરફ વર્તું છું કે નહિ?"

(૨) સસ્તામાં સસ્તુ ખરિદી મોંઘામાં મોંઘું વેચવું એના જેવું માણસને નામોશી લગાડનારૂં બીજું એકે નથી.

(૩) જેઓ જૂઠનો વ્યાપાર કરી, પૈસો મેળવીને ફુલાય છે તે તેઓના મોતની નિશાની છે. "પૂજ્ય."

---

+ **મીલો** અને કારખાના સંબંધી જ્ઞાન ધરાવનાર સજ્જનો એ લાઈનના માણસોને ઉપયોગી થઈ પડે તેવા સારા–બોધદાયક લેખ કાગળની એક જ બાજુએ, સારા અક્ષરે લખી મોકલશે અને તે ઉપયોગી જણાશે તો યોગ્ય સમયે તેને માસિકમાં સ્થાન આપશું. મીલ લાઈનના અનુભવી તેમજ વ્યાપાર–ઉદ્યોગની બાબતમાં રસ લેતા હોય તેવા વિદ્વાનોને તાકીદે લેખ લખી મોકલવા અમે પ્રેમ પૂર્વક આમંત્રણ કરીએ છીએ.

"વ્યવસ્થાપક."

લેખકઃ-શ્રીયુત શંકરલાલ જ. જાની, એન્જીનીઅર.




આનન્દો ! સજ્જનો ! આજ આનન્દો ! આજ મંગળ દિવસ છે. ગુજરાતના પત્ર મન્દિરમાં પ્રકૃતિની પ્રેરણા પામેલા કર્મવીર આજ આપણી સમક્ષ જન્મે છે. આવો ! આપણે પણ આજ ઉત્સવ પાળીએ, યાન્ત્રિકયુગની આલોચના કરીએ. અને એ બાળકનાં ભાગ્ય યથામતિ લઈ કૃતાર્થ થઈએ.

સજ્જનો ! એ તો જગપ્રસિદ્ધ વાત છે કે વિસમી શતાબ્દિમાં જગતનાં વિવિધ પ્રાણીઓ જે જડમયી શક્તિ ઉપયોગી નિવડી છે, તે સૃજનતાનું એક અધિક લક્ષણ છે. વસન્તાનિલની સુમધુર લહરી જેમ સર્વ પ્રકૃતિને સચેતન કરે છે તેમ વિસમી શતાબ્દિના પ્રકૃતિ જ્ઞાનથી પૃથ્વી પર સર્વત્ર નવચેતન સ્ફુર્યું છે. મનુષ્ય હૃદયમાં નવીન ભાવનાઓ પ્રવૃત્ત થઈ છે, અને સર્વત્ર પ્રકૃતિના વિજય ઘોષ વાગે છે. પૂર્વનાં કળા-કૌશલ્ય આજ પશ્ચિમનાં મન્દિર શણગારે છે, વૃદ્ધિ પામે છે, અને જગતને નમાવે છે. કવિ વાણી છે કે: " અમેરિકાનું નવયૌવન કળા-કૌશલ્ય, * * * * * * બ્રિટનનું વયોવૃદ્ધ શાણુ મહાજન, જર્મન જહાજનું ભરસાગરે સાહસ, જાપાનનાં જયર ગી કેસરીયાં. * * * * * * " ત્યહાં પગે પગે કુદરતનાં સત્વોનો નવીન આવિર્ભાવ થાય છે. ક્ષણે ક્ષણે નૂતન શોધો થાય છે, અને ક્ષણે ક્ષણે નવીન યંત્રો નવયના દાખવે છે. એમ ભૌતિક સાધનો પૂર્ણતાએ પહોંચે છે, નવીન ઉદ્યોગો જન્માવે છે, પોષે છે, વિકસાવે છે. અને સામાન્ય બુદ્ધિને મ્લાન કરે છે. આ ગર્જના કરતા નવયુગને વિદ્વાનો યાન્ત્રિક યુગ ( Engineering 'era ) નામ આપે છે.

સજ્જનો ! આ નવીન યુગમાં વરાળ, વાયુ અને વિદ્યુત્ પ્રભુ નિર્મિત કિંકિરો તરીકે મનુષ્યને જીવનની પગે પગે અનેક ચમત્કારો દર્શાવે છે, અને પોતાની ઉપયોગિતામાં વૃદ્ધિ કરે છે. તે અમોઘ મોહક શક્તિ મનુષ્યના જીવનને પોતાના શાસનમાં રાખે છે; અને ભક્તિ ભાવે મનુષ્યના નમ્ર સેવક તરીકે પણ વર્તે છે. તે મનુષ્યને ક્ષણમાં સેંકડો ગાઉ દૂર લઈ જાય છે; તો ક્ષણમાં ગગન ચુમ્બન પણ કરાવે છે. તે મનુષ્યને ક્ષણમાં સમુદ્રની સપાટી ઉપર ફેરવે છે; તો ક્ષણમાં ત્હેના ગર્ભમાં લઈ જઈ અમૂલ્ય રત્નો આપે છે. તે ક્ષણમાં પૃથ્વીનાં પડ ફોડી નાખી ભૂગર્ભના અદ્ભુત દ્રવ્યનાં દર્શન કરાવે છે, તો ક્ષણમાં કાળના કીર્તિ સ્તમ્ભ જેવા ગિરિ શિખરોને પણ જમીનદોસ્ત કરી નાખે છે.

તે ક્ષણે ક્ષણે મનુષ્યના વિચારો અને વાતો દૂર અતિ દૂર લઇ જાય છે. તે સુવા, બેસવા, ખાવા, પીવા વગેરે સર્વ ભોજ્ય પદાર્થો માંટે એક આજ્ઞાધિન સેવક તરીકે મનુષ્ય ઇચ્છાને આધિન વર્તે છે, તે રાજ્ય લક્ષ્મી સમા અનેક કિલ્લાઓ, મહાલયો અને મન્દિરોને ક્ષણમાં ઉભા કરે છે, અને ક્ષણમાં ત્હેમને ધરાશાયી પણ કરી નાખે છે. તે સર્વ મનુષ્ય પ્રાણીના જીવનને પ્રતિ પળે પોષે છે, અને ક્ષણમાં સુકુમાર દેહલતાનો નાશ પણ કરે છે. આ અદ્ભૂત માયાવિ શક્તિને ભૌતિક સાધનોથી સંયમમાં રાખનાર તે એક ઇજનેર છે. ઇજનેરની મહત્તા વિષે એક અમેરિકન વિદ્વાન લખે છે કે: " Engineers are dominating world affairs to-day as never before. Their trained minds, their ability to do big things in big ways, their experience in applying scientific principles to do the working out of business and industrial problems, are rendering signally constructive service to every phase of world activities military, civil and industrial." ઇજનેરોના બુદ્ધિકૌશલ્યથી પ્રગતિમાન આ સર્વમાન શક્તિના વિકાસની યથાર્થતા યુરોપના પ્રચણ્ડ મહાયુદ્ધે જગતને જણાવી છે; આજ કલાનિપૂણો ત્હેને યાન્ત્રિક વિગ્રહ Engineering war કહે છે. તે વિષે ફરીને તેજ અમેરિકન વિદ્વાન કહે છે કે:—Under the stimulus of war, engineering in all branches is going through a rapid process of evolution."

સજ્જનો ! અર્જુન, કર્ણ વગેરે મહારથીનાં વરૂણાસ્ત્ર અને ગરૂડાસ્ત્ર જેવાં બાણ, શ્રીકૃષ્ણચન્દ્રનું પુષ્પ વિમાન અને સુદર્શનચક્ર, શ્રી રામના સેતુબન્ધની કથા, પાણીપતનો કીર્તિ સ્તમ્ભ સમો વજ્ર સ્તમ્ભ, આત્રસૂઓની તલવારો, ખાસાંચાટ, બુંદેલખંડ અને દક્ષિણની ખનીજ દ્રવ્યોની ખાણો, અને ત્હેમાંનાં કીમતિ દ્રવ્યો, દેશી રાજ્યોની તોપો અને બન્દૂકો, બુદ્ધ અને જૈનનાં દેવમન્દિરોની ભવ્યતા, દીલ્લીનાં દિવાને આમ, દિવાને ખાસ અને તાજમહાલ તથા અન્ય મુસલમાન મકબરાની મનમોહક કારીગરી અને રમ્યતા, ચીતોડનો ભવ્ય મિનાર, જયપૂરના દેદિપ્યમાન કળશો, લીલાંછમ વિશાળ ખેતરો અને ઉત્તમ કૃષિશાસ્ત્ર, વિશ્વકર્માનું શિલ્પ શાસ્ત્ર. તથા ઋષિ મુનિઓનાં શાસ્ત્રીય પ્રવચનો, એ વિજ્ઞાનની સર્વોત્કૃષ્ટતાએ પહોંચેલા સાત્વિક ભારતનાં અવશેષ પણ પ્રતિભાપૂર્ણ ઇજનેરી સાધનો અને સાહિત્ય છે. તે મહા બુદ્ધિશાળીની વિચાર શક્તિને પણ કાણુભર સ્તમ્ભાવે છે. અત્યારનું આપણું દીન ભારત ! પૂર્વની પ્રાચીન જાહોજલાલી અને પશ્ચિમના અર્વાચીન બુદ્ધિ વિકાસના દયા પાત્રમાં ઝૂલે છે ત્હેનો ખ્યાલ સહજ જ થઇ શકે તેમ છે. જે દેશની અવશેષ કારીગરીની સુન્દરતાના દર્શન માત્રથીજ જોનારના હૃદયમાં પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે, તે દેશના તનુજોને પશ્ચિમના કળા-કૌશલ્ય સમગ્ર વ્હીલે મ્હોઢે ઉભા રહી નમ્યું આપતાં દયા સહૃદય ભારતવાસીની લાગણી પુનરોદ્ધાર માટે સતેજ નહિ થાય ?

સજ્જનો ! આ સ્થિતિમાંથી પોતાનો ઉદ્ધાર અને ઉન્નતિ કરવા કોણ નથી ચ્હાય ? પોતાનો ઉદ્ધાર અને ઉન્નતિ કરવાં તે પ્રત્યેક દેશના પ્રત્યેક વ્યક્તિની પ્રથમ ફરજ છે. **સ્વામી વિવેકાનંદ** લખે છે કે: " ઉઠો ! જાગૃત થાઓ ! આયુષ્ય ઘણું ટૂંકું છે, વખોવાત કરવા કરતાં વધારે મહત્વનાં કામ કરવાનાં ઘણાંય પડ્યાં છે. તમારી સ્વજાતિના ભલાને માટે,

આખી માનવજાતિની સેવા માટે, તમારી જીંદગીનું બલિદાન આપવું એ જ ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે." જ્યરંગી કેસરીયાનો ન્હાનકડો ટાપુ જાપાન' તે આપણો પાડોશી ! જૂઓ 'તેની પવનવેગી પ્રગતિ' જગદ્વ્યાપિ મહાયુદ્ધના સમયમાં ત્હેણે આપણને શું શિખવ્યું છે ? તપાસો ! ઇજનેરી બુદ્ધિ-કૌશલ્યનો પ્રભાવ ત્હેણે કેટલો પાડ્યો છે ' આપણે તેના કેટલા અંશે છીએ ? નક્કી માનજો કે જગતના સંગઠિત વ્યવહારમાં આપણા, અને ' સમગ્ર દેશનાં જીવન અને શાન્તિ, ઇજનેરી ધંધાની ઉન્નતિમાં જ સમાયલાં છે. આ પ્રગતિક યુગમાં આળસ ત્યજો અને સ્મરણે રાખો કેઃ—' Awake arise and dream no more." જૂઓ ! પૃથ્વીની પ્રદક્ષિણાએ નીકળેલો પ્રાગતિક પવન. પશ્ચિમની પ્રગતિને અડકાવી, પૂર્વમાં જાપાન ઉપર ફરીને પોતાની મીઠી લહરી પ્રસારે છે; અને ત્હેની મન્દ શિતળતા આશાવંતા હિન્દમાં પણ આવે છે. અને પ્રવૃત્તિભર્યા સાહસે કળા અને સૌન્દર્યનાં દ્રષ્ટિબિન્દુથી નિરાશાં પણ જન્મે છે; અને એક દિવસ એવો પણ આવશે કે હિન્દમાં તે પ્રાગતિક પવનની મધુર લહરી પ્રસરી રહેશે. પરન્તુ હિન્દનાં અહોભાગ્ય તો ત્યારે જ મનાય કે જ્યારે સ્વાર્થ લગ્નતા મટીને કળા અને સૌન્દર્યના ઔદાર્યભાવ ભરી પ્રાચીન ભાવના પુનઃ પ્રકટ થઈ સુયોગ્ય વાણિજ્ય પ્રસરે.

સજ્જનો ! જૂઓ ! અમેરિકાનું કળા-કૌશલ્ય, બ્રિટનની વ્યાપારપટુતા, જર્મન વ્હાણનું સાહસ, અને આપણા પાડોશી-આજકાલના ન્હાનકડા ટાપૂ જાપાનની ઉન્નતિ નિરખો ! શાં કારણ હશે ત્હેનાં વારુ ? અમેરિકાના કારનેજીના જેવા કળાભુવન જેવું કળાભુવન ક્યાં છે હિન્દમાં ? ત્યાંના ઇન્સ્ટીટ્યુટસ્ ઑફ મીકેનીકલ, ઇલેક્ટ્રીકલ અને સીવીલ અન્જીનીઅર્સ જેવી સંસ્થા હિન્દમાં છે કે ! સોસાયટી ઑફ અન્જીનીઅર્સ અને એસોસીએશન ઑફ મશીનીસ્ટસ્ તથા ત્હેવાં બીજાં ઇજનેરી મંડળો હિન્દમાં ક્યાં છે ? ઇંગ્લેંડના રૉયલ ઇન્સ્ટીટ્યુટ, રૉયલ સાયન્સ, ઇન્સ્ટીટ્યુટ ઑફ મીકેનીકલ એન્ડ સીવીલ અન્જીનીઅર્સ, અને બીજાં ઉપયોગી મંડળો જેવાં મંડળો હિન્દમાં અસ્તિત્વ ધરાવે છે કે ' જાપાન અને જર્મનીની ઇજનેરી કૉલેજો, યુનીવર્સીટીઓ, રાત્રિશાળાઓ, અને સંખ્યાબંધ મંડળો જેવાં મંડળો પણ ક્યાં છે ? ઇજનેરી મંડળોમાં સભાસદ થવાની પવિત્ર ફરજ તરફની જર્મનીના પ્રત્યેક ઇજનેરી ધંધાદારીના જેવી ઉત્કટ ભાવના અહીં કોનામાં છે ' જાપાન, જર્મની, ઈંગ્લેન્ડ, અમેરિકા વગેરે દેશોનું સ્વભાષામાં ખીલેલું ઇજનેરી સાહિત્ય ક્યાં છે હિન્દની માતૃભાષામાં !

સજ્જનો ! અત્યારે એક ગૌરવની આનંદની વાત છે કે આપણા દેશમાં પણ પશ્ચિમનો એ ચેતનવાયુ વાવા લાગ્યો છે, અને કળા-કૌશલ્યનો યુગ મંડાયો છે. આ પ્રગતિપથમાં બેંગલોરનું ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ, પૂના અને રૂરકીની ઇજનેરી કૉલેજો, મુંબઇનાં મુંબાઇ, અમદાવાદ, વડોદરા, સુરત અને નવસારીનાં કળાભુવનો સદ્ભાવ ભર્યો યથાશક્તિ ન્યૂનાધિક ભાગ લે છે. ત્હેમાંનાં કેટલાંક ભુવનો અને કૉલેજોનો શિક્ષણક્રમ ઇંગ્લીશ ભાષા દ્વારા ચાલે છે, અને કેટલાંકનો શિક્ષણક્રમ માતૃભાષા દ્વારા ચાલે છે. ઇજનેરી સાહિત્યનો માતૃભાષા દ્વારા વિકાસ થવાના અભાવને લીધે જ તે અહીં પછાત જણાય છે. તો સ્વદેશ અને સ્વદેશીની ઉન્નતિ ચ્હાનાર વિદ્વાનોની ફરજ છે કે ત્હેમણે ઇજનેરી

ધંધાના વિકાસ માટે પરભાષાનો ભાણ્ડાર સ્વભાષામાં ભરી ઇજનેરી સાહિત્યની વૃદ્ધિ કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ. આ શિવાય હિન્દમાં કેટલીક ગણીગાંઠી સંસ્થાઓ પણ હયાતીમાં છે. થોડા સમય ઉપર કલકત્તામાં સને ૧૯૧૯ ના જાન્યુઆરી માસમાં મળેલી ઇજનેરી કૉન્ગ્રેસના પરિણામ રૂપે એક "સોસાઇટી ઓફ એન્જીનીઅર્સ" નામક સંસ્થાનો હિન્દમાં ઇજનેરી ધંધાનો વિકાસ કરવાના હેતુથી ઉદ્ભવ થયો છે; અને તે એક સૌભાગ્યની વાત છે. અસ્તુ.

સજ્જનો ! જે દેશનો વિકાસ ઇજનેરી કેળવણીનાં ન્હાનાં મ્હોટાં કળાભુવનો અને મંડળો દ્વારા થયો છે, જેમનો ભાષા ભાણ્ડાર ઇજનેરી સાહિત્યનાં હજારો પુસ્તકો, માસિકો, ત્રિમાસિકો અને સાપ્તાહિકો, નિબન્ધો અને વ્યાખ્યાનોથી ભરપૂર છે, તે તરફ દૃષ્ટિ કરતાં નિઃશંક કબૂલ કરવું પડશે કે આવાં જ સાધનોથી લોક સમુહનું જ્ઞાન એકઠું થાય છે, શુદ્ધ થાય છે અને વધે છે. એટલે એ તો સહજ જ સમજાય છે કે કોઇ પણ મહાન્ કાર્ય ફળીભૂત થવા માટે બન્ધારણની અત્યન્ત આવશ્યકતા છે. અને તે જ ધોરણ ઉપર ઇજનેરી ધંધાદારી ગૃહસ્થોએ પરસ્પર સંપ અને જ્ઞાનની વૃદ્ધિ કરવામાં તથા તેમની ઉન્નતિના ઉપાયો યોજવાને, પ્રત્યેક ઇજનેરી ધંધામાં જે જે અડચણો અને અનિષ્ટ રિવાજ જણાય તે દૂર કરવા, અથવા ત્હેમાં હિત ધરાવનાર ગૃહસ્થો અને સત્તાધિકારીઓ પાસે દૂર કરાવવા, સર્વ પ્રકારનાં ઇજનેરી સાહિત્યનો વિકાસ ગુજરાતી ભાષા દ્વારા કરવા તથા પરસ્પર સહાનુભૂતિ રાખવાના ઉદ્દેશથી ઇજનેરી મંડળો સ્થાપવાં જોઇએ. ત્હેમાં નિબન્ધો અને વ્યાખ્યાનો અપાવાં જોઇએ, અને ત્હેને અંગે પ્રયોગશાળાઓ અને પુસ્તકાલયો પણ ખોલાવાં જોઇએ. તથા પરસ્પર જ્ઞાનની ચર્ચા કરવા માસિકો અને સાપ્તાહિકો પણ ચલાવવાં જોઇએ. આજ આપણી સમક્ષ જન્મ પામતું આશાવન્તું "કર્મવીર." કર્મના વિજય બોધ સર્વત્ર ઉદ્બોધી ગુજરાતનો ભાષા ભાણ્ડાર સમૃદ્ધ કરે, અને ગુજરાતિઓની સદા સેવા કરે એ જ પરમાત્મા પ્રત્યે મ્હારી આન્તર પ્રાર્થના છે.*

---

* પ્રસ્તુત લેખમાં ઇજનેરી કળા અને ઇજનેર એટલે એન્જીન, બોયલરને લગતું જ્ઞાન અને તે જાણનાર માણસ જ ત્હેવો અર્થ સ્વીકાર્યો નથી; પરન્તુ સર્વ પ્રકારનાં યન્ત્ર, ત્હેમની કરામત તથા ત્હેને લગતું જ્ઞાન અને તે જાણનાર માણસ ત્હેવો અર્થ સ્વીકાર્યો છે, એટલે પક્ષપાતનો દોષ ન આવે તો ઠીક.

એક રીતે કર્મવીરનો અર્થ Machinist ( મશીનીસ્ટ ) થઇ શકે.

અમને આશા છે કે કર્મવીરના વાંચક બન્ધુઓને સ્નેહી ભાઇશ્રી નાનીનો મહત્વનો લેખ અવશ્ય પસંદ પડશે જ. કૃપા કરી તેવા ઉપયોગી લેખ લખી મોકલવા અમે યાન્ત્રિક જ્ઞાનના અનુભવી અભ્યાસી વિદ્વાનોને પ્રેમ પૂર્વક આમંત્રણ કરીએ છીએ. કળા-કૌશલ્ય, વ્યાપાર-ઉદ્યોગ સંબંધી લેખોને આ માસિકમાં પ્રથમ સ્થાન મળશે.

"વ્યવસ્થાપક."

લેખકઃ-" મુમુક્ષુ."




# नीति--कर्तव्य--बोध.

यस्मिञ्जने मदकरी कलभश्च तुल्यौ
यत्रापि नास्ति हयरासभयोर्विशेषः ।
विद्वज्जनस्तदितरश्च न यत्र भिन्नः
कस्तत्र नाम गुणिनामधिवासरागः ॥

" જે જનની નજરે ઉન્મત્ત ગજાધિપ,[1] હાથી સમાન જણાએ, "
" જે જનની નજરે જરી અશ્વને ગર્દભમાં[2] નવ ફર્ક[3] મનાએ, "
" જે સ્થળમાં વિદ્વાન અને જન મૂરખ એકજ તુલ્ય ભણાએ, "
" તે સ્થળમાં ગુણવાન જને પણ રહેવું ન એ મહા કષ્ટ[4] ગણાએ. " ૧

वह्निः समुद्भवति निर्मथनेन काष्ठा-
दम्भो ददाति वसुधा च निखन्यमाना ।
गच्छन्प्रयास्यति शनैरपि चाध्वनोऽन्त-
मारब्ध कार्यं दृढ किं न नरः करोति ॥

" વારંવાર મથ્યાથી જેમ નિશ્ચે કાષ્ઠેથી અગ્નિ ઝરે, "
" ખોદ્યા ખૂબ કરેથી ભૂમિ, જળની ધારા મહા નીસરે, "
" ચાલતાં નિયમિત નિત્ય જરીએ ના માર્ગ લાંબો ટકે, "
" કાર્યારંભ કર્યાં પછી મનુષ્ય તે કહો શું કરી ના શકે ? " ૨

स्वकर्म धर्मार्जितजीवितानां
स्वकेषु दारेषु सदा रतानाम् ।
जितेन्द्रियाणामतिथिप्रियाणां
गृहेऽपि मोक्षः पुरुषोत्तमानाम् ॥

" તત્પર રહે છે નિત્ય જે, નિજ ધર્મને સત્કર્મમાં, "
" સંતોષ માને છે સદા જે, સ્નેહથી નિજ પત્નીમાં, "
" ઇન્દ્રિયજીત,[5] અતિથિતણો, સત્કાર જે કરતા રહે, "
" છે "મોક્ષ-મંદિર" એજ પુરૂષ-શ્રેષ્ઠનું ઘર શાસ્ત્ર કહે. " ૩

यशस्करे कर्मणि मित्र संग्रहे
प्रियासु नारीष्वधनेषु बंधुषु ।
क्रतौ विवाहे व्यसने रिपुक्षये
धनव्ययोऽष्टासु न गण्यते बुधैः ॥

" સત્કર્મથી યશ દિવ્ય, ત્યમ સન્મિત્ર પ્રેમે પામવા, "
" પ્રિય પત્ની, બંધુ, લગ્ન-શુભ, મહાયજ્ઞ કે ક્રતુ યાગમાં, "
"પાછળ પડી રિપુ[૬] નાશ કરી, જન વ્યસનથી અળગા થવા,"
" એ અષ્ટ[૭] સિદ્ધિ માટ, ધનનો મોહ ધીર[૮] નવ ધારતા. " ૪

उत्साह संपन्नमदीर्घसूत्रं
क्रियाविधिज्ञं व्यसनेष्वसक्तम् ।
शूरं कृतज्ञं दृढ निश्चयं च
लक्ष्मीः स्वयं वाञ्छति वासहेतोः ॥

" ઉત્સાહિ. સાહસિક, કારીગરી પ્રવિણ, "
" વ્યસનો વિહિન,[૯] શૂર કેવળ કર્મવીર, "
" દૃઢ આગ્રહી. પુરૂષ જે સ્થળમાં વસે છે, "
" ત્યાં લક્ષ્મી નિશ્ચય નિવાસ સદા કરે છે. " ૫

वाङ्माधुर्याद्याति लोके प्रियत्वं
वाक्पारुष्याद्याति लोकेऽप्रियत्वं ।
किं तद्द्रव्यं कोकिलेनोपनीतं
को वा लोके गर्दभस्यापराधः ॥

" મીઠાં બોલાં મનુષ્ય જગમાં સર્વનો પ્રેમ. પામે; "
" કડવી વાણી કદી ઉચરતાં જગતનો સ્નેહ વામે,[૧૦] "
" કોકિલાએ દઈ દીધું શું ને-ગર્દભે શું બગાડ્યું ? "
" કડવાં-મીઠાં વચન પરથી સારૂ. બૂરૂ મનાયું. " ૬

वरं दारिद्र्यमन्याय प्रभवाद्विभवादिह ।
कृशताभिमता देहे पीनता न तु शोफतः ॥

" અન્યાયથી ધન મેળવી થવું લક્ષ્મીવાળા તે થકી, "
" નિઃશંક દુઃખ-દારિદ્રય ભોગવવું સુહિતકર છે નકી, "
" થવું રોગથી ફુલી જઈ ખુશી એ સર્વકાળ અનિષ્ટ છે, "
" ઘણું તેથી દુર્બળ રહેવું એ સુખકારી-કેવળ ઇષ્ટ છે. " ૭

અપૂર્ણ.

---

૧ મદ ઝરતો-મહાન હાથી. ૨ ગવેષુ. ૩ ફરક. ૪ સારૂ. ૫ જેણે ઇન્દ્રિયોને જીતી છે એવા. ૬ શત્રુ. ૭ ૮ સદ્ગુણી માણસો. ૯ વગરના. ૧૦ ઓછો થાય.

# કંઈક જાણવા જોગ.

ઝેરાહ કૅાલબર્ન ( Gerah Collburn )—આ એક અદ્‌ભુત અંકગણિત શાસ્ત્રી હતો. તેણે પોતાની અદ્‌ભુત શક્તિથી સઘળાં ભણેલાં માણસોને છક કરી નાંખ્યા છે. તેણે મ્હોડેથી ગણિત કરવાની નવી રૂઢી શોધી કહાડી હતી. હવે આ અદ્‌ભુત શક્તિ પોતાની માતા તરફથી તેણે કેવી રીતે મેળવી હતી તે આપણે તપાસી જોઇએ.

મીસીસ સ્રાઇમ્સ નામની સ્ત્રી આ સખ્સની માતાને સારી રીતે ઓળખતી હતી. તે જણાવે છે કેઃ ઝેરાહ કૅાલબર્નની માતા કાપડ ઉપર જુદી જુદી આકૃતિ વણીને પોતાનું ગુજરાન કરતી હતી. આ આકૃતિ વણવાને ઘણી જ બારીકાઇથી ગણત્રી કરવી પડે છે. તે વારવાર નવી આકૃતિ પોતાના મનથી ઉપજાવી કહાડતી, અને પોતે ઉપજાવી કહાડેલી આકૃતિ પછી તે વણતી હતી. અહીં આકૃતિ વણવા તાગની ઘણી બારીકાઇથી ગણત્રી કરવી પડતી. દિવસના દિવસ સુધી તેણે એ આકૃતિ કહાડવાને મહેનત કરી, પણ તે સઘળી ફોકટ ગઇ. એક દિવસ આખી રાત આ આકૃતિ વણવાને માટે તેણે ગણત્રી કરી અને આખર થાકી ગઇ, તે એ વણવાનું કાર્ય છોડી દેવાની અણી ઉપર હતી, એવામાં એના મનમાં એક નવી ગણત્રી ઉપજી આવી. તેને એમ થઇ આવ્યુ કે જો અમુક તાર આ પ્રમાણે ગોઠવીને વણવામાં આવે તો આ આકૃતિ વણી શકાય. જ્યારે તેણે આ ગણત્રી પ્રમાણે વણવાથી વગર મ્હેનતે પેલી આકૃતિ વણી શકાઇ. આ આકૃતિની પાછળ પોતે નિરાશ થઇ ત્યાં સુધી મથ્યા કરી અને અંતે તેમાં તેણે ફતેહ મેળવી. ગણત્રીની મનની શક્તિને તેણે આટલી બધી ખીલવેલી હતી, તે વખતે તેને હમેલ હતા. આ સમયે ઝેરાહ તેના ઉદરમાં હતો. ઝેરાહ કૅાલબર્ન નવી ગણત્રીના શાસ્ત્રનો શોધક અને મનની અદ્‌ભુત શક્તિ ધરાવતો હતો; તેનું કારણ એટલું જ કેઃ જ્યારે તે માતાના પેટમાં હતો ત્યારે તેની માતાએ ગણત્રીની અમુક ચોક્કસ આકૃતિ વણવા હદ બ્હાર મગજ શક્તિ વાપરી હતી. આ પ્રવિણ પુરૂષ જ્યારે ચાર વર્ષનો હતો ત્યારથી જ તેના મ્હોં ઉપર એક પ્રકારનું વિચક્ષણ તેજ ઝળકતું હતું. તે જાણે કંઇ ગણત્રી ન કરતો હોય તેવો જણાતો. એનું નામ ગર્ભજન્ય સંસ્કાર ! ગર્ભિણી સ્ત્રીઓએ આળસુ અને નિરૂદ્યમી બેસી રહેવું જરીકે વ્યાજબી નથી. ઉંચા વિચાર અને ઉત્તમ કાર્યો કરવાથી બાળકો તેવાંજ ઉત્તમ સંસ્કારી નીવડે છે. ( હિન્દી માફીક. )

✦ ✦ ✦ ✦ ✦

રૂડલી મેઇલના ૧૯૧૮ ના રિપોર્ટ પરથી જણાય છે કે—ગ્રેટબ્રિટન અને આયર્લેંડ વગેરે સંયુક્ત રાજ્યોમાં એકંદર ૫૦ લાખ સ્ત્રિઓ અનેક પ્રકારના ઉદ્યોગ-ધંધામાં ગુંથાએલી હતી. એ સિવાય પરગણ્યુ કામધંધા અથવા ઘવાએલા સૈનિકોની સારવારમાં રોકાએલી સ્ત્રિઓની સંખ્યા તો જુદીજ !

યુદ્ધ શરૂ થયા બાદ ૧૯૧૭ ની આખર સુધી એટલે એકંદર ૩ વર્ષમાં ૧૨ લાખ ૫૬ હજાર પુરૂષોની જગ્યાઓ સ્ત્રીઓથી પૂરવામાં આવી હતી. તેમાંની ૪ લાખ ૩૮ હજાર ઉદ્યોગ ધંધામાં, ૩ લાખ ૮ હજાર વ્યાપારમાં, અને ૧ લાખ ૮૭ હજાર સરકારી નોકરીમાં જોડાએલી હતી. કંઇક પુરૂષો લડાઇમાંથી પાછા ન ફર્યા અને તેમની જગ્યોએ સ્ત્રિઓ કાયમ થઇ ગઇ. ગયા યુદ્ધ સમયમાં યુરોપની સ્ત્રિઓએ જે સેવા ઉઠાવી છે તેની તો બલીહારી જ ! હિન્દુસ્થાનની સ્ત્રિઓ તરફથી આ સંબંધી કંઇ આશા રખાય એવું છે કે ? પુરૂષોને રમવાની પુતળીઓ જેવી બની ઠનીને રવડે હુન્નર-ઉદ્યોગનું કંઇ વળશે કે ? સ્ત્રી-જીવનમાંથી પુરૂષો કંઇ શીખી શકશે કે ?

❦ ❦ ❦ ❦ ❦

**ચતુર જાપાનેઃ**—ગયા યુદ્ધથી ઉદ્યોગ-વ્યાપારમાં આગળ વધી તેણે દિન પ્રતિદિન કેટલો વધારે અને સસ્તે મૂલ્યે પાકો માલ હિન્દુસ્થાનની કોટે વળગાડ્યો ? તપાસો જોઇએ:—

જાપાનથી સાલવાર પાકો માલ આ દેશમાં આવ્યો તેની વિગતઃ—

| | | |
|---|---|---|
| ૧૯૧૩–૧૪ | પૌંડ | ૩૧,૮૦,૦૦૦ |
| ૧૯૧૪–૧૫ | „ | ૨૯,૧૬,૦૦૦ |
| ૧૯૧૮–૧૯ | „ | ૨,૨૪,૦૫,૦૦૦ |

ઉપરના આંકડા પરથી સ્પષ્ટ જણાય છે કેઃ ૧૯૧૩–૧૪ ની સાલ કરતાં ૧૯૧૮–૧૯ માં તેણે લગભગ સાતઘણો માલ વધારે હિન્દુસ્થાનને પૂરો પાડ્યો. આપણે જાપાનની શી સેવા કરી ?

❦ ❦ ❦ ❦ ❦

**ભડો હોંશીઆર પણ શરમાયો !**—રેલ્વેના રસ્તામાં એક વાવટો ઝાલીને ઉભા રહેનાર કુલીની એક ઓરડી હતી. ઓરડીમાં કુલી, તેની સ્ત્રી અને છોકરાં રહેતાં હતાં. અતિશય મોંઘવારી એટલે ટુંકા પગારમાં કુટુંબનું પોષણ કરવામાં મુશ્કેલી નડવાથી બૈરીના કહેવાથી જંગલમાં ઘાસ-ચારાનો તોટો ન હોવાથી તેણે એક ગાય રાખી. દરરોજ પેલી બૈરી ગાયની શેરવ ( દોહવું ) કહાડતી હોવાથી એક સમયે મહા ઉપાધી આવીને ઉપસ્થિત થઈ. ઘરમાં બૈરી માંદી પડી. હવે ગાયની શેરવ કોણ કાઢે ? ભાયડો બિચારો શેરવ કાઢવા ગયો પણ ગાયે તો લાતો ફેંકવા માંડી. આખરે તેણે એક યુક્તિ અજમાવી. તે પોતાની બૈરીનાં કપડાં પ્હેરી ગાયની શેરવ કાઢવા બેઠો, એટલે ગાયે દુહોવા દીધું. એટલામાં મેઇલની સિટી વાગી. પેલો બિચારો દૂધ દુહોવાનું પડતું મૂકીને ફાંફલો ફાંફલો નિશાન બતાવવા ગયો. દાઢી-મુછવાળી ખુબસુરત બૈરીને વાવટો પકડીને ઉભી રહેલી જોઇને ગાડીમાં બેસનાર માણસો તો ખુશ ખુશ થઈ ગયા. અને એક તો બ્હારી-માંથી હરખનો માર્યો ઉથલી પડ્યો ! પડનારની શી દશા થઇ ત્હેની કંઈ ખબર પડી નથી; પણ નિશાનવાળો તો બિચારો ખૂબ જ શરમાઇ ગયો !

* આવા સત્ય બનેલા બનાવો જેઓ અમને લખી જણાવશે તેમનો અમે ઉપકાર માનીશું. અને તે પ્રકટ કરવા વ્યાજબી લાગશે તો યોગ્ય સમયે તેને આ માસિકમાં અમે સ્થાન આપીશું.

"વ્યવસ્થાપક."

માતાજી આવ્યાંતાં એમણે તો કહ્યું કેઃ આજ નહિ, કાલ નહિ, તેમ કાળાંતરેય કાટખૂણુનો મેળ નહિ ખાય! હું તો ભડક્યો! અરે! ફફડી ગયો! પણ જાણો છોને? મ્હેતો એ માતાજીને મ્હારા બગલાંની ટોપી ઉતારી ઘણુંય કહ્યુંઃ "એ માતાજી! દયા કરો. મેહેરબાની કરો. રહેમ કરો. મીઠી નજર કરો. ફાવે તે કરો પણ એતો આંખો કાઢીને કહે કેઃ ઉંહું૦૦૦૦૦ ઓ! મ્હારાં માતાજી...! એટવાર પિતાજીને કાને ઉં હું હું હું હું પહોંચાડવા ચોને! હજીયે ઉં હું હું હું હું? કી......ક. કે પછી ઊંહુનું ઓહટ ચોકા પડીઆ કરતું છે?

હવે તો થાક્યા. પૂરા થાક્યા. ગજબ થાક્યા. રજેરજ થાક્યા. ચાડીયાથી, માખણી-યાથી, અભાગીઆથી, ખેમલાથી, રતનીઆથી, તીભલાથી, બ્હેરીઆ, કાણીઆ, જમાલીઆ, બાપજી બધાય ખુદ્દઅસલથી થાક્યા. કોણજાણે એ કાગળીઆ કઇંએ કોયલાની ખાણમાંથી પાક્યા હશે! બધાં એમનાંજ વધાયાં. કાટખુણુની મ્હાજન ફોરફીટ થઇ, રદ બાતલ થઇ રદે હદે થઇ, વેરમ ખેરમ થઇ, અરે! જવાની આવ્યા અગાઉજ અભાગણી બાળપણ-માંથીજ બારોબાર વૃદ્ધાવસ્થામાં પેસી ગઇ! આ ઓછા દુઃખની વાત? ઓછા કલેષ કંકાસની વાત! ઓછી નાલાયકીની વાત? જેવી તેવી શરમની વાત? આ આનું નામ જ કળીયુગનુ મહાત્મ. નહિ તો જવાની આવ્યા વગર ખુદ્દાપો હોય કે? નથી કહેતા કેઃ મુછો આવ્યા પહેલાં માંડવો? આતો એવાજો ઘાટ થયો. કંઇકનાં બીચારાનાં છોકરાં ઝબલાં-ટોપી માટે બરાડ પાડે છે. અરે! કંઇકની બૈરીઓ આ મોંઘવારીમાં ઘરમાં બેઠી બેઠી ધણીના ધણીનાં છાજીયાં લેછે. નાના કરે, પણ શું? પાછી કૂળની મ્હોંકાણ! આબરૂની પંચાત! ઉપાધી તે કંઇ ઓછી છે? ભલા બીચારા કારકુનો? તેમની નથી પડી દેવને, નથી પડી દાનવને, માનવને તો ક્યાંથી જ પડી હોય? એમનુ કેમ કોઇ કશું સાંભળતુ નથી, જોતુ નથી, માનતુ નથી, કરતું નથી. એ ભાગ્યશાળીઓના ભાગ્ય આગળનું પાંદડુ પણ ખુદા જાણે કેમ ફરતુ નથી! એક ઇલાજ છે. એક કીમીઓ છે, એક બુટ્ટી છે, એક ઇલમ છે. એ એકમાં અનેક વાત ભરી છે, એ તો તરણા ઓથે ડુંગર છે. નથી કહ્યું:—એ...... તરણા ઓથે ડુંગર રે.........ડુંગર કોઇ દેખે નહિઈ. મયેં સબી જાનતાહું—મગર ક્યા કરૂં યાર! વોતો બડી મુશ્કીલકી બાતહય! ખુદા ખપર કરે.

* * * * * * *

"પ્રવાસી."

---

મરદ કોણ?—મુંબાઇની પાસે જી. આઇ. પી. રેલ્વેનું ઘાટકૂપર નામનું એક સ્ટે-શન છે. એક દિવસ એક ટ્રેનમાં અમુક બે સ્ત્રિઓ મુસાફરી કરતી હતી. સ્ટેશન પર ગાડી ઉભી રહેતાંની સાથે એ બેઉ સ્ત્રિઓએ ગાર્ડને કહ્યું કેઃ જ્યાં સુધી અમારો ડબ્બો પ્લેટફૉર્મ આગળ નહિ લઇ જવામાં આવે-ત્યાં સુધી અગે ગાડીમાંથી નહિ ઉતરીએ. શું ગાર્ડ સાહેબ તે એમ માને કે? ગાર્ડ સાહેબે વિસલ મારીને ગાડી ઉપાડી. બન્ને સ્ત્રિઓએ તરત જ બે બાજુની "ગાડી ઉભી રાખવાની સાંકળ" જોરથી ખેંચીને ગાડી ઉભી રાખી. થોડાક સમય પછી ફરી ગાડી ચાલી. લલનાઓએ ફરી સાંકળ ખેંચી. છેવટે થાકીને ગાર્ડ સાહેબને ગાડી પ્લેટફૉર્મ પર લાવવી પડી!

સૂર્યદેવ ! સાન વગરનાં સંસારી જનો ભાન ભૂલીને મિથ્યા માન-મસ્તમાં તણાઇ જઇ, માણસપણું ગુમાવી પશુવૃત્તિ ધારણ કરે તેનો જરીકે વાંધો નહિ; પણ આ તે શું ? હમેશાં સાંજ પડતાં ઉભી પૂંછડીએ નાસવું પડે છે, કરેલાં કર્મનું પ્રાયશ્ચિત્ત કરવા, મ્હોં સંતાડતા ક્યાંય વિદાય થવું પડે છે તે તને યાદ કેમ નથી રહેતું વારુ ? આગળનું તો બધું ભૂલી જ જાય છે ? આ ઉછાંછળાપણું શું ? આ હલકટપણું શું ? હદથી વધારે કરીએ એ જરીકે કામમાં ન આવે. આ રૈફ શો ? આ કોપ શો ? આ તે મગરૂબી શી ? જરા ત્હારી મોટાઇ તો સાચવ. લે, દેવ ! તું મ્હોટો. પણ જરી કંઇક તો રહેમ રાખ્ય.

લગભગ એક અઠવાડીઆથી ભગવાન સૂર્યનારાયણે મહાકાળ રૂપ ધારણ કર્યું છે. આખો દિવસ અગ્નિનો વરસાદ વરસી રહે છે. કંઇક લોકો માર્ગ પર અને ચોગાનમાં ખાટલા ઢાળી ઢાળીને દિગંબર જેવા બનીને પડી રહે છે; પણ ઉંઘ ક્યાં ? ઘરમાં ગૂનાહઓના ભલા માણસોના જીવ જાણે છે. અરે ! પારણામાં-ઘોડીઆમાં સૂતેલાં કુમળાં બાળકો તાપનાં માર્યા પળે પળે ઝબકીને જાગી ઉઠે છે. સંસારનાં મનુષ્યોથી જાણે પવનદેવ પણ રીસાયા ન હોય એમ લાગે છે. એક જરીક પવનનું નામ ન મળે. લોક બળ્યું બળ્યું થઈ જાય છે, પણ કરે શું ? ટેબલ-ખુરશી, ગાદી-તકિયા વાસણકુસણ જે ચીજ જુવો તે ગરમ ગરમ લાહ્ય જેવી. અરે ! રામ રામ રામ ! આખા દિવસનાં મહેનત-મજુરી કરીને કંટાળેલાં-થાકેલાં મગજને વિશ્રાન્તિ ક્યાં ? તેમના અભાગી જીવને બે ઘડી શાંતિ પણ ક્યાં ? જીવને કંઇક ચેન વળશે એમ ધારીને ચોપાટી પર કે બાગમાં, કાંકરીએ કે એલિસબ્રિજ પર હવા ખાવા જનાર શોખીન નાજુક નર-નારી વા ખાવાને બદલે થાકીને આખર ધક્કા ખાઇને વ્હીલે મ્હોંએ પાછાં આવે છે. એમની અમીરી-અમલદારી આવે વખતે જરીએ કામમાં નથી આવતી. જો બને એવું હોય તો તેઓ પણ રાવણની માફક બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને સૂર્ય, ચંદ્ર, વગેરે દેવતાઓનેય ખાટલાના પાયે બાંધતાં આઘું પાછું જુવે તેમ નથી. રાવણ જેવી રાક્ષસી વૃત્તિ ધારણ કરતાં તો તેમને રજે પણ વાર ન લાગે, પણ જાણો છો જનેઃ "યે દિનં કહાં કે મીયાં સાહબ કે પાઉંમેં જુતી ?" એમની નાજૂકાઇ-સફાઇનો વિચાર થતાં અમનેય ઘણું લાગી આવે છે, પણ કરીએ શું ? ફકત લાચાર ! દીલગીર ! અફસોસ !

ખાસ આજ સ્હવારથી જ ઉકળાટ શરૂ થયો છે. કોઇને કાંઇ પણ કામકાજ કરવાનું સુઝતું નથી. બૈરાંને રાંધવાનું તો ગમે જ ક્યાંથી ? ત્યારે શું સમજવું ? આજ સંસાર કાર્ય બંધ રહેશે કે ? ના, એમ તો કોઇ કાળેય ન બને. જગત્નું તંત્ર તો અટક્યા વગર એમને એમ ચાલ્યા જ કરવાનું. ટાઢ-તડકાથી ભડકી ગયે જરાય દહાડો ન વળે. ભગવાનની માયા જ એવી છે. એ તો બધું એમનું એમ જ ચાલ્યું જાય.

પલંગમાં પાસાં ઘસતાં સર રહીમભાઇએ મહા પ્રયાસે-અદ્ધર શ્વાસે આજ આખી રાત ગાળી, અને સ્હવાર થતાંમાં તો ઝાડે-ઝપટે જઇ આવી, ન્હાપાણી કરી, કોઇની સાથે કંઇ પણ વાતચિત કર્યા વગર સાતમાં પાંચે મોટરને મનશાર મીલ તરફ હંકાવી મૂકી. ગઇ સાંજનું જ શેઠનું ચક્કર ઠેકાણે નથી ધારીને, નોકર-ચાકરોએ આજ સ્હવારે શેઠ બંગલામાંથી બહાર નીકળ્યા ત્યાં સુધી આમ તેમ અદ્ધર જીવે સંતાકુકડી રમ્યા કરી

છે. કોની મકદૂર કે એવે વખતે અમસ્તુંએ કોઈ આડું ઉતરી શકે ! શેઠાણી સરખાંય વખત ઓળખીને વર્ત્તે તો પછી બીજાનું તો પૂછવું જ શું ! ગઈ કાલ રાતના શેઠાણીએ સ્વાભાવિક રીતે હળવે રહીને માત્ર એટલું જ પૂછ્યું કે: "અમણે થોડા દિવસથી કેમ કંઈ તમારા જીવને જરીકે આરામ નથી જણાતો વારૂ ! તમને વ્યર્થ વલોપાત કરવાની ટેવ-પડી છે. આ બધું કોના સારૂ ?" મૂળ નો ઉકળેલા પછી શું બાકી ! શેઠાણીને ઉધડાં જ લઈ નાંખ્યાં, અને એ આખી રાત ઉપર જણાવ્યા પ્રમાણે તોરમાં ને તોરમાં જ વિતાવી. સવાર થતાંમાં તો મુનિ મહારાજ મોટર જોડાવીને બંગલામાંથી એકદમ અંતર્ધાન થઈ ગયા.

કાળુપુર બહાર સરસપુરને રસ્તે આવેલી ધી મનવાર મીલ્સના કુલ કામદારોએ જ્યા સુધી પોતાને પૂરતો સંતોષ ન મળે ત્યાં સુધી કોઈ પણ માણસે કામ પર ન ચડવાને સખ્ત બંદોબસ્ત કર્યો છે. દરરોજના નિયમ મુજબ બરાબર સાડા છ વાગે મીલ ચાલુ થવાની વિસલ થયા છતાં એક પણ માણસ કામ પર ચડયુ નથી. સંખ્યાબંધ કામદારો ઑફીસ આગળના વિશાળ ચોગાનમાં શાંતિથી ઇન્સાફ મેળવવાની ખાતર શેઠના આવવાની રાહ જોતા આતુર હૃદયે ઉભા થઈ રહ્યા છે. મુકરદમો અને માસ્તરોએ તેમને ઘણુંય સમજાવ્યું, ઘણીય ખોટી પાઘડીઓ કરી; પણ તેઓ એકના બે ન થયા તે ન જ થયા. મેનેજરને જોઇને જે લોકો ઘઘરી જતા, તે લોકોનાથી ભય પામીને મેનેજરે કોણ જાણે શા કારણથી ક્યાંય ચાલતી પકડી છે. બે-ચાર વખત બંગલે તપાસ કરતા છતાં મેનેજરનો પત્તો ન ખાધો. તેમના ઘરના વિશ્વાસુ-ઉપરથી નથી નથી કરી, આંખના અણસારા વડે ઘરમાં છે એમ સુચવના નોકરો દ્વારા ચતુર કામદારો ચેતી ગયા કે: મેનેજર સાહેબ ઘરમાં હોવા છતાં ભયના માર્યા બહાર નીકળી શકતા નથી. શેઠને બંગલે બે-ચાર વાર ટૅલીફોન કર્યો પણ ત્યાંથી તો એશ જ ઉત્તર મળતા રહ્યા કે: "આજ તો શેઠ સાહેબ સવારના સાત વાગ્યાના બંગલેથી નીકળી ચૂક્યા છે. અને ઘણે ભાગે તો તેઓ મનવાર મીલ તરફ જ રવાના થયા છે. "સ્ટ્રાઈક વધારે છે માટે સાવધ રહેજો !"

જમાદાર સાહેબની બકરીને માટે પાલો લેવા જવાની સાફ ઘસીને ચોકખી ના પાડવાથી બિચારા ઝંપાવાળા સિપાહીના ભોગ મળ્યા. તેના એ ગુન્હાની તપાસ થઈ, અને મેનેજર સાહેબે તે રાતે તેને ભલા માણસને ડબલ ડયુટી સોંપી. મોંઘવારીનો વખત એટલે બિચારો ઉંચો નીચો પણ કેવી રીતે થાય ! આખી રાતનું અખંડ જાગરણ કરવું પડયું. તેનું શરીર ભરાઇ આવ્યું, અને મગજ ચડી ગયું. ભોગ જોગે પરનની લહર આવવાથી ઝંપાવાળો ઝોકે ચડયો, રહેતી બિચારાની આંખ મળી ગઇ. એટલામાં શેઠ સાહેબની મોટર આવતી કે ઝાંપા આગળ ઉભી રહી. હમેશના નિયમ મુજબ ડ્રાઇવરે ભૂંગળામાં શાબ્દ થતાંની સાથે જ ભોં ભોં કરવા માંડયું હતું. પણ ઝાંપો ન ઉઘડયો તે ન જ ઉઘડયો. મોટરમાં રહે રહે ડ્રાઇવરે બે-ચાર હાંક મારી અને ફરી અવાજ કર્યો. એ જ વખતે ઝંપાવાળાની આંખ ઉપડી ગઈ, કમનસીબે શેઠની મોટર ઝાંપા આગળ આવીને ઉભી રહેલી જોઈ. ઝાંપાવાળો ફફડી ગયો, તેના પગ પાણી પાણી થઈ ગયા, તેની આંખે અંધારાં આવી ગયાં, આંખો ચોળતાં ચોળતાં ઉતાવળે પગલે જઈ તેણે ઝાંપો ઉઘાડી

નાંખ્યો, અને હોશાશે જતો કે બે હાથે શેઠજીને સલામ કરતો નીચો વળીને ઉભો રહ્યો; પણ બધુંય વ્યર્થ ! મોટરમાં રહે રહે શેઠ સાહેબે એવી ગર્જના કરી કે: મીયાંભાઇએ લુંગીમાં પેસાબ કરી નાંખ્યો. ઝાંપામાં દાખલ થતાં જ ચાલતી મોટરે શેઠ સાહેબે બક્ષી બક્ષી-ઝાંપાવાળાને રજા આપી; અને અત્યારથી જ આજ આખા દિવસમાં કરવાનાં કુકર્મો કાર્યનું આતમુહૂર્ત-મંગળાચરણ કર્યું.

મોટરને સ્હામેથી આવતી જોઈ કામદારો અાગ્રહપૂર્વક વિવેક પુર્વક હારબંધ ગોઠવાઇ ગયા. પુર દમામમાં ને દમામમાં શેઠ સાહેબ મોટરમાંથી ઉતરીને કામદારના સ્હામી નજરે સરખી પણ કર્યા વગર ઑફિસ તરફ ચાલતા થયા. એન્જીનિઅર, વીવીંગ માસ્તર, સ્પીનીંગ માસ્તર, જમાદાર, હવાલદાર વગેરેએ પણ મુબારકની માફક પાછળ પાછળ ચાલવા માંડ્યું. સૌ સાહેબોએ નમી નમીને સલામો કર્યા બાદ શેઠે પ્રશ્ન કર્યો: "શરાબજી ! આ મજૂરીઆં શા ઠરાવ પર આવ્યાં છે ?"

ઉત્તર:—જી ! તેઓએ તો ચોક્કસ એવો જ ઠરાવ કર્યો છે કે: "જ્યાં સુધી ત્હેમને સંતોષવામાં ન આવે ત્યાં સુધી કોઇએ કામ ઉપર ન ચડવું. હમેશના કરતાં તેઓ આ વખતે વધારે મક્કમ જણાય છે."

પ્રશ્ન: "અલ્યા, ગુસ્તાદ ! તું માસ્તરી કરે છે કે: ૦૦૦૦ ?" આ ત્હારાં મજૂરીઆં ત્હારા કબજામાં નથી રહેતાં ? તમે બધાએ મળીને આ મીલને ગધેડે ચડાવવાનો વિચાર કર્યો લાગે છે. ખરશેદ ક્યાં છે ?

ઉ: સ્હવારના જણાયા નથી. સાંભળવા મુજબ કંઈ કારણસર બ્હાર ગયા છે.

પ્ર: બ્હાર ગયા છે ? એમને કોઇ પુછનાર છે કે ? જાઓ, બંગલે તપાસ કરો જોઇએ ?

બીજી બાજુ આખર રાહ જોઇ-થાકીને એક વયોવૃદ્ધ કામદારે ઑફીસનાં બારણાં આગળ આવી હાથ જોડીને હાંક મારી: "ગરીબ પરવર ! જરીક બહાર આવીને અમારૂં પણ કંઇક સાંભળશો કે ?"

શેઠ સાહેબ મનમાં તો બહુ જ સારી રીતે સમજે છે કે: "જેવોં વખત એવાં વાજાં વગાડવાં જોઇએ; પરંતુ આટલી ઘડી માન ખાટશું, અતિશય એંચપકડ કરવાથી આખર તુટી જશે ધારીને ખૂબ ગંભીરાઇ ધારણ કરીને શેઠ આવતા કે ઑફિસના ઓટલા પર પડેલી એક આરામખુર્શી પર બેઠા. એક પછી એક સઘળો કામદારનું ટોળું આદરપુર્વક આવીને ત્યાં આગળ જમે થઈ ગયું. શેઠે સહજ ઠેકામાં પ્રશ્ન કર્યો:—

"કેમ અલ્યા, ઇસ્માઇલ ! ત્હેં આ શું કરવા ધાર્યું છે ?"

ઉ: "નામવર ! એમાંનું આપનાથી ક્યાં કશુંય અજાણ્યું છે ? આપને તો ખુદાએ મ્હોટા બનાવ્યા છે, આપે તો બહુ જ મ્હોટું દિલ રાખવું જોઇએ, કંપનીને એમાં કંઇ ખુટી જવાનું નથી. સૌના જીવને સંતોષ થશે, અને એમાં આપની શોભા વધશે."

પ્ર: "મ્હોટાં દિલ રાખવાથી જ આજ, અમારે માથે સદી લાગવા તૈયાર થયા છો. તને ક્યાં ખબર નથી કે: એવા આ મીલમાં કેટલા Accident બનાવ બન્યા છે.

અરે, એવા તો કેટલાય કપાયા અને મરી ગયા, પણ કંપનીએ એક ચાદરનો કકડો નથી આપ્યો કદડો. તમને આજ કંપની પંદર રૂપિઆ આપે છે એ થોડા પડે છે? જાણે અમાગી ગરજે જ આવે છે ને!"

ઉ: "શેઠ! ગરજ તો અમારી પહેલી. પણ અગાઉના એ બધા વખત હવે વહી ગયા. ખરશેદ સાહેબના છોકરાનો છોકરો પૂરા બાર મહિનાનોય ન્હોતો થયો, અને મરી ગયો તેમાં તો તેઓ સાહેબ ત્રણ દિવસ સુધી તો મીલમાં ફરવા સરખા ન્હોતા આવ્યા અરે! લોકો સહી કરાવવા જાય તો તેમને બિચારાને કરડવા ધાય! શેઠ સાહેબ! આ તો નથી બાર મહિનાનો કે બાર વરસનો. ગરીબ રાંડીરાંડનો એકનો એક પૂરાં પચિસ વર્ષનો નવયુવાન છોકરો વગર મ્હોતે મરી ગયો છે. સમજ્યા? તેના લોહીથી ત્રણસો માંચા ખરડાયા છે. જરી માણસના દિલથી વિચાર કરો! સરકાર મા-બાપ ફરજીઆત કાયદો ઘડશે તો શું કરશો? અમે તો શાની કર્યાં તો રહ્યા. કારકુનોને કેટલા ન્હાલ કર્યા?"

શેઠે જણાવ્યું કે: "જો આમને આમ દમ ખાઇ ગયા તો બધી આબરૂને માથે પાણી ફરશે. "માણસના દિલથી" એ શબ્દો કાને પડતાની સાથે તેમનો પિત્તો ઉછળી ગયો તેમની આંખ લાલચોળ થઇ ગઇ, તેમણે આંખ ફેરવીને કહ્યું: "જા જા, શયતાન! જરી બોલતાં લજવાય છે? પંદર રૂપિઆ તો શું પણ હવે તો એક ફુટી બદામ સરખી નહિ મળે સમજ્યો! બેવકૂફ! બોલે છે કે બકે છે? આમ તોફાન કરવાથી પૈસા મળતા હશે? એવા લાખ મરે તો કંપનીને ક્યાં ન્હાવા ઉડવાનું છે! કારકુનોની તમને શી પડી છે?"

ઉ: શેઠ! મ્હને માફ કરો. એવું ન કહો. લાખની ક્યાં વાત કરો છો? એક ક્યાં છે? અરે! કંઇક ઠેકાણે તાળાં વસાયાં અને વસાશે. આ કરોડ રૂપિઆની મિલકતની આખર કુતરાં ઉજાણી કરશે. માણસને છાજે એવું બોલો રાજા! ગરીબ હોવાથી માણસ માણસ મટી જાય છે કે? ગરીબને લીધે આપ ઉજળા છો. તેમના કલ્યાણમાં જ તમારૂં કલ્યાણ છે. હાય! નિષ્ઠુરતાની તે કંઇ હદ છે કે? ભલે, કારકુનોના જેવાં ભાગ્ય. પણ મરનાર કારિગરના માંસના ટૂકડા એકદા ન્હોતા થયા અને તમારા મેનેજરને મીલ ચાલુ કરવાની સૂચના કરતાં જરી કે શરમ આવી કે? આઠ વર્ષની ન્હાની ઉમ્મરમાંથી તમારી મીલમાં કામ કરનાર સત્તર વર્ષના જૂના કારિગરની તમને જરીકે લાગણી થાય છે કે? અરે! મહેલ્લાનું કુતરૂં મરી જાય તોય માણસોને રડવું આવે છે! તમારા એ જુના કારિગરને માટે આ માગણી કરતા અમને શરમ આવે છે. ઉતરનો કંઇ જવાબ? કે: પછી પશ્ચિમના પવનનો સપાટો વાગશે ત્યારે જ આંખ ઉઘડશે?

"મ્હેં તમને અગાઉથીજ જે આપવાને કહ્યું છે, તે પરવડતું હોય તો તે લઇને વાર કર્યા વગર કામપર હાજર થાઓ, નહિતર તમારો બધાંયનો આજ દિન સુધીનો પગાર ચૂકવી આપવાની વ્યવસ્થા થશે. હવે હું તમારી બીજી એક પણ વાત સાંભળવા માગતો નથી. તમને પરવડતી વાત છે" કહી શેઠ સાહેબ બેઠા હતા ત્યાંથી ઉઠી ઉભા થયા, અને ઑફિસમાં જઇને બેઠા. મેનેજર અને માસ્તરને સૂચના કરી દીધી કે: "એ મજૂરીઆનો પગાર એકદમ ચૂકવી આપવો."

કારિગર તો ધારતા હતા કે: શેઠ પોતાનો કરેલો નિશ્ચય જરૂરથી થોડો ઘણોય ફેરવશે; પણ તેમની એ ધારણા સમૂળગી ખોટી પડી. ઉલટો શેઠે તો આજ છેવટે ૭ ચોક સાફ નકારમાં જ જવાબ આપી દીધો. આખર લાચાર થઇને ન છૂટકે લગભગ ત્રણસો કારિગરો મીલના કંપાઉન્ડમાંથી બહાર નીકળી ગયા. નજર પહોંચી ત્યાં સુધી શેઠ જોઇ રહ્યા, પણ કારિગર વ્યર્થ શા સારૂ પાછું વાળીને જુવે ? વાંચક! કોણ કહે છે કે: કારિગરો મૂર્ખ છે ? કોણ કહે છે કે: વિવેકહીન છે ? કોણ કે છે કે: તેમનામાં સંપ અને સ્નેહ નથી ? જો નહોય તો આ વ્યર્થ ઉપાધી વ્હોરવાનું કંઇ કારણ ?

તેઓ શ્રીમંત નથી છતાં કેવા દયા–ભાવવાળા છે ! અમે તેમને મજુર નહિ કહીએ, તેઓ સાચા કારિગર છે. તેઓ ઉદ્યોગપ્રિય–તેઓજ યથાર્થ 'કર્મવીર' છે. હિન્દુ–ઇસ્લામ પ્રત્યેક જણે હળીમળી પોતાના માંહોમાંહે ઉઘરાણું–ટીપ કરી, મરનાર કારિગરની વૃદ્ધા માતાને રૂપિઆ સાડા ત્રણુસોની સહાય કરવા તેઓએ કલ્પનાતીય વ્યવસ્થા કરી છે; પરન્તુ કંપની તરફથી બીજા દોઢસોએક મળે તો પૂરા પાંચસો થાય એમ ધારીને, કેવળ મીલ માલેકની દાનશૂરતા, દયાળુતા, પોતાના કારિગરની મમતા જોવાની ખાતર જ તેમણે અત્યાર સુધી વાત ખેંચી પકડી. પણ એ દયા ક્યાં ? એ ભાવ ક્યાં ? એ મમતા અને માયા પણ ક્યાં ? કારિગરો ત્યાંથી સમજીને પોતાના મીલ માલેકના હૃદયની પરીક્ષા કરી. લાચાર થઈ માલીકના ગુણગાન કરતા, કેવળ શોકનો જ ભાવ ધારણ કરી મીલમાંથી ચાલી નીકળ્યા.

વાંચક ! જુવો ! આ દેશના કારિગર કેવા–કેટલા શાન્તિપ્રિય છે ! કેટલી સહન-શીલતાવાળા છે ! કેવા સ્નેહ–ભાવ વાળા છે ! તેમના પ્રત્યેકના મ્હોંપર તમને અત્યારે શોકની કેટલી છાયા જણાય છે ? તેમને અજ્ઞાન–અણુસમજુ કહેનાર માણસજ મ્હોટી ભૂલ કરે છે. ત્રણુસો–સાડાત્રણુસો કારિગરનું જૂથ છતાં, બિલકુલ શાન્તિથી, કોઈ પણ પ્રકારના તોફાન–શયતાન વગર તેઓ પોતાની મનઃ કામના પૂર્ણ કરવા આગળને આગળ કેવા હારબંધ ચાલ્યા જાય છે ! કાળુપુર, પાંચકુવા, સારંગપુર, રાયપુરનો દરવાજો વટાવી તેઓએ સીધી કાંકરીયાની સડક હાથપર લીધી. હવે તેઓ પલટણની માફક બબ્બેની હારબંધ જતા જણાય છે કેટલાક વખતપર ડૉ. મહાદેવપ્રસાદનું વિજળીનું દવાખાનું હતું તેની નજીકના એક **"અમીના પૅલેસ"** ના વિશાળ ચોગાનમાં કારિગરો વ્યવસ્થાપૂર્વક ગોઠવાઇ ગયા. દરવાજા પરના પહેરાવાળા–ભૈયાએ પણ કોણ જાણે શાથીએ વગર આના-કાનીએ સઘળા–કામદારોને માન પૂર્વક અંદર દાખલ થવા દીધા એ પણ એજ સૂચવે છે કે: હિન્દુસ્થાનની પ્રજા પ્રત્યેક કોમને પોતાના આત્મિય–સ્વજન પ્રમાણે ચાહે છે–માન આપે છે. દેશના સુખ–સૌભાગ્યનું કેવળ એજ શુભ મંગળાચરણ છે.

બગલાના એક ભાગમાં–પ્રાર્થનામંદિરમાં અમીના ખુદાની બંદગી કરી રહી હતી. અચાનક લગભગ સાઠ–સિત્તેર વર્ષની એક મુસલમાન વૃદ્ધા ડોશીએ તે ખંડમાં પ્રવેશ કર્યો. તેજ ઘડીએ અમીનાએ મૂંહ ફેરવીને જોયું. વૃદ્ધા અવશ્ય કંઇક અગત્યના સમાચાર કહેવા ઉતાવળથી આવી હતી. પણ કોણ જાણે તેને શુંએ સાંભરી આવ્યું !" તે કંઇજ કહી શકી નહિ. આંખે અંધારાં આવવાથી તે એકદમ જમીનપર બેસી ગઈ. તેની આંખમાંથી

ચોધાર આંસુ ચાલવા લાગ્યાં. તે બની ફાટ રોવા લાગી. એ આક્રંદ દયાનીધિ અમીના વધારે વખત જોઇ શકે કે ? વૃદ્ધાની પાસે જઇ અમીનાએ પૂછ્યું: "માતમા ! આજ એકદમ આવું તમને કોઇએ કંઇ કહ્યું કે ? તમને પીડતો કંઇ નથી કહી મચાને ? નોકર-ચાકરમાંથી તમને કોઇએ ન કહેવાના શબ્દો કહ્યા છે ? ગઇ કાલ બપોર પછી સમૂળગાં જણાયાં નહિ તેથી તમને ઠપકો મળવાનો ભય લાગ્યો ! નથી ને તમને કોઇ કંઇ કહે એમ ધારીને તમારા મનથી જ રડ્યા કરો છો ! તમારા કહેવા ઉપરથી તો હું બહુ જ સારી રીતે જાણું છું કે: તમારો ઉસ્માન તો બહુ જ સમજુ-આજ્ઞાંકિત છે. તેણે તો તમને કંઇ નથી કહ્યું વારુ ? ના ના, એ છોકરો તો બહુજ ડાહ્યો-શાણો છે. મ્હેં તેને બે-ચાર વખત જોયો છે. તે તમને જરીકે દુભવે તેવો નથી !

અમીના જેમ જેમ તેના છોકરા સંબંધી વાત-વખાણ કરતી ગઇ, તેમ તેમ વૃદ્ધા ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા લાગી. આથી તો અમીના વધારે વ્યાકૂળ બની ગઇ. તે ન સમજી શકી કે: આજ વૃદ્ધાને શું થયું છે. તેની તરફથી સંતોષકારક જવાબ ન મળવાથી પ્રેમને વશ થએલી મ્હેલની માલિકણ આતૂરતા પૂર્વક એ સંબંધી તપાસ કરવા ઝરૂખામાં આવી. ત્યાં તેણે શું જોયું ? અમીના તેજ પળે એક ક્ષણ પણ વાર કર્યા વગર વિજળીના વેગે બે નિસરણીઓ ઉતરતી કે: ઓટલાપર જઇને ઉભી રહી તેને જોતાની સાથે કામદારોએ તેને પ્રેમપૂર્વક માથું નમાવ્યું: તે વખતે અમીનાને સ્વર્ગીય આનંદ થયો. પણ અચાનક આતે શું ! કારિગરો પણ કંઇ કહેવા જતા હતા તેટલામાં સર્વની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પ્રત્યેક જણની આંખમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. અમીના-સ્ત્રી હૃદય આ દૃશ્ય વધારે સમય જોઇ શકે કે ! તેની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. સદ્‌ભાવ પૂર્વક તેણે હાથ લંબાવી તેમને પોતાની પાસે બોલાવ્યા. અંતરના કષ્ટને ઘડીભર દબાવી તેઓ સ્વસ્થ થઇ, હાથ જોડીને આગળ આવીને ઉભા રહ્યા. અમીનાએ બે હાથ વડે આશ્વાસન આપતાં પ્રશ્ન કર્યો: "મને કહેશો કે: તમે બધા ભાઇઓ કયાંથી આવો છો ?"

બધાયમાંથી એક જણે આગળ આવી બે હાથ જોડીને વિનય-પૂર્વક જવાબ આપ્યો: "અમે સઘળા આપના તાબેદાર-આશ્રિત છીએ અત્યારે અમે મીલમાંથીજ ચાલ્યા આવીએ છીએ."

પ્રશ્ન: "કયી મીલ ?"

ઉ: "મનવાર."

પ્ર: "શું તમે મનવાર મીલના-મ્હારી પોતાની મીલના કામદાર છો ?"

ઉ: "હા, જી !"

પ્ર: "તો તમને કષ્ટ પામવાનું કંઈજ કારણ નથી. તમને આટલા બધા દિલગીર થવાનું એવુ શું કારણ બન્યું છે ?"

ઉ: "ગઈ કાલ બપોરના સાડાબાર વાગે મીલ બંધ થયા પછી ચાલુ થતી વખતે પટો ચડાવવા જતાં એક જુવાન ઇસ્લામ કારિગર બંધુનું મ્હોત થયું છે."

પ્ર: "શું, કહો છો ! પટા ચડાવવાનું કામ કારિગરનું હોય છે કે ! હા ! પણ મરનારનું કેમ થયું ?"

ઉ: " મરનારનું શું થાય ! તમારી મીલમાં કામ કરતાં કારિગરે જીવ ખોયો; બિચારો ભુખના મ્હોંતે મરી ગયો. ગરીબનું મ્હોં કોને આવે ! ગરીબને કોણ સ્હાય ? અમારા કરતાં તો તમારા ઘરનાં પશુ ભાગ્યશાળી ! "

પ્ર: " ના, ના, તમે જરીકે ઉશ્કેરાશો નહિ; જે હોય તે મ્હને શાન્તિથી સમજાવો; હું અવશ્ય તમારે માટે બનતું કરીશ. કહો, તમે શી ઇચ્છાથી અહીં આવ્યા છો એ કહેશો ? "

ઉ: " સહાય–ઇન્સાફ–અભયદાન. "

પ્ર: " તમે નિર્ભય છો. તમને શાની સહાય્ય–શેનો ઇન્સાફ જોઇએ છે ? તમને અવશ્ય યોગ્ય ઇન્સાફ મળશે. "

ઉ: " મરનાર કારિગર તેની માનો એકનો એક છોકરો હતો. તેનું ભરણ પોષણ કરનાર એજ હતો. તેની વૃદ્ધા માતાને અમુક સહાય્ય મળવી જોઇએ. શું અમે બધા જોડીદાર છતાં અમારા એ બિરાદરની મા છેલ્લી ઘડીએ જીવતાં ભૂખે મરશે કે ? ન કરે નારાયણ અને કાલ સ્હવારે અમારી એ વ્હલે થઇ તો અમારાં માત–પિતાની કોણ સંભાળ લેશે ? "

પ્ર: " મીલ તરફથી તો તેને મદદ મળી જ હશે ? ગભરાશો ના. હું પણ યોગ્ય કરીશ. "

ઉ: " મરનારને દફનાવવાના કાર્યને માટે મીલ તરફથી પંદર રૂપિઆ આપ્યાના કહ્યા છે, પણ હવે તો એક બદામ સરખી આપવાં શેઠસાહેબ સાફ ના પાડે છે. મીલના સઘળા કામદારોએ મળીને લગભગ સાડા ત્રણસો રૂપિઆની રકમ એકઠી કરી છે. આ બધાં કારસ્થાન પેલા મેનેજરનાં છે. સાધુના રૂપમાં એ શયતાનનાં મૂળ તો કંઇક ઉંડે પાતાળમાં છે; નહિ તો અમારા શેઠજી તો રાજા જેવા છે. હવે તો થાકયા છીએ. અમારી હાથની શાળોનો ઉદ્યોગ પડી ભાગવા પછી–અમે ખેતી અને એવાં જ અમારાં બીજા સ્વતંત્ર–કર્તવ્યથી ભ્રષ્ટ થયા પછી અમારી દશા કંઇક જૂદી જ જાતની થઇ છે ! બિચારા કેટલાય વાંઝીયાઆના મુલાનિઆઓ એ રાક્ષસી સંચાઓમાં ફસાઇને વગર મ્હોતે મરી ગયા છે ! દેવી ! તમને કહેવાનું તો બીજું ઘણુંય છે. શું કહીએ અને શું ન કહીએ ! "

પ્ર: " ઠીક, તમારી માગણી શી છે ? "

ઉ: " અમારાથી કશુંય ગેર વ્યાજબી થાય કે ! અનુચિત માગણી અમારાથી કદીએ ન થાય. એમણે અમને આપ્યું છે એવું બીજું કોણ આપે એમ છે; તેઓ તો અમારા અન્નદાતા છે. તેમના સ્હામે અમારાથી ઉંચે અક્ષરે આશાન્તેય બોલાય ! અમે તેમને દરેક રીતે માન આપવા બંધાયા છીએ. પણ શેઠાણી સાહેબ ! મરનાર કારિગરની અસહાય –નિરાધાર માના ભરણપોષણની તો કંઇક વ્યવસ્થા થવી ઘટે છેને ? બસ, બીજું અમારે કંઇ નથી જોઇતું. જેવી આજ એની દશા થઇ, એવી કાલ સ્હવારે અમારી પણ કેમ ન બને ! "

શેઠજીના ત્રાસની કથા આજ પહેલી જ વાર શેઠાણીને કાને આવી છે એમ નથી; તેમણે, તો કલ્પીચત્રાર એવાં કંઇક નાટક પ્રત્યક્ષ જોયાં છે. એવે વખતે ઉદાર દિલનાં

પાછળ-નોંધો.

પ્રજાને અર્પણ કરવાની શરૂઆત થઇ છે. અધ્યાત્મજ્ઞાન તેજ અમર જ્ઞાન છે. બ્રહ્મ-વિદ્યા તેજ અમર વિદ્યા છે. વેદ, દર્શન ઉપનિષદ વગેરે સત્શાસ્ત્રોનાં ગૂઢ વચનો સરલ તેજસ્વી ભાષામાં પ્રકટ થશે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય આદિ બંધુઓએ વાંચી સુખ શાન્તિ સાધવી. સાચો આનંદ ઇશ્વર ભક્તિમાંજ છે તે પ્રાપ્ત કરવો.

**નવલકથા**—યોગાનંદજીનો યોગાશ્રમ અથવા જીવન મુક્તિનો મહામંત્ર—નામક જ્ઞાનોપદેશક—અતિ બોધક સામાજિક ધાર્મિક નવલ કથા ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતાને હાથે લખાય છે. બ્રહ્મચારિણી, શાંતિનિકેતન અને આનંદમંદીર નવલકથાઓના જેવીજ સુંદર અને બોધપ્રદ હોવાથી શરૂવાતથીજ સર્વેએ ગ્રાહક થઇ આ અતિ ઉત્તમ નવલકથા વાંચવી જોઇએ.

**મોંઘવારી**—હાલ કાગળ વગેરેની ઘણી મોંઘવારી છતાં દેશ સેવા બજાવવાની ધારણાથી જ આ ધર્મ-કૃત્ય શરૂ કર્યું છે સાહિત્ય વિલાસી શ્રીમંત અને સાધારણ સ્થીતિના સર્વ ગૃહસ્થોએ "ભારત જીવન" ના ગ્રાહક થઇ ધાર્મિક જ્ઞાનામૃતનું પાન કરવું ધર્મથીજ મનુષ્યને આલોક પરલોકમાં શાન્તિ પ્રાપ્ત થાય છે.

**અર્વાચીન સતીમંડળ**—પ્રાચીન સતીઓનાં જીવન વૃત્તાન્ત કરતાં હાલના સમયમાં થતી સતીઓનાં જીવન ચરિત્ર બહુ અસર-કારક હોય છે તેથી તે શરૂ કર્યા છે. સ્ત્રીઓએ ખાસ વાંચવાં જોઇએ.

**ભારત સંતમંડળ**—હાલમાં થઇ ગયલા અને વિદ્યમાન સાચા ત્યાગી, વિરાગી, સંતપુરૂષોનાં જીવનચરિત્ર પ્રકટ થાયછે. પ્રત્યેક મુમુક્ષુએ વાંચવાં જોઇએ.

**અમર સાહિત્ય**—ધર્મ-પ્રાણ સન્યાસીઓની પવિત્ર કમલથી લખાયલા લેખો તે સત્ સાહિત્ય અમર સાહિત્ય છે. તે ઘેર ઘેર વંચાય, પ્રત્યેક મનુષ્ય નિત્ય પાઠ કરે, અને સંસારમાં સ્વર્ગનું સુખ ભોગવી આનંદ શાંતિ પ્રાપ્ત કરે એજ અમારી ઇચ્છા છે. અવશ્ય વાંચો, વંચાવો ઘરમાં સંગ્રહ કરો. આ સાહિત્ય અનંતકાળ આબાલ વૃદ્ધ પુરૂષ અને સ્ત્રીઓને ઉપયોગી થશે.

**વાર્ષિક મૂલ્ય**—માત્ર રૂા. ૨-૮-૦ (પોષ્ટેજ સાથે) વી. પી. ખર્ચ ૦-૧-૦ તથા બેરીનું પોષ્ટેજ વધુ. આફ્રીકાના ગ્રાહકોએ રૂા. ૩-૮-૦ અથવા શીલીંગ ૧૦ નો પોષ્ટલ ઓર્ડર મોકલવો. (ભેટની છબીઓ અને 'રાજયોગ' પુસ્તક રજીસ્ટર કરી મોકલવાનાં પોષ્ટ ખર્ચ રૂ. ૦-૩-૦ વધુ લેવાશે.)

☞ "ભારત જીવન"ના ૧૯૨૧ ના જુના ગ્રાહકોએ બાકી રહેલું લવાજમ વસુલ જતાં રૂપીઆનો રૂા. ૨-૦-૦ અને બેરનું પોષ્ટેજ જુદુ આપવું પડશે. આફ્રીકાના ગ્રાહકોએ ૫ શીલીંગનો પોષ્ટલ ઓર્ડર મોકલવો.

**પત્ર વ્યવહાર**—સર્વ પત્ર વ્યવહાર મનિઓર્ડરો નિચલે શીરનામે મોકલવા જવાબ માટે અવશ્ય રિપ્લાય કાર્ડ કે ટીકીટ બીડવી.

ફ. ન. ધર્મપ્રાણ એજન્ટો જોઇએ છીએ. ઇચ્છા હોય તેમણે લખવું.

**ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.**

સમ્પાદક ભારતજીવન—

અમદાવાદ—AHMEDABAD.

કર્મવીર.
વર્ષ ૧.
અંક ૧.

## વિષયાનુક્રમણિકા

સંવત ૧૯૭૬ શ્રાવણી-પૂર્ણિમા.
સને ૧૯૨૦ ઑગષ્ટ ૨૦ મી



## કર્મવીરના નિયમો.

૧. આ માસિક દરેક હિન્દુ મહિનાની પૂર્ણિમાએ પ્રકટ થશે.

૨. વી. પી. પોસ્ટેજ સહિત આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૫-૦ છે. વર્ષ શ્રાવણ મહિનાથીજ ગણવામાં આવશે. છૂટક નકલની કિંમત મુખપૃષ્ઠપર જોઇ લેવી. ભેટનું પુસ્તક તૈયાર થએથી મોકલવામાં આવશે તેનું પોસ્ટેજ જુદું લેવામાં આવશે.

૩ ગ્રાહકોએ પોતાનું ઠેકાણું બદલાતાં અમને તુરત ખબર આપવી. કોઇપણ પ્રકારનો પત્ર-વ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર જરૂર લખવો. જવાબ માટે રીપ્લાય કાર્ડ અથવા ટીકીટ બીડવા ભુલવું નહિ.

૪. આફ્રિકાના ગ્રાહકોએ રૂ. ૩-૪-૦ નો મનીઑર્ડર કરવો.

૫. મનીઑર્ડર તથા સર્વ પ્રકારનો પત્ર-વ્યવહાર વ્યવસ્થાપકને શિરનામેજ કરવો

### લેખકોને સૂચનાઃ—

૧. કૃપા કરીને લેખક બન્ધુઓએ પોતાના લેખ કવિતાઓ, હાંસિયો પાડીને કાગળની એકજ બાજુએ ચોખ્ખા અક્ષરે લખી મોકલવા. લેખમા અમારી જાણ માટે પૂરેપૂરૂં શિરનામુ લખવું

૨. વ્યાપારિક અને ઔદ્યોગિક વિષયો સંબંધી લેખોને આ માસિકમા પ્રથમ સ્થાન મળશે ખાસ ઉદ્યોગ સંબંધી લેખોને અગ્રસ્થાન મળશે.

૩. અમને મોકલેલ લેખ પસંદ પડેથી સત્વર પ્રકટ થશે કૃપા કરી અશુદ્ધ લેખો ન મોકલવા. પત્ર વ્યવહાર નીચેના શિરનામેજ કરવો:—

ગ્રાહકો વધારી શકે એવા એજન્ટોની તાકીદે જરૂર છે.

રણછોડલાલ હરિલાલ ભટ્ટ.
વ્યવસ્થાપકઃ—"કર્મવીર."
રાયપુર,—અમદાવાદ.

# ગ્રાહકોને અગત્યની સૂચના.

૧. કોઇપણ ભીલમાં અગર કોઇપણ ઠેકાણે ગમે તે જગ્યા ખાલી હોય તો તેની અમને તરત ખબર આપવી.

૨. કોઇપણ પ્રકારનું કામ જાણનાર આર્યબંધુઓ જેઓ નોકરી વગર ઘેર બેઠા હોય તેમણે અમને પોતાના નામ-ઠામ-ગામ સાથે, અને તેઓ શું કામ જાણે છે વગેરે લખી જણાવવું.

૩. ગ્રાહકો પૈકી જેઓ કોઇપણ પ્રકારનો હુન્નર-ઉદ્યોગ જાણતા હોય અને જેઓ જાતઅનો ચાર્જ આપવા અશક્ત હોય તેમણે અમને લખી જણાવવાથી તે બાબત યોગ્ય વ્યવસ્થા થશે.

૪. આ માસિક જે જે ગામમાં જાય તે તે ગામમાં શીશી શાને વખાણવા લાયક બને છે, તેમજ ત્યાં શાનો વ્યાપાર-ધંધો વધારે ચાલે છે, અને ત્યાંના પ્રતિષ્ઠિત વ્યાપારિઓ-કારિગરો કોણ કોણ છે તે અમને લખી જણાવવા તસ્દી લેવી.

૫. વ્યાપાર-ઉદ્યોગનું જ્ઞાન મેળવવાની ઇચ્છા છતાં જેઓ લવાજમ ભરીને કર્મવીર માસિક મંગાવવા ખરેખર અશક્ત હોય તેમણે અમને વગર ઢરકતે લખી જણાવવું; યોગ્ય થશે.

૬. જે જે મીલોમાં અને કારખાનામાં આ માસિક જતું હોય ત્યાંની જાણવા-પ્રસિદ્ધ કરવા જેવી સત્ય બનેલી હકિકત અમને દરેક મહિને લખી જણાવવાથી અવશ્ય પ્રકટ કરવામાં આવશે.

૭. જે આર્યબંધુઓ પોતાની ખાસ ફરજ સમજીને બે અથવા તેથી વધારે ગ્રાહક કરી મોકલવા તસ્દી લેશે તે સજ્જનોનાં નામ આવતા અંકમાં પ્રકટ થશે-આભાર માનવામાં આવશે.

૮. નવા ગ્રાહકોએ પોતાનો ધંધો-હોદ્દો લખવા ભૂલવું નહિ (ફક્ત મીલમાં હોય તેમણેજ).

॥ नमामि त्वां भारती ॥ Regd No. —

# કર્મવીર.

વર્ષ ૧ લું—અંક ૨ જો. [ભાદ્રપદ—૧૯૭૬.] સપ્ટેમ્બર—૧૯૨૦

હિં૰ કર્મવીર ભગવાન તિલકરાજ.

॥ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥



કર્મ એજ છે કાર્ય અમારૂં કહેનારા ભગવાન.

જન્મ સંવત્ ૧૯૧૨ આષાઢ કૃષ્ણ ૬. મૃત્યુ સંવત્ ૧૯૭૬ અ. શ્રાવણ કૃષ્ણ ૧.

વાર્ષિક લવાજમ:—
ટ. ખ. સહિત રૂ. ૨-૫-૦.
છુટક નકલના ૦-૬-૦.

વ્યવસ્થાપક અને પ્રકાશક:—
રણછોડલાલ હરિલાલ ભટ્ટ.
રાયપુર—અમદાવાદ.

વાર્ષિક લવાજમ-વી. પી.
પોસ્ટેજ સાથે રૂ. ૨-૫-૦

આ એકજ છુટક નકલના
રૂ. ૦-૬-૬.
વી. પી. પોસ્ટેજ જુદું.

સંવત ૧૯૭૬
ભાદ્રપદ પૂર્ણિમા.
સને ૧૯૨૦
સપટેમ્બર ૨૮મી.

દર્શન કરીને પાવન થાઓ!
હિન્દમાતાની છબીની છુટક
નકલની કિંમત પોસ્ટેજ સાથે
રૂ. ૦-૩-૬ ડઝનના રૂ. ૨-૫.
આજેજ મંગાવો!
ઘણી થોડી નકલો સિલીક છે.

## અનુક્રમણિકા.



**એક પ્રાર્થના.**—**કર્મવીર**ના પ્રત્યેક ગ્રાહકબંધુની ફરજ છે કે: જો તેમને કર્મવીર તરફ સ્નેહ-મમતા હોય તો તેમણે પોતાના **સ્નેહી-સંબંધીઓને** તેના ગ્રાહક થવા આગ્રહપૂર્વક ભલામણ કરવી. અમારી આ પ્રાર્થના ધ્યાનમાં લઇ જો પ્રત્યેક ગ્રાહકબંધુઓ ફક્ત બબ્બે ગ્રાહકો કરી મોકલે તો અમે પણ તેમને મનમાનતાં ભોજન પીરસવામાં ક્યારે નહિ ચૂકીએ.

**સુચના:**—અમદાવાદના કેટલાક ગ્રાહકબંધુઓનાં લવાજમ હજુ સુધી અમને મળ્યાં નથી. તેમણે લવાજમ મોકલીને અમારી છાપેલી પહોંચ મંગાવી લેવી. હવે પછી ત્રીજો નવો અંક નીકળતાં સુધી જે બંધુઓનાં લવાજમ બાકી હશે તેમના ઉપર વી. પી. કરવામાં આવશે, તે સ્વીકારી લેવા કૃપા કરવી.


પ્રકાશક:-
રણછોડલાલ હરિલાલ ભટ્ટ.
ઠે. રાયપુર ખાડીઆની પોળ,
અમદાવાદ.

આ માસિકપત્ર ચીમનલાલ ઈશ્વરલાલે પોતાના પાનકોરને નાકે ગુલીઆળમાં આવેલા 'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું અમદાવાદ.

॥ શ્રી ગુરુ સમર્થ ॥



# કર્મ મહાત્મય.



સુણો સકળ ભારત-સંતાન, કરી કર્મ પામો સન્માન;
સૌ સુખનુ કારણ છે કર્મ, એજ મુખ્ય માનવનો ધર્મ.
પરાધીન કિંવા સ્વાધીન, હો ધનાઢ્ય અથવા અતિ દીન;
રહો સત્કર્મ ધર્મમાં લીન, થઇને નિત આલસ્ય વિહીન.
જેજે થયા વીરવર ધીર, જ્ઞાની રૂષિ મુનિ વિમલ-શરીર;
એ સૌ જાણે કર્મ-પ્રભાવ, કર્મહીન જન ક્યાંથી લે લ્હાવ.
પામી આ દુર્લભ નર-દેહ, બનો નહિ આળસ કેરે ગેહ;
જ્યાં સુધી રહે દેહમાં પ્રાણ, ત્યાં લગી કરો કર્મ-સન્માન
સૌ સુખ-સિદ્ધિ કર્મ વશ જાણ, કરો ના કદી કર્મ-અપમાન;
જપ તપ યોગ યજ્ઞ ને ધ્યાન, સૌનુ છે શુભ કર્મ નિદાન.
જે સઘળા છે જડ જીવ જહાન, ભલા બુરા ગુણ અવગુણ ખાણ;
એ સૌના છે હેતુ મહાન, કર્મ શુભાશુભ એક પ્રધાન.
મળે સત્કર્મ થકી સુખ ભોગ, ટળે આલસ્ય દુઃખ ભય રોગ;
કરી દુષ્કર્મ-વિષય વિષ-ભોગ, ભોગવે કષ્ટ દુરીજન લોક.
ચાહો જો પોતાનુ કલ્યાણ, નિત્ય સત્કર્મે રાખો ધ્યાન;
સુજન કરી કર્મ તજી ભય શોક; સુધારે લોક અને પરલોક.
મૃતક આળસુ એક સમાન, કરી કંઇ શકે ન કર્મ-વિધાન;
એથી નિત્ય નિજ શક્તિ અનુસાર, કરો કંઇ કર્મ નીતિ વિચાર.
કહી કંઇ ભાગ્ય તણા છે ભોગ; પામતા દુઃખ તજી ઉદ્યોગ;
કરે જે કંઈ ઉદ્યમ-વ્યાપાર, કદી દુઃખ પામે ના તલભાર.
છે ઉદ્યમ સૌ સુખનુ મૂળ, મટાડે એ અંતરનુ શૂળ;
એથી ઉદ્યોગ કરો કંઇ મહાન, પામશો દિનપ્રતિદિન સન્માન,
કરો નિત્ય દૈહિક વ્યાયામ, થશે તન સુડોળને બળ-ધામ;
કરો માનસિક શ્રમે અભ્યાસ, હમેશાં થશે બુદ્ધિ-વિકાસ.
ખેતી કરો વણજ-વ્યાપાર, ઉઘડશે તેથી ભાગ્યનુ દ્વાર;
પહેલાં પાળો-નિજ-પરિવાર; પછીથી કરો દેશ-ઉપકાર.
તમે દેજો દીન જનને દાન, હૃદયમાં રાખ્યા વિણ અભિમાન;
કરો ના દુષ્ટ જનોથી પ્રિત, સદાએ રહો સજ્જનની રીત.
સહુની સાથે યોગ્ય વ્યવહાર, રાખીને બનો વિનય-આગાર;
પામી આનંદ સકળ સંસાર, તમારો ગાશે જય જયકાર.
કર્મથી વિશ્વ સકળ વશ થાય, ધર્મથી અવિચળ પદ પમાય;
ભક્તિથી ભૂધર કરશે પ્યાર "કર્મવીર" નો પણ બેડોપાર.

" કુસુમચંદ્ર "




**ગુજરાતની ગર્જના:**—લાંબી ઊંઘ લીધા પછી સદ્ભાગ્યે—ઉત્તમ અવસરે ગુજરાત જાગી ગયું છે. આજે કેટલાક સમયથી ગુજરાતનું જીવન પ્રગતિમય થઈ રહ્યું છે. ગુજરાતી બંધુઓના શુદ્ધ—સાત્વીક હૃદયમાં સત્ય—કર્તવ્ય ભાવનાઓ સ્ફુરી રહી છે. આનો કેઃ ગુરૂ કૃપાથી ગુજરાત નવજીવન પામ્યું છે. વારીજાઉં એ ગુરૂને! નમન એ ભારતનૂરભૂ ગુર્જર-રાષ્ટ્રને! ધન્ય! એ ગુજરાતિઓની કર્તવ્યપરાયણતાને!

**ચોથી ગુજરાત રાજકીય પરિષદ:**—આ પરિષદ ઑગસ્ટની તા. ૨૭–૨૮ અને ૨૯ મીએ **મી. અબ્બાસ તૈયબજીના** પ્રમુખપણા નીચે અમદાવાદમાં [illegible]ના મંડપમાં ભરવામાં આવી હતી. પરિષદમાં સર્વાનુમતે કેટલાક મહત્વના ઠરાવ પસાર થયા છે. કોઈ પણ જાતના મત–ભેદ વગર પરિષદે પોતાનું પવિત્ર કાર્ય નિર્વિઘ્ને સુંદર રીતે પુરૂં કરી એમાં જેવી જોઈએ એવી સફળતા મેળવી છે એમાં કોઈજ શક નથી.

**સંસાર સુધારા પરિષદ:**—આ પરિષદ પણ ભગવાન જાણે કોનકા નમિત્તે જીવન ધારણ કરી રહી છે, એ પણ રાજકીય પરિષદની સાથમાં રહીને ઑગસ્ટની તા. ૨૮–૩૦ મી એ ડૉક્ટર સુમન્તરામ ચુનીલાલ ભાડવાગાળા પ્રમુખપણા નીચે એજ મંડપમાં ભરવામાં આવી હતી. આ પરિષદમાં પણ શ્રી કેળવણી, બાળ લગ્ન, કુરીવાજો, કન્યા વિક્રય મજુરોના હિત આદિના મહત્વના ઠરાવો થયા છે. અમને આ પરિષદમાં વાણીનું બળ વિશેષ જણાયું છે.

# કૈ૦ કર્મવીર તિલકમહારાજનું

## સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

લોકમાન્ય બળવંતરાય ગંગાધર તિલકનો જન્મ સને ૧૮૫૬ ના જુલાઈ મહિનાની ૨૩ મી તારીખે રત્નાગિરીમાં થયો હતો. તેમના પિતા પૂજ્ય ગંગાધર રામચંદ્ર તિલક ત્યાં પહેલા આસિસ્ટંટ માસ્તર હતા. ત્યારબાદ તેઓ થાણામાં કેળવણીખાતામાં ડેપ્યુટિ ઇન્સપેક્ટર થયા હતા. જે સમયે પિતાનું મૃત્યુ થયું તે સમયે તિલકમહારાજની ઉમ્મર ૧૫ વર્ષની હતી. પોતે એંટ્રંસ પાસ કરીને ડેક્કન કૉલેજમાં વિદ્યાભ્યાસ શરૂ કર્યો, અને ત્યાં આગળ ૧૮૭૬ માં ઑનર્સની સાથે B. A; બી. એ નીપરિક્ષા પાસ કર્યા બાદ તેઓ ૧૮૭૯ માં વકિલાતની પરિક્ષામાં પાસ થયા. વકિલાતની પરિક્ષા પાસ કરવા છતાં વકિલાત કે સરકારી નોકરી કરવાની તેમની રજે ઇચ્છા ન્હોતી. એમને કેવળ સ્વદેશ-સેવાનીજ લગની લાગી હતી. એજ અરસામાં પ્રસિદ્ધ દેશભક્ત શ્રીયુત આગરકરની સાથે તેમને સ્નેહ બંધાયો. બેઉ મિત્રોએ સાથે મળીને એક અંગ્રેજી સ્કૂલ અને કૉલેજ ઉઘાડવાનો નિશ્ચય કર્યો. એ સંકલ્પના પરિણામે અંતે તેમણે શ્રીયુત વિષ્ણુકૃષ્ણ ચિપલુનકરની મદદથી સને ૧૮૮૦ ના જાન્યુઆરી મહિનામાં "પૂના ન્યુ ઇંગ્લિશ સ્કૂલ"ની સ્થાપના કરી. ત્યારબાદ તેમણે અંગ્રેજીમાં "મરાઠા" અને મરાઠીમાં "કેસરી" નામક અઠવાડિક પત્ર પ્રકટ કરવા માંડ્યું. શરીરની નસોમાં કર્તવ્યપરાયણતાનું ગરમ લોહી વહી રહ્યું હતું. મગજમાં સ્વતંત્રતા અને સ્વધર્મના ઉત્કર્ષની ભાવનાઓ પૂરજોસમાં ઘૂમી રહી હતી, અને હૃદયમાં સુધારાના પ્રબળ તરંગો ઉછળી રહ્યા હતા એવે સમયે એ બાલવીરના હાથમાં અજ્ઞાન અંધકારમાં ભટકતા જગતને દિશા બતાવવાની સેંકડો કેંડલપાવરની રોશની આપી શકે એવો "કેસરી" નામનો ચેરાગ-દિપક આવ્યો પછી શું પૂછવું! જ્યાં જરીક ગેરવ્યાજબી વાત જોવા-સાંભળવામાં આવી કે તેઓ તરતજ તેના ખરા સ્વરૂપમાં સાચી-ખોટી સમાજને જણાવી દેતા. પરંતુ હમેશાં જગતમાં સાચી વાત સાંભળીને સહન કરવાવાળા વિરલજ હોય છે. કોલ્હાપુર રાજ્યના કારભારી, મહારાજા સાહેબની સાથે અનુચિત વ્યવહાર રાખતા હતા એ સબંધી ટીકા કરવાથી તિલક-મહારાજ ઉપર કેસ ચાલ્યો અને તેમાં તેમને ચાર મહિનાની સાદી જેલની સજા થઇ. અહીંથીજ તિલકમહારાજના લોકકલ્યાણકારક જીવનનો પ્રારંભ થાય છે.

આ તરફ કેળવણીના સંબંધમાં તિલકમહારાજે શ્રીયુત નામ જોશીની સાથે મળીને ૧૮૮૪ માં પુનામાં "ડૅક્કન ઍજ્યુકેશન સોસાઇટી"ની સ્થાપના કરી, અને ત્યારપછી પ્રૉફેસર કેલકર, ધ્રુવ, ગોલે વગેરેની સહાયતાથી એ સોસાઇટી તરફથીજ પુનામાં અને ૧૮૮૫ માં ફરગ્યુસન કૉલેજ ઉઘાડી. એ મશહૂર કૉલેજ અને સ્કૂલની સાથે લોકમાન્યને પાંચ વર્ષ સુધી સબંધ રહ્યો.

સને ૧૮૮૮ માં તિલકમહારાજને તેમના જુના મિત્ર આગરકરની સાથે સામાજીક તથા ધાર્મિક બાબતોમાં અમુક મતભેદ પડવાથી આગરકરને કેસરી સાથેનો સબંધ છોડવો પડ્યો. પ્રોફેસર કેલકર અને ગોખલેને પણ પત્રોની સાથે સબંધ રાખવાની ઇચ્છા ન્હોતી; આથી બેઉ પત્રોનું અધિપતિપણું એકલા તિલકમહારાજના હાથમાં આવ્યું. તે પછી ન્હેંચણી થતાં કેસરી અને મરાઠા તિલકમહારાજને મળ્યાં, અને કેસરી અને મરાઠાપત્ર જ્યાં છપાતાં હતાં એ આર્યભૂષણ પ્રેસ પેલા બે ગૃહસ્થોના ભાગમાં આવ્યું. એજ સમયમાં "એજ ઑફ કન્સેંટ બિલ" અર્થાત પતિ-પત્નીનો સબંધ બાંધી જીંદગી સુધી ન હોવો જોઇએ આ સબંધી એક બિલ ધારાસભામાં રજુ કરવામાં આવ્યું. સનાતન-હિન્દૂ ધર્મ પ્રતિષ્ઠાને આથી દાગ લાગશે એવું ધારીને દૃઢ ધર્મવીર તિલક મહારાજે તેનો વિરોધ કર્યો, તેમણે સ્પષ્ટ જાહેર કર્યું કેઃ અમારા સામાજીક રીતરીવાજોમાં જે કંઇ ફેરફાર કરવાના છે તેનો અધિકાર સમાજને-પ્રજાને છે, સરકાર અગર અન્ય કોઇ તેમા હાથ ઘાલી શકેજ નહિ. આ ઉપરથી પુનાના સુધારકોએ તિલક મહારાજની ખૂબ ખોદણી-ટિકાઓ કરી એમ કહેવાય છે. એટલે સુધી કેઃ આ વાદવિવાદે મહા મોટુ ભયંકરરૂપ લીધુ હતું. આ વખતે તિલકમહારાજે કાયદાનો અભ્યાસ કરાવવાનો એક શિક્ષણવર્ગ ઉઘાડ્યો હતો. તેમાંથી જે કંઇ સમય મળતો તેમાં તેઓએ વેદ અને પુરાણનો અભ્યાસ કરવા માંડ્યો. પોતે જ્યોતિષશાસ્ત્ર અને ગણિતના પણ વિદ્વાનતો હતાજ અને તેથી તેમણે એ સઘળાં શાસ્ત્રોના પ્રમાણોથી વેદનુ પુરાતન તત્વ સિદ્ધ કરવાને માટે એક લેખ લખ્યો. એ લેખ તેમણે ૧૮૯૨ માં લંડનમાં મળનારી "ઇન્ટરનેશનલ કૉન્ગ્રેસ ઑફ ઓરિયન્ટલ્સ"માં મોકલ્યો. ત્યા મૅક્ષમુલર, વેબર, વ્હિટન આદિ યુરપના સઘળા પ્રસિદ્ધ સંસ્કૃત જાણનારા વિદ્વાનોએ લોકમાન્ય તિલક મહારાજના વૈદિક સાહિત્યના જ્ઞાન સબંધી મુક્ત કંઠે પ્રશંસા કરી અને અમેરિકાના જ્હૉનહોપકિન્સ વિશ્વવિદ્યાલયના પ્રોફેસર બ્લુમફિલ્ડે લોકમાન્યને વૈદિક સાહિત્યના સિદ્ધ માની લીધા. બાદ એ લેખ "ઓરિયન" અર્થાત "વેદોના પુરાતનત્વની શોધ" નામથી પ્રકટ કરવામાં આવ્યો. તેમાં તેમણે પ્રમાણ અને સાથે ઐતિહાસિક દૃષ્ટિએ પણ ખરેખરીને સિદ્ધ કરી બતાવ્યું કેઃ ઋગ્વેદના મંત્ર ઇસાથી ૪૦૦૦ વર્ષ પહેલાના છે. જેથી જગતમાં સભ્યતામાં સૌથી પહેલી ગણના થવાનુ માન હિન્દૂઓને છે. એ ગૌરવ હિન્દૂઓના બાપનું છે.

આ વખતે તિલકમહારાજના મિત્ર રાવસાહેબ બાપટ જેઓ વડોદરા રાજ્યના દીવાન હતા તેમના ઉપર અમુક આરોપ આવ્યો અને તેનો કેસ ચાલ્યો. તિલક મહારાજ જાણતા હતા કેઃ આ વાત તદ્દન ખોટી છે. તેથી તેમણે પોતાના મિત્રના બચાવને માટે અત્યંત મહેનત કરી, અને એવી ખૂબીથી તેની પેરવી કરી કે, મોટા મોટા વકીલોના પણ આશ્ચર્યનો પાર ન રહ્યો. સૌ છક થઈ ગયા. અને તેમના મિત્ર એ આરોપમાંથી મુક્ત થઇ ગયા. ધન્ય ! લોકમાન્ય ! ધન્ય ! તમારો મિત્ર પ્રેમ !

બીજું શું કહીએ, જો તિલક મહારાજ વકિલાત કરતા હોત તો તેઓ હિન્દુસ્થાનના સૌથી મોટામાં મોટા વકીલ અથવા તો જજ બન્યા હોત; પરન્તુ એ દેવ પુરૂષતો શરૂવાતથીજ પોતાનુ જીવન સ્વદેશ-સ્વધર્મની સેવામાં સમર્પણ કરી ચૂક્યા

હતા. ધીરે ધીરે તેમણે પોતાના પગ રાજનૈતિકક્ષેત્રમાં ઠરાવવા માંડ્યા. તેઓ કૉન્ગ્રેસની ડેક્કન સ્ટૅન્ડિંગ કમિટીના સૅક્રેટરી તરીકે ચુંટાયા, અને મુંબઇની પ્રાંતિક પરિષદ્‌નાં પાંચ અધિવેશનની વ્યવસ્થાનું કાર્ય તેમણે સફળતા પૂર્વક કર્યું. ત્યારબાદ તેઓ મુંબાઇ વિશ્વવિદ્યાલયના ફેલો અને પુના મ્યુનિસિપાલિટીના મેમ્બર તરીકે પસંદગી પામ્યા. સને ૧૮૯૫ માં પૂના કૉન્ગ્રેસ કમિટીના પોતે સૅક્રેટરી નિમાયા. એ સમયે સામાજીક પરિષદ પણ કૉન્ગ્રેસના મંડપમાંજ ભરવાનો વિચાર થતો હતો, પરન્તુ તિલક મહારાજનું કહેવું એવું હતું કે: સામાજીક અને રાજનૈતિક કાર્યો એક બીજાથી અલગ અલગ રાખવાં જોઈએ. આ મતભેદને લીધે તેમને મંત્રિપદ છોડવું પડ્યું, તોપણ કૉંગ્રેસની સફળતાને માટે પોતે સંપૂર્ણ મદદ કરતા રહ્યા. સામાજીક બાબતોમાં તિલકમહારાજને અનેક લોકોએ જુના વિચારના માની લીધા; પરન્તુ તેમના સમસ્ત જીવનનું બારિકાઇથી અવલોકન કરનાર માણસ જોઇ શકશે કે: તેમની એ માન્યતા કેવળ અસત્ય છે. ગમે તેમ પણ તેઓ આદર્શ વિવેચક હતા. તેમણે પોતાની પુત્રિઓને શિક્ષણ આપીને સાથે જુના વિચારના મુજબ પોતે બાળલગ્નના હિમાયતી નથી એ પણ સિદ્ધ કરી બતાવ્યું છે. ભગવદ્‌ગીતા ઉપર આજ સુધી જેટલી પુરાણી અને સર્વ સમ્મત ટિકાઓ છે, એના ઉપર અંધવિશ્વાસ ન રાખતાં, તેમણે એક નવીજ ગંભીર વિવેચનાપૂર્ણ ટીકા કરી છે, જે "ગીતા રહસ્ય" નામથી પ્રસિદ્ધ છે. એ એટલી બધી સર્વપ્રિય થઇ પડી કે: તેની એક પ્રતનું (૩) રૂપિયા મૂલ્ય હોવા છતાં લગભગ એક અઠવાડીઆ જેટલા ટૂંક સમયમાં ૫૦૦૦ પ્રતો ઉપડી ગઇ! હિન્દિ, બંગાળી, ગુજરાતી, તામિલ આદિ ભાષાઓમાં તેના અનુવાદ થયા અને થઇ રહ્યા છે. એટલુંજ નહિ પણ શાસ્ત્ર વિરૂદ્ધ જાણવા અને માનવા છતાં તેમણે "સમુદ્રયાત્રા" કરી છે. અમારા તિલકમહારાજ સમાજ સુધારણાના પ્રશ્નમાં રસ ધરાવતા હતા, પરન્તુ તેમનું કહેવું એવું હતું કે: સુધારા સૌએ સહમત થઇને કરવા જોઇએ. વ્યર્થ વાડા બાંધવાથી કંઇજ ન વળે. સુધારા કરતાં જતાં ધર્મ પણ સચવાવો જોઇએ.

સન ૧૮૯૬ માં મુંબાઇ ઇલાકામાં ભયંકર દુષ્કાળ પડ્યો. એ વિકટ પ્રસંગે પોતાના દુઃખ–દારિદ્રય પિડિત દેશભાંડુઓની કરૂણાવસ્થા જોઇને તિલકમહારાજનું હૃદય દ્રવિભૂત થઇ ગયું. તેમણે સરકારની સાથે મળીને પિડિતજનોનું સંરક્ષણ–સંહાય્ય કરવાનો પ્રયત્ન કર્યો; પણ સરકારને તેમની સાથે કામ કરવું ઠીક ન લાગવાથી, તેમણે પોતે એકલાએજ પોતાનું કાર્ય જારી રાખ્યું. આ પ્રમાણે શરૂવાતના પ્લેગમાં તેમણે દીન–રોગી–દુઃખીજનોની અનેક પ્રકારે સેવા કરી. તેમણે તે પ્રસંગે એક દવાખાનું પણ ઉઘાડ્યું હતું. આ દેશના અમુક હિતૈષિઓની માફક તેમણે કેવળ વાણીથીજ દેશ અને દેશવાસિઓની સેવા નથી કરી, તેમણે તો જાતે કંઇ નમારી છે. તેમની એ શુદ્ધ સાર્વજનિક સેવાઓને લીધેજ તેઓ ઉત્તરોત્તર લોકમાન્ય થએ જતા હતા. મહારાષ્ટ્ર વીર છત્રપતિ શિવાજી મહારાજની જયંતિ ઉજવવાની શરૂઆત કરનાર એજ મહાપુરૂષ છે. હતોત્સાહ મહારાષ્ટ્રમાં વીરથી પુનઃ ચમકાવનાર એજ જયંતિ, અને તેના પ્રેરક તિલકરાજ છે. રાયગઢમાં શ્રી શિવાજી મહારાજની સમાધી ઉપર જયંતિ મહોત્સવ ઉજવવાનો હતો, પરન્તુ પ્લેગને લીધેજ તેમને જે દિવસે રાજ્યાભિષેક થયો હતો તે

દિવસે ઉજવવામાં આવ્યો હતો. આ ઉત્સવનો સંપૂર્ણ વૃતાંત કેસરીમાં પ્રકટ થયો હતો. એટલામાં મી. રેંડ અને લેફ્ટેનન્ટ ઍયરેસ્ટનાં ખુન થયાં. સરકારની સમજમાં એમ આવ્યું કેઃ આ સઘળો પ્રતાપ કેસરીના લેખોનો છે. એટલા માટે તિલકમહારાજને આરોપી ઠરાવ્યા. તેમના ઉપર કેસ ચાલ્યો. ગુન્હો સાબિત કર્યો, અને ૧૮ મહિનાની સખ્ત કેદની સજા ફરમાવવામાં આવી. સખ્ત કેદની શિક્ષા એટલે સ્વાસ્થ્ય નાદુરસ્ત રહે એ દેખીતીજ વાત છે. અસ્તુ.

પ્રિવી કાઉન્સિલ સુધી અપીલ કરવામાં આવી પણ મજા નામંજૂર ન થઇ. ઉંવરે પ્રોફેસર મેક્ષમૂલર અને મી. વિલિયમહન્ટરે મહારાણી વિક્ટોરિઆને પ્રાર્થના કરી કેઃ તિલક જેવા સમર્થ વિદ્વાનને આવી સખ્ત સજા ન થવી જોઇએ—એટલી કૃપાતો જરૂર થવી જોઇએ. એ મહદય મહાનુભાવોની પ્રાર્થનાનો સ્વીકાર થયો અને તિલકમહારાજનો છુટકારો થયો, પરન્તુ એટલી શરત કરવામાં આવી કે. તેમણે સાર્વજનિક ઉત્સવોમાં ભાગ ન લેવો. જેલમાંથી છુટ્યા બાદ તિલકમહારાજે પોતાની તબિયત ઠીક થાય એટલો સમય આરામ લીધો, અને તંદુરસ્ત થવાની સાથે તેમણે પુનઃ રાજનૈતિક કાર્યોપર દ્રષ્ટિ ફેંકી, તેઓ ૧૮૯૮ મા મદ્રાસની કૉન્ગ્રેસમાં ગયા, અને ત્યાંથી ઠેકાણે ઠેકાણે વ્યાખ્યાનો આપતા તેઓ ઠેઠ સીલોન–લંકા પહોંચ્યા. તેમણે હજીપણ વેદોનુ અધ્યયન છોડ્યુ ન્હોતુ, અને તેના પરિણામ સ્વરૂપ તેમણે વેદ અને અત્યંત અર્વાચિન ભુગર્ભશાસ્ત્રના સિદ્ધાંતોથી "ધી આર્કટિકહોમ ઑફ ધી વેદાઝ" નામક પુસ્તકમાં એ સિદ્ધ કર્યું કેઃ સંસારની પ્રત્યેક સુસભ્યજાતિઓનુ મૂળ નિવાસસ્થાન ઉત્તર ધ્રુવ પ્રદેશ છે. જો કે તેમનો એ મત વિદ્વાનોએ ન માન્યો, તો પણ એવો એક દિવસ જરૂર આવશે કેઃ જે દિવસે લોકમાન્યની એ માન્યતાનો સંપૂર્ણ વિજય થશે. તેમની શોધ સર્વાંશે નવીન અને સાચી હતી. અમેરિકાના સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉક્ટર એફ. ડબલ્યુ. વૉરને પણ તેની પ્રશંસા કરી છે.

ત્યારબાદ તાઇ મહારાજનો મુકદ્દમો ચાલ્યો. પ્રારબ્ધવશાત એ મહાપુરૂષને તેમાં પણ કેટલુંક નિરર્થક સહન કરવું પડ્યુ. પણ પરિણામે તો "સત્યનો જય" જ થયો.

૧૯૦૫ માં લૉર્ડકર્ઝનની મહત્વાકાંક્ષાઓએ તિલકમહારાજની કાર્યશક્તિને એક અપૂર્વ ચેતન આણી આપ્યો. લૉર્ડકર્ઝને બંગાળાના ભાગલા પડ્યા અને આખા દેશમાં સ્વદેશી અને બૉયકોટનો પવન વહી રહ્યો. આ આન્દોલનમાં લોકમાન્યનો હાથ હતો. કારણ કેઃ એ પોતે કૉન્ગ્રેસવાળાઓની ભિક્ષા માગવાની પ્રથાને પસંદ કરનારા ન્હોતા. પોતાના કર્તવ્ય–બળથી મેળવવાનો તેમને જબરો મોહ હતો. બીજે વર્ષે શ્રીયુત બાબુ બિપિનચંદ્રપાલે લોકમાન્ય તિલકમહારાજને કૉંગ્રેસના પ્રમુખ તરીકે પસંદ કરવાની પોતાની ઇચ્છા સમસ્ત દેશને જણાવી દીધી, પરન્તુ નરમદળવાળા નેતાઓને ડર લાગ્યો કેઃ જો લોકમાન્ય કૉંગ્રેસના પ્રમુખસ્થાનપર આવશે તો જરૂર એક જબરજસ્ત જ્વાળામુખી ફાટશે; તેથી તેમણે સ્વ. ડૉ. દાદાભાઇ નૌરોજીને પ્રમુખ તરીકે પસંદ કરવાને જણાવ્યું. અને જરૂરતે એ બુઝર્ગપર જ સૌની પસંદગી ઉતરી. નરમદળવાળાઓનો સંપૂર્ણ વિરોધ છતાં તિલક મહારાજના સમર્થનથી કૉન્ગ્રેસમાં બૉયકોટનો ઠરાવ પસાર થઇ ગયો. ત્યારબાદ, ૧૯૦૭ માં સુરતની

કૉન્ગ્રેસનો ઝગડો થયો અને તિલકમહારાજે કૉન્ગ્રેસ સાથેનો પોતાનો સબંધ છોડી નાખ્યો. ત્યારબાદ તેમણે વ્યસન નિષેધ પરત્વે મહાપ્રયાસ કર્યો. **તેમનાં પ્રયત્નથી હજારો મજૂરોએ-કામદારોએ દારૂ પિવાનો બંધ કર્યો.** કૉન્ગ્રેસ ભાગ્યાની દિલચાલ શાન્ત પડી હતી એટલામાં અચાનક મુજફ્ફરપુરમાં પહેલવહેલો બૉમ્બ-ફુટયો, જેથી આખા હિન્દુસ્થાનમાં ખળભળાટ મચી ગયો. આ પરદેશી ગોળાનો જન્મ હિન્દુસ્થાનમાં થયો જોઈ નામદાર બ્રિટિશ સરકારે એ આન્દોલન બંધ કરવાનો યત્ન શરૂ કર્યો તુરતજ લોકમાન્ય તિલકના મિત્ર, " કાળ "ના અધિપતિ શ્રીયુત પ્રાંજપેપર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો અને તે પછી લોકમાન્યનો વારો આવ્યો. તેમને મુંબાઈના સરદારગૃહમાં પરહેજ કરવામાં આવ્યા. તેમને ઘેર-પુનામાં તથા સિંહગઢમાં ઝડતિઓ લેવાઈ. આઠ દિવસ પર્યંત તેમના ઉપર કેસ ચાલ્યો અને પરિણામે બહુમતિથી તેમને છ વર્ષની કેદ અને એક હજાર રૂપિયા દંડની સજા થઇ. આખર સજામાં ઘટાડો ન થયો પણ સાદી જૅલ થઈ. અને દંડ માફ કરવામાં આવ્યો. પ્રિવી કાઉન્સિલમાં અપિલ કરવા છતાં કંઇ વળ્યું ના.

એ છ વર્ષની કેદ દરમિયાન આખા દેશમાં રાજનૈતિક કાર્ય શિથિલ થઈ ગયાં. નરમદળવાળાઓને ભાવતું હતું અને પિયરિયાં મળ્યાં એ વાળો ઘાટ થયો. જૅલમાં રહે રહે તિલકમહારાજે પ્રસિદ્ધ **"ગીતા રહસ્ય"** ગ્રંથ લખ્યો. જે સબંધી શરૂવાતમાં લખાઇ ગયું છે. તિલક મહારાજના કારાવાસ દરમિયાન એક મહાન્ કૌટુમ્બિક દુર્ઘટના બની ગઇ. જ્યારથી એમને મંડાલામાં મોકલવામાં આવ્યા ત્યારથી તેમનાં ધર્મપત્નીએ પતિ વિયોગને લીધે અન્ન ત્યાગ કર્યું. ફક્ત દુધ અને ફળ ઉપરજ તેમણે રહેવા માંડયુ, પરિણામ એ આવ્યુ કે: તેમનુ શરીર લથડતુ ગયુ અને અંતે તિલક મહારાજના જેલમાંથી છૂટયા પહેલાંજ તેમનો સ્વર્ગવાસ થયો. આથી તિલક મહારાજને મહા કષ્ટ થયું. પૂરાં છએ વર્ષે જેલમાંથી છૂટયા બાદ રાષ્ટ્રિયદળના જીવમાં જીવ આવ્યો. મહાયુદ્ધની શરૂવાત થઇજ ચૂકાતી. તિલકમહારાજે પોતાના દેશબંધુઓને અંગ્રેજ સરકારને ખરા દીલથી મદદ કરવાનો ઉપદેશ કર્યો. અને સાથે તેમણે પોતે પોતાના જ્યેષ્ઠ પુત્રને યુદ્ધમાં મોકલવાનો નિશ્ચય કર્યો. શ્રીમતી ઍનીબિસૅંટ આદિના યત્નોથી, અને કૉન્ગ્રેસના બંધારણના નિયમોમાં અમુક સામયિક ફેરફાર થવાથી દુર્ભાગ્ય ભારતના ભાવી હિતની ખાતર તિલકમહારાજ પુનઃ ૧૯૧૫ માં લખનૌ કૉન્ગ્રેસમાં આવી મળ્યા. સુરતના ઝગડા બાદ નરમ અને ગરમદળવાળાઓ હવે પછી ગરમ દળવાળાઓનુ જોર વધતુજ ગયુ. ૧૯૧૬ પછી સરકારને જે તે વાત સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવાનું અંતમાં એક પ્રકારનુ વિલક્ષણ બળ આવ્યું. નજરબંદીની ધમાલ મચી ગઈ. શ્રીમતી એનીબિસેંટ અને તેના બે સાથિઓને નજર કેદ કરવામાં આવ્યાં. અને તેને લીધે સમસ્ત બંગાળમાં હાહાકાર વ્યાપી ગયો. આ સમયે તિલકમહારાજની પાસેથી પણ સારી ચાલના જામિન માગવામાં આવ્યા; પરન્તુ હાઇકોર્ટથી તેમની જીત થઇ. ૧૯૧૭ ના ઑગસ્ટમાં બ્રિટિશ કૅબિનેટે ભારતમાં અંગ્રેજી રાજના ઉદ્દેશ્યને પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવાના હેતુથી ભારતને ઉત્તર દાયિત્વ પૂર્ણશાસન-સ્વરાજ આપવાને સ્થિર કર્યું. ત્યારબાદ ભારતમંત્રિ મી. મૉન્ટેગ્યુસાહેબ શાસનસુધાર ઉપર સૌને સલાહ આપવાને માટે હિન્દુસ્થાનમાં આવ્યા. તે અગાઉજ સરકાર તરફથી તિલકમહારાજને પોતાના પ્રાન્તમાં

આવવાની મનાઈ કરવામાં આવી; પરન્તુ મી. મોંટેગ્યુની દિલ્હીમાં મુલાકાત લેવાની તેમને પરવાનગી મળી હતી; પણ તેમાં એટલી શરત કરવામાં આવી કે: તેમણે શહેરમાં કોઈપણ ઠેકાણે વ્યાખ્યાન આપવું નહિ. તે પછી તિલકમહારાજ પોતે સ્થાપન કરેલા હિન્દી સ્વરાજ સંઘની તરફથી ડેપ્યુટેશન લઈને વિલાયત જવા તૈયાર થયા, જેને માટે તેમને ભારતસરકાર તરફથી રજા પણ મળી હતી, અને તેઓ અહીંથી રવાના થઈ ઠેઠ કોલંબો સુધીએ પહોંચી ગયા હતા, ત્યાં વચ્ચેજ ઇંગ્લંડ સરકારના હુકમથી તેમને આગળ વધતાં અટકાવવામાં આવ્યા. સને ૧૯૧૮ માં ભારતસરકારને જર્મનીના આક્રમણ સબંધી અમુક વિચાર કરવાનો હતો તે પ્રસંગે દિલ્હીમાં એક વૉર કૉન્ફરન્સ ભરવામાં આવી, જેમાં દેશના અનેક નેતાઓને આમંત્રણ અપાયાં, પરન્તુ લોકમાન્ય અને ઍનીબિસેંટને ન બોલાવવામાં આવ્યાં; તોપણ મુંબઈમાં ભરવામાં આવેલી પ્રાંતિય વૉર કૉન્ફરન્સમાં સરકારે લોકમાન્ય તિલક મહારાજને નોતર્યા હતા. તેઓશ્રી ત્યાં ગયા. કૉન્ફરન્સમાં એવો ઠરાવ મૂકવામાં આવ્યો કે: સૌએ સાથે મળીને યુદ્ધમાં હરેક પ્રકારે મદદ કરવી જોઈએ. તિલક મહારાજે કહ્યું કે: જ્યાં સુધી ચાલુ સ્થિતિમાં કંઈપણ ફેરફાર કરવામાં ન આવે ત્યાંસુધી સંપૂર્ણરીતે મદદ કરી શકાશે નહિ. આ ઉપરથી તિલકમહારાજને આગળ બોલતા જતાં લોર્ડ વિલિંગડન સાહેબે તેમને અટકાવ્યા એટલે તેઓ પોતે અને તેમના અનુયાયિઓ એ સ્થાન—સભાનો ત્યાગ કરી ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારબાદ મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે આમની સભામાં લોકમાન્ય તિલકમહારાજે કહ્યું કે: જો અંગ્રેજ સરકાર હિન્દુઓને સૈન્યમાં ઉંચી જગાઓ આપતી હોય અને તેમની સાથે ઉત્તમ વર્તન રાખવા બંધાતી હોય તો હું એકલોજ મહારાષ્ટ્રમાંથી પાંચ હજાર સિપાહિઓ આપી શકું છું. જો કે મને તો એથી અનેક ઘણી વધારે ઉમેદ છે કે: હું પચીસહજાર એકઠા કરી શકું એમ છે. જો હું મારા કહેવા મુજબ ન કરી શકું તો પાંચહજારમાં જેટલા ઓછા પડે તે દરેક દીઠ સો સો રૂપિઆ આપવાના જામિન આપવા તૈયાર છું. એટલું કહીને તિલક મહારાજે પચાસહજાર રૂપિઆનો ચૅક મહાત્મા ગાંધીજીના નામપર મોકલી આપ્યો. પરન્તુ સરકારે તેમને આનો કંઈજ પ્રત્યુત્તર આપ્યો નહિ. ત્યારબાદ લોકમાન્યને ભાષણ કરતા રોકવામાં આવ્યા. સર વૅલેંટાઈન શિરોલે ઇન્ડિઅન અનરેસ્ટ "ભારતીય અસંતોષ" નામક પુસ્તકમાં તિલકમહારાજ ઉપર ઘણાજ ખરાબ આક્ષેપ મૂક્યા હતા એટલા વાસ્તે તેઓ તેની ઉપર કેસ ચલાવવાને માટે ઇંગ્લંડ ગયા. સૌ સારી રીતે જાણે છે કે તેમાં તેઓ કેમ કેવી રીતે હાર્યા. વિલાયતમાં રહીને તેમણે કોંગ્રેસ ડેપ્યુટેશનના અધ્યક્ષની મદદથી ઘણુંજ કાર્ય કર્યું ત્યાંની પ્રજાને, અને ખાસ કરીને "મજૂર મંડળ" ને હિન્દુસ્થાનની ખરી સ્થિતિ સમજાવી તેમની સહાનુભૂતિ મેળવી. તે ઉપરાંત તેમણે સુલેહ પરિષદ તથા પ્રેસિડંટ વિલ્સનની આગળ હિન્દુસ્થાનનો મામલો રજુ કરીને ભારતીય પ્રશ્નને આંતર્‌ રાષ્ટ્રિય સ્વરૂપ બનાવ્યું. અમેરિકામાં દેશપાર થએલા પંડ્યા લાલાલજપતરાયને પણ તેઓએ ઘણીજ મદદ કરી હતી. જ્યારે લોકમાન્ય ઇંગ્લંડ જવા તૈયાર થયા હતા તે વખતે ડિસેંબરમાં ભરાનારીરાષ્ટ્રિ મહાસભાના પ્રમુખ તરીકે તેમને પસંદ કરવામાં આવ્યા હતા, પરન્તુ તેમનાથી રોકાય એવું ન હોવાથી તેમને એ મહાપદનો અસ્વીકાર કરવો પડ્યો. આ વખતે પણ

આશ્રસ આશા રખાતી હતી કે તેઓશ્રી નાગપુરની કૉંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટાશે, પરન્તુ **ઇશ્વરેચ્છા બલિયસિ!** કૉંગ્રેસ મેથાને તેમની અધ્યક્ષતાનું સૌભાગ્ય ન પ્રાપ્ત થયું, અને અમારા દેશના હૃદયસમ્રાટ, પ્રજાના પિતા, ભારત પ્રજાની આંખળાને આંખ જેવા લોકમાન્ય નેતા, સ્વતંત્રતાના એ સૂર્ય ભગવાન્તિલકરાજ પોતાની ૬૫ મી વર્ષગાંઠના ૮ દિવસ પછી ગઇ ૩૧ મી જુલાઇની મહાકાળ રાત્રિએ બરાબર ૧૨ ઉપર ૫૦ મિનિટે પોતાના આ કર્મક્ષેત્ર ભારતવર્ષને નિસ્તેજ કરીને હંમેશને માટે આ પાપિ પૃથ્વીમાંથી અંતર્ધાન થઇ ગયા. હાય! તેત્રિસકરોડ હિન્દવાસિઓની સાથે પોતાના બે પુત્ર તથા બે પુત્રિઓને અને સ્નેહી-સમ્બંધિઓને અનંત શોક-દુઃખ સાગરમાં રડતા મૂકી ચાલ્યા ગયા. લોકમાન્ય તિલક! જો અમે રાજા રામચંદ્ર ભગવાન કૃષ્ણ, શ્રી શંકરાચાર્ય અને બુદ્ધને, જો અમે પ્રતાપિ પ્રતાપ અને શ્રી શિવાજીને આવી પડતીના સમયે પણ નથી ભૂલી શકતા તો, તમેજ ભારતપ્રજાના હૃદયમાં જગાડેલી રાષ્ટ્રિય ભાવનાઓ, ભાવિસ્વતંત્રતાના વિજયગાનમાં, લોકમાન્ય તિલક! તમારા પ્રાતઃસ્મર્ણિય કર્ણપવિત્ર નામની કૃતજ્ઞતાપૂર્વક યાદ કરતી રહેશે.*

* "કર્મવીર" પરથી અનુવાદ.

---

લેખકઃ રા. ના. દ. પરેલ.

## તિલક અવસાન.

### સોરઠા.

શીદને આવી સાલ ઓગણીસે છોતેરની;  
નમ્યો હિંદનો ભાણુ તિલક અસ્તાચળ ભણી. ૧  
ઉગશે પાછો સૂર્ય રશ્મિથી જગ છાવશે;  
ગયો હિંદનો પુત્ર પાછો ફરી ના આવશે. ૨  
નભ મંડળનો નાથ સોળ કળાથી શોભતો;  
આજે પાડી રાત તેજસ્વી તારો ખર્યો. ૩  
તાજ વગરનો રાજ ગયો સિંહ મહારાષ્ટ્રનો;  
રડતાં મૂકી આજ હિંદી બાળુડાં અરે. ૪  
ગયો હિંદનો વીર નૂર ગયું ભારત તણું;  
ગગન ગજાવનો વીર લાંબી સોડે જઇ સૂતો. ૫  
ગજાવ્યું હિંદુસ્તાન બીપણુ જેના ગર્જને;  
લાગે છે વેરાન આજે તેહ અવસાનથી. ૬  
રમ્ય દીસતું ભાલ ગૌરવર્ણું ભારત તણું;  
તેજહીન બન્યું હાય! કહેવાતાં તિલક હવે. ૭  
તૂટી હિંદની પાંખ કળકળતું પૃથ્વી પડ્યું;  
સર્વ બનીને રંક ચોધારે રડતાં પ્રભુ. ૮  
મૂકી જગમાં નામ ધામ પ્રભુના તું ગયો;  
કરવા પૂરું કામ રહ્યું અધૂરું આદી જે. ૯  
કરવા દર્શન આજ આસ ભર્યા નિષાધીપે;  
બસી દિવ્ય દરબાર હિંદ દાદ સાંભળજો. ૧૦

લેખક:—" લક્ષ્મી-કાન્ત "

॥ શ્રી ગુરુ સમર્થ ॥




અને જોરથી એક એવો ધક્કો માર્યો કે, તે બિચારી ઓહ! રામ! કરતી ધડાક દઈને ભોંયપર પડી. પડતાં પડતાંય તેના નિષ્ઠુર પતિએ પાછી ઉપરથી એક ઠોકર લગાવી દીધી. અંધારામાં લેશ શિવપ્રસાદના દીઠામાં ન આવ્યો.

શિવપ્રસાદે મરવા જેવી થઈ ગએલી બૈરીને પુન: લાત મારીને બેઠી કરી, અને "નીકળ પાપિણી–મ્હારા ઘરમાંથી એકવાર બ્હાર નીકળને, નીકળે છે કે! મ્હારા ઘરમાં આવી બિબીનું કામ નહિ જરી કે" કહી બરડામાં કેટલીય મુક્કીઓ લગાવી દીધી.

સુશીલાએ મહા પ્રયાણે રડતાં રડતાં કહ્યું "નાથ! આજ તમને આ શું થયું છે જરા વિચાર કરો. નીશામાં આવી જઈ તમે આજ શું શું કર્યું છે, અને વળી શું કરવા તૈયાર થયા છો!"

શિવપ્રસાદ: "હું જે કહું છું તે ઠીકજ કહું છું. નીશો મ્હને નહિ પણ તને ચડ્યો છે. એ નીશામાં તેં શું કર્યું તેની તને અત્યારે ખબર નથી પડતી. ત્યારે જો જીવતા રહેવું હોય તો તું તારે મ્હારા ઘરમાંથી હાલને હાલ ચાલતી થા."

"વિચારો, કંઇ વિચારો, હું અવશ્ય તમારી આજ્ઞા પાલન કરીશ–પણ પાછળથી પસ્તાશોના!" સુશીલાએ આક્રંદ કરતાં કહ્યું.

શિવપ્રસાદ: "અરે! દૂર થા, ચંડાળણી! શું તને મ્હોતની પણ બિક નથી?"

એ સાંભળીને સુશિલા કંઇ પણ બોલ્યા કર્યા વગર ઘર બ્હાર નીકળી ગઈ. ઘરમા એક દિવો આડો આડો સળગી રહ્યો હતો, એ પણ આ પળે ઘરમાંથી એકાએક લક્ષ્મીને અપમાનિત થઇ ચાલી જતી જોઈ ઓલવાઈ ગયો. શિવપ્રસાદે તેને સળગાવવા ઘણુંએ વલખાં માર્યાં પણ એ હઠીલો એટલો બધો પણ સળગ્યો નહિ. છેવટે ઘરમાં એમને એમ અંધારામાં પથારી કર્યા વગર બાંધ્યા ટાંટીઆ વાળી ભીંતને અઢેલીને બેસી રહ્યો–સુઇ રહ્યો.

આ એક પ્રકારનું શમણું છે. શું સુશિલા કોઇ દિવસ મ્હને તજી ને એમ જાય કે ? એ એકદમ " સુશિલા ! વ્હાલી સુશિલા ! કહીને બૂમ પાડી ઉઠયોઃ પણ કંઇ ઉત્તર ન મળ્યો, કેવળ વ્હાલી સુશિલા એજ શબ્દ આખા ઘરમાં ગુંજી રહ્યો.

ઉભા થતાની સાથે ચારે બાજુ નજર કરીને તેણે જોયું કે: " બોસ્પર લોટ વેરાયો છે." એ એનું કારણ શોધી રહ્યો હતો એટલામાં કોઈએ બહારથી બારીનાં બારણાં ઠકઠેલ્યાં હોય તેમ લાગવાથી શીવપ્રસાદે પૂછ્યું:–" કોણ ?"

શબ્દ થયો: " હું. "

શિવપ્રસાદ: " જે હોય તે અંદર ચાલ્યા આવો. "

એ સાંભળતાની સાથે શિવનારાયણ (શિવલક્ષ્મીનો પતિ) ઘરમાં આવ્યો. શિવનારાયણને જોતાની સાથે શિવપ્રસાદ એક બાળકની માફક ધ્રુસકે ધ્રુસકે–બોરબોર જેવડાં આંસુ કાઢતો રોઈ રહ્યો. તેણે તેને રાતની બધીએ કર્મકથા કહી સંભળાવી. એ સાંભળીને શિવનારાયણે કહ્યું: " હવે આપની શી મરજી છે ? આપને શાની ઇચ્છા છે ? આપ એકલા બેઠા બેઠા શાના મનોરથ કરો છો ?"

શિવપ્રસાદ: " હું ચાહું છું:–કેવળ મ્હારી સુશિલા. "

શિવનારાયણ: " તમારી એ વાત તો હવે મ્હને ઘણીજ અસંભવિત જેવી લાગે છે. એ આદર્શ પતિ–ભક્તિ પરાયણા સતી જે તમારે માટેજ લોટ લેવા ગઇ હતી, તેને તમે વ્યભિચારિણી કહી ! પછી એ કેવીરીતે દેહ ધારણ કરી શકે ? એ મહાદેવી હવે સ્વર્ગમાં હશે. તમારા વ્યસનમાં હવે તમને એ બાધ કરવા નહિ આવે. કેમ ? ".

એ સાંભળતાની સાથે શિવપ્રસાદ " સુશિલા સુશીલા કહી પોક મુકતો બહાર નીકળ્યો. તેણે મહોલ્લાના કુવા અને વાવ જોઇ–તપાસી લીધા પણ સુશિલાની લાસનો કંઇ પત્તો ન લાગ્યો. છેવટે થાકીને સાંજરે ઘેર ગયો. ઘરમાં કોઇપણ માણસ ન હોવાથી, આખું ઘર તેને ખાવા ધાવા લાગ્યું. એ જઇને ખાટલામાં પડ્યો.

ખાટલામાં આળોટતો આળોટતો તે સુશિલાના સ્વરૂપનું ધ્યાન કરવા લાગ્યો. તેની મીઠી મીઠી વાતોને સંભાળીને મ્હોયે માથે ચાદર ઓઢીને ડસકાં લેતો લેતો રોવા લાગ્યો. પણ ત્યાં કેવળ સર્વવ્યાપક ઇશ્વર અને આકાશના નક્ષત્રમંડળ વગર બીજું કોણ હોય ?

માણસને અમુક વસ્તુ હાથથી ગયા પછીજ તેની કિમ્મતની ખબર પડે છે. પાછળથી જ તેની જરૂર–ઉપયોગિતા જણાય છે. એવીજ રીતે મરી ગયા પછીજ માણસની કદર થાય છે. હાય ! મ્હેં જો તેની એક ભમી પણ પડાવી રાખી હોત તો આજ કામ આવત. ખબર હોત તો કેટલાક લોકો કહે છે તેમ તેની બોલી પણ ગ્રામોફોનની થાળીઓમાં ઉતરાવત. હરિ હરિ ! હવે તેનુ કેમ થાય ! હે ભગવાન ! જરી દયા કરીને એનું એકવાર શમણામાં પણ તેનાં દર્શન કરાવે તો હું તેનાં પૂર્ણ હૃદયભરીને દર્શન કરી લઉં. મ્હેં તેને કેટલી દુઃખી કરી, મારી–કુટી, પણ હાય ! એ તો મરી ગઇ ! ઇશ્વર ! હવે તો મ્હને બરાબર કર્મફળ આપ્યું બાપ ! "

શિવપ્રસાદ અને સને આવી જાતનાં સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો. તેણે વિચાર્યું:–" જો હવે એકવાર સુશિલા મળે તો હું તેને કહી દઉં કે: જો હવે હું દારૂ પીવાનું હમેશને માટે છોડી દઉં છું. હાય ! જો એ એકવાર શમણામાં જણાય તો !"

આવા વિચારો કરતો કરતો શિવપ્રસાદ આંખો બંધ કરીને ઉપરાનાં ફાંફાં મારવા લાગ્યો. આંખો બંધ કરતાની સાથેજ તે સ્વપ્નમાં સુશિલાને જોવા લાગ્યો. તેણે જોયું કે: સુશિલા એક મેલું કપડું પહેરી ધીરે ધીરે તેની પાસે ચાલી આવે છે. એ સ્વપ્નું શિવપ્રસાદને બહુજ મીઠું લાગ્યું. તેને સ્વપ્નમાં માલમ પડવા લાગ્યું કે: એ સ્વપ્ન જોઈ રહ્યો છે. એણે બહુજ જોરથી આંખ દબાવી દીધી. કારણ કે: રખેને સ્વપ્નું બંધ થઈ જાય! ફરી શિવપ્રસાદે જોયું કે: સુશિલા તેના સ્હામે આવીને ઉભી રહી છે. આથી તેને બહુજ આનંદ થવા લાગ્યો. પછી સુશિલાએ શિવપ્રસાદના માથા ઉપર પોતાનો હાથ મુક્યો. આથી સ્વપ્નમાં પણ શિવપ્રસાદના શરીરનાં રોમાંચ જાગૃત થઈ ઉઠ્યાં! પછી તેણે જોસથી સુશિલાનો હાથ પકડીને કહ્યું: "હું હવે તને નહિ જવા દઉં. હું જાણું છું કે: હું સ્વપ્નમાં છું, પણ હવે આંખજ નહિ ઉઘાડું. વ્હાલી! તું મ્હને મુકીને એકલી ક્યાં ચાલી ગઈ? તું ખરેખર સતી છો! પતિ તજીને જવું તમને પાલવે કે? વ્હાલી ગઈ કે?"

સુશિલા: "ક્યાંએ નથી ગઈ. જુવોને, આ શું–હું તો તમારા સ્હામે ઉભી છું!"

શિવપ્રસાદ: "અરે: આતો ખોટો સમણાનો દેખાવ છે." સુશિલા: "ના, ના, આંખો તો ઉઘાડો! મ્હારા સ્હામું તો જુવો!"

રોતાં રોતાં શિવપ્રસાદે કહ્યું: "પાછી મ્હને તજીને નાસી જઈશ કે? આવી નિર્દય!"

સુશીલા: "પ્રાણેશ્વર! તમારા સમ, હું નહિ નાસી જઉં. તમે જરી આંખનો ઉઘાડો."

શિવપ્રસાદ: "લે ત્યારે, જોજે હો વ્હાલી હવે હું આંખ ઉઘાડું છું." એમ કહીને તેણે જોરથી સુશિલાનો હાથ પકડીને આંખો ઉઘાડી દીધી. તેણે જોયું કે. નજર સ્હામે ખરેખર સુશિલા જ છે. શિવપ્રસાદ આનંદથી વિહ્વળ બની ગયો. સુશિલાને હૃદય સાથે ચાંપી હર્ષિત હોઈને બોલ્યો:–"હું ધારતો હતો કે: ત્હેં આત્મહત્યા કરી. ગમેતેમ પણ મારાં કર્મ કરતાં ભાગ્ય ઉજળું નીકળ્યું."

સુશિલાએ દાંત વચ્ચે જીભ દબાવીને કહ્યું: "અરરર! જીવ હત્યા જેવું કુકાર્ય હું કદી ન કરૂં. આ શરીર મ્હારૂં નથી, એ તમારૂં છે. તમારી આજ્ઞા વગર હું કંઈ કરી શકું એમ નથી. તમને અર્પેલા પ્રાણ હું કેવી રીતે તજી શકું! આ કાયા તો મારા કંથની છે. કહો! ખરીને?"

એ સાંભળીને શિવપ્રસાદે તેને એક સ્નેહ ચુંબન કરીને કહ્યું,–"તું અત્યારસુધીમાં હતી ક્યાં?"

સુશિલા: "આખો દહાડો ઘરમાં છુપાઈ રહી હતી. હું તમારી દારૂ છોડવાની સખ્ત પ્રતિજ્ઞાની જ રાહ જોઈ રહી હતી. તમે અંતઃકરણપૂર્વક સંકલ્પ કર્યો, અને હું તેજ વખતે બહાર નીકળી આવી. પછી! પછી ફરી પાછી મળવું હતું." પછી શું થયું? એ વાંચકો પોતેજ વિચાર કરી લેશે.

ધન્ય સુશિલા! સ્ત્રી ચરિત્રનો સદુપયોગ તો સંસારમાં ત્હેં એકલીએજ કરી

# मारकोनीनुं माहात्म्य.

**આ**જે અમે વાંચકોને સાત સમુદ્ર અને તેર નદીઓની પાર લઇ જઈ, સ્હેલ કરાવવા માગીએ છીએ. "કર્મવીર" ના વાંચકોને હિંદુસ્તાનના અનેક મહાપુરૂષો અને સન્નારીઓના તેમજ પરદેશી વીર પુરૂષો તથા વીર નારીઓનાં જીવનચરિત્રો વંચાવવાની ઇચ્છા છે તેમાં આજે જે મહાપુરૂષનું જીવનચરિત્ર લખવામાં આવે છે તે તેઓને વાંચવા લાયક હોવા સાથે તેમને તેમાંથી ઘણું શિખવાનું મળે એમ છે. એટલુંજ નહિં પણ તેમને કર્તવ્ય માર્ગે પ્રેરે એમ છે. ચાલો, આવો. વાંચક બંધુઓ! આજે આપણે ઇટાલી દેશના બોલોગ્ના નગરમાં જઇએ. જુવો, આ સુંદર વાટિકામાં એક, એકવિશ વર્ષનો યુવક શું કરી રહ્યો છે? તેની સ્હામે અનેક ઓજારો પડ્યાં છે. શું તમે જાણી શકો છો કે એ યુવક કોણ છે અને તે શું કરી રહ્યો છે! સાંભળો:—

એ યુવકનું નામ મારકોની છે. તે પોતાના પિતાના આ બગિચામાં એક એવી વસ્તુની શોધ કરી રહ્યો છે કે જેથી થોડા સમય પછી સંસારને તે ચકિત કરી દેશે! તે વિજળી સંબંધી ઓજારોને સ્હામે રાખીને એનો ઉદ્યોગ કરી રહ્યો છે કે ક્યા પ્રકારે પર્વતની ટોચ ઉપર રાખેલી ધાતુની ચાદરમાંથી અને જમીનમાં દાટેલી ધાતુના કટકામાંથી તરંગો નીકળે! તેના ઘણા મિત્ર તેને દિવાનો (ગાંડો) સમજતા હતા અને કહેતા હતા કે આ શોધખોળનો બધો વખત વૃથા જશે પરંતુ કોણ જાણતું હતું કે એજ દિવાનો ઉત્સાહી યુવક, એજ શોધ ખોળથી એક એવી શક્તિ પેદા કરશે કે જે શક્તિ મનુષ્ય માત્રને માટે પરમ લાભદાયક થશે. જે આકાશમાં અદ્રષ્ય થઇને, વગર સ્પર્શ કરે જ, સમુદ્રના મધ્યમાં ડુબતા વહાણ–સ્ટીમરોનો ઉદ્ધાર કરવામાં મદદ કરશે, જે સ્ટીમરોમાં હત્યા કરી ન્હાસતા ખુનીઓની શોધ બતાવશે, શત્રુઓની છુપી વાર્તા એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોંચાડશે અને જે સ્ટીમરોનાં પ્રવાસ કરતા પ્રવાસીઓને દેશ દેશાન્તરના સમાચારો પહોંચાડશે. મહાપુરૂષ મારકોની! ત્હને ધન્ય છે! ત્હેં ત્હારા નામને અમર કર્યું છે! ભારત વર્ષના શ્રીમંત યુવકો! મોજ શોખમાં પડી રહી સંપતનો દુરૂપયોગ શા માટે કરી રહ્યા છો? ઉઠો! જાગૃત થાઓ! અને મારકોની શું કરે છે તે તરફ ધ્યાન આપો! શ્રીયુત જગન્નાથ ખન્ના નામના એક હિંદી ઉત્સાહી પુરૂષ અમેરિકાને પ્રવાસે જતા હતા. તેમણે "સરસ્વતી" માં લખ્યું છે કે— જ્યારે હું સ્ટીમરમાં બેસી વિલાયતથી અમેરિકા જતો હતો ત્યારે જરમની અને ફ્રાન્સ વચ્ચે મોરોક્કોના વિષયમાં ઝગડો ચાલી રહ્યો હતો અને ચીનમાં ચાલતી રાજનીતિ વિરૂદ્ધ બળવાનો આરંભ થયો હતો! આ સર્વ સમાચાર સ્ટીમરો ઉપર કોણે પહોંચાડ્યા હતા! એ તેજ શક્તિ હતી કે જે મારકોનીએ પેદા કરી હતી. ભોજનગૃહમાં પ્રવાસીઓની મોટી ભીડ થઇ રહી હતી, તેનું શું કારણ? તેનું કારણ માત્ર એજ હતું કે ત્યાં વાયરલેસ ટેલેગ્રાફી (તારનાં દોરડાં વગર) ના યંત્ર દ્વારા અપાતા સમાચારો વાંચી સંભળાવવામાં આવતા હતા. તેઓ ન્યુયોર્ક

અને લંડનથી તથા જરમની, ફ્રાન્સ અને ચીનથી આવેલા સમાચાર સંભળાવતા હતા.

વળી સાંભળો ! લંડનથી કેનેડા જનાર "મોન્ટ્રોઝ (Montrose) નામક સ્ટીમરની એક ઓરડીમાં એક ન્હાનું યંત્ર ગોઠવવામાં આવ્યું હતું. તે અદ્ભુત યંત્ર એકાએક "ટપ્ ટપ્" અવાજ કરવા લાગ્યું. તેના ઉત્તરમાં ઓરડીમાં બેઠેલા માણસે પણ "ટપ્ ટપ્" અવાજ કર્યા. શું તમે જાણી શકો છો કે એ માણસે શું ઉત્તર આપ્યો ! એ માણસે ૧૦૦ માઇલ છેટેથી વેગળે આયર્લેન્ડને કીનારે ગોઠવેલા વાયરલેસ ટેલેગ્રાફી સ્ટેશન ઉપર ખબર આપી કે: "અમે ખુશીમાં છીએ. કહો, શું કહેવા માગો છો !" આટલું કહેવામાં કાંઇ પણ વખત લાગ્યો નહિ. જાણે એક ઓરડામાંથી નીકળી બીજા ઓરડાનું બારણું ઉઘાડી વાતચિત કરી લીધી ! થોડીજ પળમાં જવાબ આવ્યો કે: "તપાસ કરો, તમારી સ્ટીમરમાં બેસીને ખુની ડાકટર ક્રિપન અને મિસ લિનેવી ન્હાસી જતાં તો નથી ?" તુરતજ ઉત્તર વાળવામાં આવ્યો કે: "મને સંદેહ છે કે સ્ટીમરમાં તેઓ છે." આટલો જવાબ મળવા પછી શું જોઇએ ? ચારે તરફથી તારો આવવા જવા લાગ્યા. ઇંગ્લેંડથી અને કેનેડાથી પણ તાર પર તાર છુટવા લાગ્યા. ગમ્મતની વાત તો એજ હતી કે એ વખતે ડાકટર ક્રિપન પોતેજ તારના યંત્ર પાસે બેઠા બેઠા કેપ્ટનની સાથે વાતચિત કરતા હતા. ડાકટરે યંત્ર જોઇ કહ્યું કે, "વાહ ! આ અતિ અદ્ભુત પદાર્થ છે." તેને બિચારાને થોડીજ ખબર હતી કે એજ અદ્ભુત પદાર્થ ત્હેનો શત્રુ બની પડશે ! ખરેખર તેમજ થયું. એજ યંત્રની મદદ વડે ખુની ડાકટર ક્રિપનને અને મિસ લિનેવીને જકડવામાં આવ્યાં હતાં.

થામ મિ. મારકોનીનું ! તેની બુદ્ધિનાં અમૃત–ફળ આ સ્ટીમર ઉપર અમર હતાં, અર્થાત્ આ સ્ટીમર ઉપર વાયરલેસ ટેલેગ્રાફીનું યંત્ર હતું. સ્ટીમરના કેપ્ટને ચારે તરફ ખબર મોકલી દીધી. થોડી પળમાંજ કેટલીક સ્ટીમરો થોડે વેગળે હતી તેમણે ખબર મોકલી કે "ગભરાશો નહિ ! અમે આવી પહોંચીએ છીએ." બસ, પછી પૂછવું શું ! થોડા વખતમાંજ કેટલીક સ્ટીમરો આવી પહોંચી અને મિ. બ્રાપન તથા તેની સાથેના ઉતારૂઓને બચાવી લીધા. તેમજ તેઓને જ્યાં જવું હતું ત્યાં લઇ ગયા. આ પ્રમાણે એ વાયરલેસ ટેલેગ્રાફી યંત્રે અનેક માણસોના જીવ બચાવ્યા છે. જો એ યંત્ર ન હોત તો તેમનો પત્તો પણ લાગત નહિ કે તેઓ ક્યાં ગયા ? કાં તો સમુદ્રના અતલ જળમાંજ તેમના કિંમતિ દેહ જળજંતુઓના ભોગ થઇ પડયા હોત ! કર્મવીર મારકોની ! ત્હારો ઉપકાર ભૂલાય તેમ નથી !

એ વિચિત્ર તારમાં એવી કઇ વિચિત્રતા છે કે જેથી તેમાં એવી અદ્દભુત શક્તિ ઉત્પન્ન થઇ છે ? યુક્તિ બિલકુલ સરળ અને સાદી છે. હા, જોવામાં તો બહુ ગુંચવણ ભરેલી માલમ પડે છે પણ તે ગુંચવણ ઉકેલવામાં અને તેનો ઉપયોગ કરવામાં બુદ્ધિનું કામ છે. નેત્રદ્વારા સૂર્યનાં કિરણોનો પ્રકાશ જોવામાં જેટલી વિચિત્રતા છે તેટલીજ વિચિત્રતા આ યંત્રમાં છે. કરોડો માઇલ વેગળે હોવા છતાં સૂર્ય જેમ આકાશ દ્વારા પોતાનાં કિરણોનો પ્રકાશ આપણા તરફ ફેંકે છે, અને નેત્ર તે પ્રકાશને પકડી લે છે. તેજ પ્રમાણે તાર વગરનું એક યંત્ર ખાસ તરંગો ( કિરણો )ને આકાશમાં ઉત્પન્ન કરે છે, અને બીજું યંત્ર તેને પકડી લે છે. ઇ. સ. ૧૮૮૭ માં વૈજ્ઞાનિક વિદ્વાન પ્રોફેસર હર્ટે એવું બતાવી આપ્યું હતું કે વિજળીની ચિણગારિઓ, આ પ્રકારની લહરો ( કિરણો )ને આકાશમાં પેદા કરે છે. પરંતુ તેનો શોધ કરી ઉપયોગમાં લાવવાનું મિ. મારકોનીના ભાગ્યમાં લખ્યું હશે. તેમ ન હોતતો મિ. હર્ટનો જ્ઞાનાનુભાવ અંધારામાં કેમ પડી રહ્યો ? તેણે વિશેષ બુદ્ધિ ચલાવી, વાયરલેસ ટેલેગ્રાફી કેમ શોધી ક્હાડી નહિ ! વિજયદેવી કોને વરમાળ આરોપે છે તે કેમ કહી શકાય ? આ વિષય સંબંધી મનોરંજક વાર્તા બીજે કોઇ પ્રસંગે લખવામાં આવશે. હમણાં માત્ર મિ. મારકોની જેવા વિચિત્ર મનુષ્યના સંબંધમાંજ કંઇક લખવામાં આવે છે.

મિસ્ટર મારકોનીની માતા આઇરિશ સ્ત્રી હતી અને તેનો પિતા ઇટેલિયન હતો. જ્યારે મારકોની ૨૧ વર્ષની ઉમ્મરનો હતો ત્યારથી તેના મનમાં એવોજ વિચાર ઉત્પન્ન થયો હતો કે વિજળીના તરંગોને તારના કામમાં કેવી રીતે લાવવા ? પહેલાં તેમણે એક ઓરડામાંથી બીજા ઓરડામાં ખબર પહોંચાડવાનો યત્ન કર્યો. ત્યારપછી પોતાના પિતાના એક બગિચાના છેડાથી બીજા છેડા સુધી ખબર પહોંચાડવા લાગ્યો. અનેક પ્રયત્નો કર્યા પછી છેવટે તે ફત્તેહમંદ થયો. મારકોનીએ સૌથી વધારે કામ તો તે વખતે કર્યું કે જે વખતે તેણે બનાવેલાં યંત્રો વિજળીના તરંગોને પકડી શક્યાં. બસ, એ યંત્રોમાંજ ખુબી હતી. અનેક પ્રકારનો ઉદ્યોગ કરીને પણ તેણે વિજળીના પ્રવાહને પકડવાનું યંત્ર બનાવ્યું. આખિર એની ફત્તેહ થઇ. વિજયદેવીએ તેના હૃદયમાં કહ્યું હતું કે વીર ! યત્ન કર ! યત્ન કર ! રત્ન મળશે ! તેણે તેમ કર્યું ? અમૂલ્ય રત્ન મળ્યું !

માર્કોની, કેવળ માત્ર વૈજ્ઞાનિકજ નહતો, કારણકે ઘણા વિજ્ઞાનવેત્તા માત્ર વૈજ્ઞાનિકજ હોય છે, માર્કોની તો વૈજ્ઞાનિકની સાથે સાથે વેપારી પણ હતો. ઇ. સ. ૧૮૯૬ મ તે ઈંગ્લેંડ ગયો. ત્યાં તેણે કેટલીએક શોધખોળ કરી. ત્યાં તેને એવી સફળતા મળી કે તેણે બીજી જુનને દિવસે વાયરલેસ ટેલેગ્રાફીનું પેટંટ મેળવવા અરજી નોંધાવી.

આ યુવાન પુરૂષનો ઉદ્યોગ પ્રકૃતિદેવીના ગુપ્ત રહસ્યને જાણી લેવામાં ઘણોજ પ્રશંસાપાત્ર અને શિક્ષાપ્રદ છે. તેને ખાત્રી હતી કે, જે મહાન ગૂઢરહસ્યની તે શોધ કરતો હતો તેને તે અવશ્ય શોધી શકશે. તેણે ઘણાં વરસ સુધી રાતદિવસ સખ્ત પરિશ્રમ કર્યો છે. અનેક વખતે નિરાશા મળવા છતાં પણ તે હાર્યો નથી. તે તો આગળને આગળ પોતાની શોધખોળ ચાલુ રાખતોજ હતો. તે કદી પણ નિરાશ થતો નહિ! તેથીજ આજે પરિણામ એ આવ્યું છે કે તેનો પ્રયત્ન સફળ થયો છે. તેની આશાનાં ઝળકતાં કિરણો વિશ્વના અનેક ખુણામાં પ્રકાશી રહ્યાં છે.

ઇ. સ. ૧૮૯૭ ના માર્ચ માસમાં મહાપુરૂષ માર્કોનીએ લંડનના સેલિસબરીના મેદાનમાં, ચાર માઈલના છેટામાં વાયરલેસ ટેલેગ્રાફીનો સંદેશો મોકલ્યો. આ પ્રયોગમાં સંપૂર્ણ સફળતા મળી. અનેક લોકોએ આ પ્રયોગની ખાત્રી કરી. પશ્ચિમના બુદ્ધિમાન લોકોએ પણ જાણી લીધું કે: ખરેખર, આ એક મહત્ અને નવિન અદ્ભુત શોધ છે. ઈ. સ. ૧૯૦૨ માં મિસ્ટર માર્કોનીએ યુરોપ અને અમેરિકાની વચમાં એ પ્રકારે તાર મોકલ્યા.

ગયાં વિશ વર્ષમાં તો એ (દોરડાં વગરના) તાર યંત્ર વડે લોકોને અનેક ફાયદા થયા. આજકાલ તો ઘણી નવી સ્ટીમરો ઉપર એજ વાયરલેસ (દોરડાં વગરના) તાર–યંત્રો ગોઠવવામાં આવે છે. એ તાર યંત્ર વગરની સ્ટીમરજ નકામી ગણાય છે. વાત પણ ખરી છે કે વખતે દરિયામાં સ્ટીમરને કાંઈ અકસ્માત નડ્યો તો ત્યાં તેનો કોણ બેલી? જો માર્કોનીવાળું યંત્ર હોય તો ગમે ત્યાંથી મદદ આવી પહોંચે. સ્ટીમરના બે છેડા ઉપર બે તાર ગોઠવવામાં આવે છે. તે બન્નેને જોડાયલા બે તાર નીચેની એક ઓરડીમાં ગોઠવાયલા હોય છે. તેમાં યંત્ર જોડેલું હોય છે તે વડે તાર મોકલાય છે અને મેળવાય છે. આ યંત્ર સાધારણ તારના યંત્ર જેવુંજ હોય છે.

ત્યારે તેનાજ વિચારોમાં પડેલો જણાય છે. હિંદુસ્થાનના બડબડીયા લોકો પેઠે તે થોડું કામ કરી વધારે બડબડાટ કરનાર નથી. જ્યારે તે કોઈ કામ પુરૂં કરી રહેશે, ત્યારેજ સમસ્ત વિશ્વને તેની ખબર પડશે અને ત્યારેજ સઘળા ચકિત થશે! ભારતવર્ષના સ્વાર્થી શ્રીમંતો! તમે ભલે કહાડો, બેંકો કાઢો, બીજા ગમે તેવાં કારખાનાં કાઢો અને તમારી તીજોરી ભરો! પણ તે મહાત્મા મારકોનીના ઉદ્યોગની તુલનામાં કદી પણ નહિં આવે! દેશનું હિત ઇચ્છનારા દેશહિતૈષી સજ્જનો! દેશનું હિત સાધવાનાં જેટલાં સાધનો છે તેની પાછળ ખંતથી લાગી જાઓ! અહંકાર છોડો! સમભાવ રાખો! સતત ઉદ્યોગે વળગો! તેમાંજ દેશનું કલ્યાણ છે! દેશના યુવકો થોડું ઘણું ભણીને ગમે તેવી નોકરીની ધુંસરીમાં પડી જાય છે અને જ્યારે જૂવો ત્યારે નિઃશ્વાસ નાંખતા જણાય છે. તેમણે પણ મિ. મારકોનીનો દાખલો લેવો જોઇએ. શ્રીમંત પુત્રોએ તો આવાં આવાં દેશહિતનાં મહત્વનાં કાર્યોમાંજ રાતદિવસ ગુંથાવું જોઇએ કે જેથી તેમનું નામ પણ એક દિવસ તરૂણ, ઉદ્યોગી મારકોનીની પેઠે સમસ્ત વિશ્વમાં પ્રસિદ્ધ થાય અને તેમની શોધથી અનેક જીવો ઉપર ઉપકાર થાય.*

ભારતજીવન—અમદાવાદ. } ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.

---

# સેવાના સન્માર્ગ.

( મંદાક્રાન્તા: )

આવો વીરા જનહિત તણાં કાર્ય ખંતે ઉપાડી,
કશે કંઈ તિમિર સઘળું દેશમાંથી નિવારી:
દુઃખી દર્દી સરળ દિલનાં ભાંડુઓને નિહાળી,
સેવાવૃત્તિ ઉર જગવીને નાંખીએ દર્દ ટાળી. ૧
માંડી રૂડી પરબ જગમાં જ્ઞાનપિપાસુ કાજે,
પૂરી રીતે સકળ જનને પાઇને જ્ઞાન આજે;
ભિક્ષા માગી ઉદર ભરતા દ્રવ્ય વિનાં જનો જે;
પ્રાપ્તિ કેરા સરળ રસ્તા રહેમને દાખવીએ. ૨
વસ્ત્રો વિના નગન ફરતાં આપણાં ભાંડુઓને,
યુક્તિઓ સૌ ઉત્પત્તિ તણી ખંતથી શીખવીને;
નિરાધારી પરિસ્થિતિ બધી ઉલટાવી સમૂળી,
આપી દૈએ સ્વબળશીખવે એવી શિક્ષા અમૂલી. ૩
ભિક્ષા કેરાં નબળાં કામને ફોડી નાખી,
શિક્ષા કેરો અચળ સબળા પાક ચોદિશ આપી;
દુઃખો દર્દો ભારતભૂમિનાં મૂળમાંથી ઉથાપી,
સુખો કેરા સબળ રસતા સર્વને દ્યો બતાવી. ૪

ગંધાવરીલીલા, સાન્તાક્રુજ, બહેનઃ ૧૯૭૧. } સીતારામ જે. શર્મા.

---

*આ લેખ પ્રથમના "ભારતજીવન" માસિકપત્ર માટે ૧૯૧૧ માં રચાયો હતો.

કોઈ એક સુપ્રસિદ્ધ ગોરાસાહેબે લખ્યું છે કે: ઢાકાની મલમલ હાથમાં લઈને જોતાં મનમાં સ્વાભાવિક એવો પ્રશ્ન પેદા થાય છે કે: "આને દેવ લોકોએ વણી હશે કે શું! એને જોવાથી મનમાં ખરેખર એમજ થાય છે કે: આ મનુષ્યકૃત કારિગરી નથી. માણસ જાત કાળાંતરેય આવું સુંદર કાર્ય હાથથી કદી ન કરી શકે.*

"હાં! ચોર હાથ આવ્યો ખરો!" બહુજ લાંબા વખતની વાત છે. હિન્દુસ્તાનના એક ઉજ્જડ ભાગમાં એક ઝુંપડીમાં એક અંગ્રેજ બહાદૂર સૂતેલો હતો, તેવામાં મધ્યરાતની વખતે તેની આંખ ઉઘડી ગઈ! તેણે જોયું કે: ભીંતમાં એક મોટું બાકું પડ્યું છે, અને તેમાંથી ચોરના ટાંટિયા લટકતા જણાય છે. સાથવી રહીને બરાબર ઝુંપડીમાં તપાસ કરતાં માલમ પડ્યું કે: મ્હારા વ્હાલા ઠગારાઓ ઝુંપડીને મેદાન જેવી કરીને, સાફ કરીને, જે હાથ આવ્યું તે લઈને નાઠા છે. પણ હજી તેઓ બધાય નાસી જાય તે પહેલાં એક ઊભા ચોરને છટકી જતો જોઈને સાહેબે તો જોરથી તેના ટાંટિયા પકડી લીધા અને બોલ્યા: "હાં ચોર હાથ આવ્યો ખરો." અને તેને ઝુંપડીની અંદર ખેંચવા લાગ્યા સાથે બહારની બાજુથી પણ કોઈ ખેંચતુ હોય તેમ જણાયું. પતંગના પેચની માફક ચોરની બિચારાની ખેંચમતાણી થઈ! પણ અરે! રામ રામ રામ રામ! જોતજોતામાં સાહેબ બિચારો પોતાના હાથમાં ટાંટિયા સહિત ધડાક દઈને ભોંયપર ગબડી પડ્યો. બહારથી ખેંચતા ચોરોએ આખર માથું કાપી લઈને માથા વગરનું લોહીથી દદડતું શરિર જોરથી અંદરની બાજુ ફેંકી મૂક્યું! આથી સાહેબ પડ્યા તો પડ્યા પણ લોહીથી ખૂબ ખરડાયા! ભલા આદમી ગભરાયા! પડતાં પડતાં સાહેબની આંખનાં ડોળા બહાર નીકળી પડ્યા અને બોલાઈ જવાયું: "Oh my Lord, (ઓ! મ્હારા પ્રભુ!) સાલા બ્હોત બદમાસ!" બહારના ચોર પોતાના ભરાઈ ગયેલા સાથીનું માથુ કાપી લઈને તાણી બચનામાર્યા ઊભી પૂંછડીએ જાય નાઠા! પણ બહારથી ઝુંપડીને સાંકળ ચડાવતા ગયા. તેનું કેમ? કે: હવેથી સાહેબ પણ ચોરની માફક પેલા ગાબડામાંથી પેસવા–નીકળવાનું રાખશે? ફુરસદે તપાસ કરજો. સાહેબજી!

મશ્કરી ઠંડા પડી ગયા! એક મશ્કરો પણ મૂરખ જવાન એક દિવસ તરતનો–તાજો પોલીશ કરેલો બુટ પહેરીને ચમડચૂં કરતો ફરવા ચાલ્યો. રસ્તે જતાં તેને જોઈને, એક કુતરાએ ખૂબ ભસવા માંડ્યું આથી કુતરાની બેઅદબી જોઈને ધીંગો જવાન તો બહુજ ગુસ્સે થઈ ગયા–તેમને ખૂબ ખીજ ચડી ગઈ. તેણે આંખ ફેરવીને–મોટા મોટા ડોળા કાઢી કુતરાની માફક ઘૂરકીયાં કરીને એ કુતરાના ધણીને પૂછ્યું: અડધા! બદમાસ! તારા કુતરાને જરી સંભાળતો ખરો–માણસ જોયા વગર જેને તેને ભસભસ કેમ કરે છે? કુતરાનો માલીક જે એક ગરિબ મજૂર હતો તેણે હળવે રહીને જવાબ આપ્યો: સાહેબ! જરી ઠંડા થાઓ! એ બિચારો આપના બુટમાં તેના પોતાના જેવોજ બીજો કુતરો જોઈને તેને ભસે છે. મારો કુતરો બિલકુલ બેગુન્હા છે. વાંક આપનો ગણું કે આપના બુટનો?

લેખકઃ-રણછોડલાલ હરિલાલ ભટ્ટ.



॥ શ્રી સદ્‌ગુરવે નમઃ ॥

ભયંકર ભૂલ અથવા

# મજૂર કે આલમનું નૂર?

એક સુબોધક, મનોરંજક, શૃંગાર, કરૂણારસપૂર્ણ
સામાજિક નવલકથા.

## પ્રથમ પરિચ્છેદ. (ચાલુ)

### અમીના! હેરાન થશે કે?

શેઠાણીને ઘણુંજ લાગી આવે છે; પણ કરે શું? પતિના કાર્યમાં કેવળ માથું ન મારવું એમ ધારીનેજ આજ સુધી તેઓ મૌન્ય રહ્યાં છે; પરન્તુ આજનો ઇતિહાસ સાંભળીને શેઠાણી ચકિત્ થઇ ગયાં; પોતાના ખાવિંદ છતાં શેઠાણીને તેમની નિષ્ઠુરતા તરફ તિરસ્કાર ઉપજ્યો. શેઠાણીએ અનેકવાર કહ્યું છે કે: “ આ કરોડો રૂપિઆની મિલ્કત કોણ જાણે કોણ ભોગવશે; માટે પ્રજાને જેની જરૂર હોય તેવી ઉદ્યોગશાળાઓ-પાઠશાળાઓ, ધર્મ-શાળાઓ સ્થાપો કે જેથી અધમ અવસ્થા ભોગવતા બાંધવોની દશા કંઇક સુધરે. અરે! કંઇ નહિ તો છેવટે તમારી પોતાની ઇસ્લામ કોમને માટે પણ તમે તેનો સદુપયોગ નહિ કરો તો પછી એ લખલૂટ લક્ષ્મી તમારા શા કામમાં આવશે?

પણ, એમાંનું શેઠને ગળે કંઇજ ન ઉતરે! આજ જ્યાર લગી તિરસ્કાર થાય તે સહન કરીને, જે બને તે જોયા કરીને; કારિગરોને યોગ્ય ઇન્સાફ અપાવવા શેઠાણીએ પોતાના મનથી દૃઢ સંકલ્પ કર્યો છે. બંગલાના એકેએક માણસો શેઠાણીની પાછળ ચહેરા રાખીને ઉભા રહ્યા છે. શેઠાણીની આવી અપૂર્વ માયા-દયા પ્રત્યક્ષ જોઇને તેઓ આનંદ સાથે આશ્ચર્ય પામી ગયા છે. તેઓ શેઠાણીની બેસુમાર તારીફ ગાઇ રહ્યા છે. બંગલાના દરેક નોકરો શેઠાણીને માતૃવત્ ચ્હાય છે. તેમની આજ્ઞા થતા પહેલા તેઓ સર્વ વસ્તુ હાજર કરે છે. નોકરોનો એજ ધર્મ છે. તેમના કલ્યાણને માટે શેઠાણી હમેશાં પોતાનાથી બનતું કરે છે. શેઠાણીની આજ્ઞા થતાં મુનિમે રૂપિઆ પાંચસો લાવીને કારિગરના હાથમાં મૂકી દીધા. એથી કારિ-ગરો તો આનંદ આનંદ પામી ગયા. તેઓ માથા પરથી ટોપિઓ-ફાળીઆં ઉતારી માથાં નમાની ખરા હૃદયથી પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરવા લાગ્યા. કેટલાકને તો હર્ષના આંસુ આવી ગયાં! ધન્ય! શેઠાણી! ધન્ય! તમારી ઉદારતા! કહેતા સર્વ કામદારો એ મહાદેવીના દર્શન કરતા રહ્યા. શેઠાણી આશ્વાસન આપી, મરનાર તરફ પોતાની ખરા દીલથી દિલસોજી

અમીનો પર તેઓ ખૂબજ ગુસ્સે થઇ ગયા. તેમણે મોટરમાંથી ઉતરતા પહેલાંજ વિચાર કરી નાખ્યો છે કે: " આજ અમીનાને પણ તેના મનસ્વિપણાનો પુરો સ્વાદ ચખાડવો. ઔરત જાત વગર પૂછે મરદના કામકાજમાં વચ્ચે માથું મારે-ડખલ કરે એ તે શું ! તેણે કારિગરોને ગુપ્ત મદદ કરીને મ્હારી આબરૂને મ્હોટો બટ્ટો લગાડયો છે. એ કમબખ્ત ઔરતે મ્હારો ઘર બ્હારનો રોફ ક્યાં કોઇ દિવસ જોયો છે ! ઓહ ! શું કરવું ? આ છેવટના શબ્દો તેમનાથી ઉતાવળે બોલાઇ ગયા; અને તેઓ મોટરમાંથી ઉતરી પડ્યા. છૂટા પડતાં પડતાંય કંગાલ સુલતાનમહમદે વચ્ચે ઉમેર્યું કહ્યું: "શેઠ સાહેબ ! બસ, હવે જે થવું તે થયું. વ્યર્થ કલેશ ન કરતા. આટલો વખત દરગુજર કરશો: એતો ઔરત જાત હમેશાં એવીજ હોય છે. બેશક: તેમણે એ કામ વ્યાજબી તો નથી જ કર્યું: સ્હો ! સાહેબજી ! સાહેબજી !" કહીને માનવ-ચપતાન સુલતાન મહમદ પાછો મોટરમાં ચોંટી ગયો. મોટર ડ્રાઇવરને હાજ તો ઘણીય ચડી પણ શેઠના સાળા કરતાંય વધારે માનીતો એટલે એને મૂક્યા ગયા વગર છૂટકો ?

આ તરફ શેઠ પેલેસમાં દાખલ થયા. કોઈની સલામ-પ્રણામ ઝીલ્યા વગર તેઓ તો તોરમાંને તોરમાં પોતાની મેળે જઇને દિવાનખાનામાં દાખલ થયા. અભિમાનમાં ગળી ગયેલા શેઠને આજ ભૂખનું પણ ભાન નથી. ચાકરે ચારપાંચવાર આવીને દૂર રહે રહે બ્હીતાં બ્હીતાં ન્હાવાનું પાણી કાઢયાની સૂચના કરી, પણ જાણે શેઠ સાંભળતાજ નથી ! છેલ્લી વખતે નોકરે આવીને કહેતાની સાથે જેમ ભૂખ્યો વાઘ બકરા ઉપર તુટી પડે તેમ તેને ઉધડોજ લઇ નાખ્યો. એ બિચારો આગળ જરીક પણ બોલ્યા ચાલ્યા વગર થથરતો થથરતો ત્યાંથી વિદાય થઇ ગયો. શેઠાણીની પાસે જઇને તેણે રડતાં રડતાં આ સઘળી હકિકત તેમને કહી સંભળાવી. આથી શેઠાણીને વધારે ખેદ થયો. તેમને ચોક્કસ ખાત્રી હતી કે: આજ અત્યારે શેઠની પાસે જવામાં કલ્યાણ નથી; પણ જે થાય તે શાન્તથી સહન કરવાનો નિશ્ચય કરીને શેઠાણીએ પતિની પાસે જવા માંડયું. બારણેથી દિવાનખાનાના મધ્ય ભાગમાં પડેલી એક આરામખુરશીપર બેસીને બહુજ નમ્રતા પૂર્વક તેમણે કહ્યું: "આજ જીવને કેમ કંઇ આરામ નથી લાગતો ? જુવોને ! સાડાબાર એક વાગવા આવ્યો. હજી તો ન્હાવાનું પણ ઠેકાણું નથી ! આમને આમ અનિયમિત ખાવા પિવામાં-નકામી ઉપાધિઓમાં શરીર બગાડી નાખશો. તમારા જમ્યા વગર બિચારા નોકર ચાકર પણ કેવી રીતે ખાય-પરવારે !"

પતિ: " એ ત્હારી બધી. સલુકાઇ અને ડહાપણની વાતો હવે રહેવાદે ! તું ત્હારી મેળે ત્હારા નોકરો-ચાકરોને સાચવ્યા કર ! તમને લોકોને હદથી વધારે સ્વતંત્રતા આપવાનોજ આ પરિણામ છે. "

પત્ની: " નાથ ! કેમ ! શાં પરિણામ ? આપની પ્રતિષ્ઠાને દાગ તો નથી લાગ્યોને !"

પતિ: " પ્રતિષ્ઠાને દાગ લગાડવાનો બાકી હવે વધારે શું બાકી છે ? બાકી હોય તો પુરો કરો ! બસ કરો ! રહેવા દો ! એ બધી ચાલાકી બંધ કરો ! "

પત્ની: " તમે આ શું કહો છો ! આની મને જરીએ સમજ નથી પડતી ! તમારી પ્રતિષ્ઠા મેં વધારી છે કે ઘટાડી છે નાથ ! "

પત્ની: મ્હારા જે નોકરો ને મેં લાત લગાવીને દૂર કરેલા તેને તેં પાંખમાં ઘાલ્યા ? એ બધાનું શું કારણ ?"

થશે. કારિગર નહિ હોય તે દિવસે આ રહ્યા ખડ્યા હુન્નર ઉદ્યોગ પણ રસાતળમાં પહોંચી જશે. જો તેમનો રૂણુ પાંશરો હોય તો તમારૂં કામ તેઓ નભાવશે, તેમના કામમાં તમારાથી ચચૂ પ્રવેશ નહિ થાય. ખુદાનો-પાક પરવરદીગારનો ડર રાખો! તેને અને તમને પેદા કરનાર તે એકજ માલીક છે. એમની કારિગરી પર તમે ફુલો છો-જુવો છો! તમે કોણ? ખરેખરા કર્મવીર તો કેવળ તેઓજ છે."

અમીનાનો સર્વત્ર વાણીપ્રવાહ વહેતો જોઇને શેઠને નખશિખા પર્યંત આગ લાગી ગઇ! તેમણે જહાંગિરી અમલ ચલાવ્યો અને પહેરાવાળાને હાંક મારી એ કોઇથી ક્યાં અજાણ્યું છે?

વાંચક! અમીના હેરાન થશે કે? ભગવાન જાણે! ઇશ્વરના ઘરનો ન્યાય તો એવોજ છે કે જેની આંખમાં અમી ન હોય એજ અંતે હેરાન થાય! જુવો! શું થાય છે.

---

<u>મણિલાલ ન. દેશી.</u>

## સેવાધર્મની ભાવના.

મન્દાક્રાન્તા છંદ.

ચાલો મિત્રો! પરહિતતણું કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતાં, દુઃખ તેનાં હરીશું,
શાન્તિ દેવા જિગરબળથી સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય વણને દુઃખના હેતુ ટાળી.
આંસુડાં જે નયન ઝરતાં લુછીશું નિજ હસ્તે,
સિંચીશું ત્યાં પ્રણય બળની વારિ ધારાજ પ્રીતે;
શોકે ડુબ્યું વદન નિરખી શાન્તિ તેને દઇશું,
નિમિત્તે જે ઉદ્ભવ થયો નાશ તેનો કરીશું.
અજ્ઞાનીના તિમિર પટનો ભંગ કરવા નિમિત્તે,
વિદ્યાનાં જે પ્રબળ કિરણો ફેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે ધીરીશું વીર્ય ખંતે,
જેથી તેઓ ધીરજ ધરીને ચાલશે યોગ્ય પંથે.
લોકોમાંહે નિરખી અશુચિ દ્વેષ તો ના ધરીશું,
દૃષ્ટાંતેથી શિખવી શુચિતા મેલ જલ્દી હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદય તો આપશે સેવ ભારી.
'સેવા,' 'સેવા,' અવનીતલમાં ધર્મ બીજો ન જાણું,
સેવા! સેવા! રટણ કરીને કાર્યમાં તેજ આણું;
સેવાનો છે વિકટ પથ તો તોય તેને ગ્રહીશું,
પ્રાણી સેવા કરી સુખરના માર્ગમાં વિચરીશું.

## કર્મવીરના નિયમો.

૧. આ માસિક દરેક હિન્દુ મહિનાની પૂર્ણિમાએ પ્રગટ થશે.

૨. વી. પી. પોસ્ટેજ સહિત આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૨–૯–૦ છે. મનીઑર્ડર કરનારે રૂા. ૨–૫–૦ મોકલવા. વર્ષ શ્રાવણ મહિનાથીજ ગણવામાં આવશે. છૂટક નકલની કિમ્મત મુખપૃષ્ઠપર જોઇ લેવી. ભેટનું પુસ્તક તૈયાર થયેથી મોકલવામાં આવશે,

૩. ગ્રાહકોએ પોતાનું ઠેકાણું બદલાતાં અમને તુરત ખબર આપવી કોઇપણ પ્રકારનો પત્ર–વ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર જરૂર લખવો. જવાબ માટે રીપ્લાય કાર્ડ અથવા ટીકીટ બીડવા ભૂલવુ નહિ.

૪. આફ્રિકાના ગ્રાહકોએ રૂા. ૩–૪–૦ નો મનીઑર્ડર કરવો.

૫. મનીઑર્ડર તથા સર્વ પ્રકારનો પત્ર–વ્યવહાર વ્યવસ્થાપકને શિરનામેજ કરવો.

### લેખકોને સૂચના:—

૧. કૃપા કરીને લેખક બંધુઓએ પોતાના લેખ, કવિતાઓ, હાંસિયો પાડીને કાગળની એકજ બાજુએ ચોકખા અક્ષરે લખી મોકલવા. લેખમાં અમારી જાણ માટે પૂરેપૂરૂં શિરનામું લખવું.

૨. વ્યાપારિક અને ઔદ્યોગિક વિષયો સંબંધી લેખોને આ માસિકમાં પ્રથમ સ્થાન મળશે. બીજા ઉદ્યોગ સંબંધી લેખોને અગ્રસ્થાન મળશે.

૩. અમને મળેલા લેખ પસંદ પડેથી સવડે પ્રકટ થશે. કૃપા કરી અધુરા લેખો ન મોકલવા. પત્ર વ્યવહાર નીચેના શિરનામેજ કરવો:—

ગ્રાહકો વધારી શકે એવા એજન્ટોની નોકરી જરૂર છે.

રણછોડલાલ હરિલાલ ભટ્ટ.
વ્યવસ્થાપકઃ–" કર્મવીર. "
ગયપુર,—અમદાવાદ.

# ગ્રાહકોને અગત્યની સૂચના.

૧. કોઈપણ મીલમાં અગર કોઈપણ ઠેકાણે ગમે તે જગ્યા ખાલી હોય તો તેની અમને તરત ખબર આપવી.

૨. કોઈપણ પ્રકારનું કામ જાણનાર ગ્રાહક બંધુઓ જેઓ નોકરી વગર ઘેર બેઠા હોય તેમણે અમને પોતાના નામ-ઠામ-ગામ સાથે, અને તેઓ શું કામ જાણે છે વગેરે લખી જણાવવું.

૩. ગ્રાહકો પૈકી જેઓ કોઈપણ પ્રકારનો હુન્નર-ઉદ્યોગ જાણતા હોય અને જેઓ જાહેરખબરનો ચાર્જ આપવા અશક્ત હોય તેમણે અમને લખી જણાવવાથી તે બાબત યોગ્ય વ્યવસ્થા થશે.

૪. આ માસિક જે જે ગામમાં જાય તે તે ગામમાં શીશી ચીજો વખાણવા લાયક બને છે. તેમજ ત્યાં શાનો વ્યાપાર-ધંધો વધારે ચાલે છે, અને ત્યાંના પ્રતિષ્ઠિત વ્યાપારીઓ કારિગરો કોણ કોણ છે તે અમને લખી જણાવવા તસ્દી લેવી.

૫. વ્યાપાર-ઉદ્યોગનું જ્ઞાન મેળવવાની ઇચ્છા છતાં જેઓ લવાજમ ભરીને કર્મવીર માસિક મંગાવવા ખરેખર અશક્ત હોય તેમણે અમને વગર સંકોચે લખી જણાવવું; યોગ્ય થશે.

૬. જે જે મીલોમાં અને કારખાનાઓમાં આ માસિક જતું હોય ત્યાંની જાણવા-પ્રસિદ્ધ કરવા જેવી સત્ય-અનેકી હકિકત અમને દરેક મહિને લખી જણાવવાથી અવશ્ય પ્રગટ કરવામાં આવશે.

૭. જે ગ્રાહકબંધુઓ પોતાની ખાસ ફરજ સમજીને બે અથવા તેથી વધારે ગ્રાહક કરી મોકલવા તસ્દી લેશે તે સજ્જનોનાં નામ આવતા અંકમાં પ્રગટ થશે-આભાર માનવામાં આવશે.

॥ श्री सद्गुरु समर्थ ॥



## ॥ वन्देमातरम् ॥

જય! માતૃભૂમિ માતેશ્વરી વન્દે!
અગણિત પરિજન આધાર માયા;
સૈકા સમ સર્વ-શક્તિ સહુ ત્હારાં,
વેદ-પુરાણ, શાસ્ત્ર સમ્મતિરત,
ષડ્ઋતુ સહજ વિહારિણિ સુખદે! જય!
અનુપમ ગિરિ-વન નદી સરોવર;
સિન્ધુ તટસ્થ વિશાલ ક્ષેત્ર તવ,
સ્વર્ગોપમ સુખ અતુલિત વિદ્યા,
સાત કોટિ જનધારિણિ મધ્યે! જય!
સર્વ સૌખ્ય ને સસ્ય સુસજ્જિત;
શુદ્ધ વાયુ-જળ મધુ રસમોદિત;
ભૂમિ સ્વર્ગસમ વિશ્વ વિમોહિની;
વસુધા સુપથ પ્રસારિણિ સુમને! જય!
રમ્ય વિલાસ વિભવ વિસ્તારિણી,
સકળ કળા-કૌશલ્ય સ્વામિની,
લોક વિદિત સૌન્દર્ય સુદામિની,
ભારત શોક નિવારિણિ સ્વયમ્ તે! જય!

"કુસુમાકર."




## हिन्दमाताने एक सैनिकनुं आश्वासन.

નહિ અશ્રુ તમે મા સારો,
શા માટે હિંમત હારો ?
"બેડી પડી છે ભુજ કર માંહે આવી કોઈ ઉગારો"
તેત્રિસ કોટિ પૂત્ર છતાંએ તવ મુખમાં ઉદગારો ?
શું બાયલા પૂત્ર હજારો ?
નહિ અશ્રુ તમે મા સારો. ૧.

જીવ જતાંયે નહિ મૂકીશું કર એ માત તમારો,
અર્પણ તન મન ધન સૌ કરશું જ્યમ જ્યમ આવશે વારો,
નવ થાય એમાં ઉધારો,
નહિ અશ્રુ તમે મા સારો. ૨.

કાચું સોનું જ્યાં પાકે એ માવડી દેશ તમારો,
'तत्वमसि'ના ગાજી રહ્યા જ્યાં નિશદીન બહુ ઉચ્ચારો,
ફુટ્યો વળી વેદ જ્ઞાન ફુવારો,
નહિ અશ્રુ તમે મા સારો. ૩.

ગંગા સિંધુ અને કાવેરી બ્રહ્મપુત્રાનો આરો,
પુનિત મોક્ષ બધાને દેનાં એ મહિમાય તમારો,

# प्रकृति नहि टळे.

ગઝલ.

યુદ્ધ જતાં વીર કમ્પ થયો,
        રણ—નહી ચ્હડે તે નહી ચ્હડે;
નીર ભર્યો રત્નાકર સાગર,
        તટ—નહી ત્યજે તે નહી ત્યજે. ૧

શુદ્ધ અને નિષ્કામ હૃદય,
        સ્નેહ—નહી ભૂલે તે નહી ભૂલે;
ચતુર ગૃહિણી પ્રાણ પતિ શું,
        ધર્મ—નહી ચૂકે તે નહી ચૂકે. ૨

ભૂખ થકી અતિ દીન થતાં સિંહ,
        તૃણ—નહી લીયે તે નહી લીયે;
પ્રાણ જશે પણ સજ્જન જગમાં,
        ગર્વ—નહી ધરે તે નહી ધરે. ૩

તન તોડી પુરૂષાર્થ કરે પણ,
        ભાવી—નહી ફરે તે નહી ફરે;
સંત હૃદય દુભવે કદી લોકો,
        રોષ—નહી ધરે તે નહી ધરે. ૪

છૂપા જતાં પડી જન્મ થકી જે,
        "પ્રકૃતિ—નહિ ટળે" તે નહી ટળે;
યુદ્ધ જતાં વીર કમ્પ થયો,
        રણ—નહી ચ્હડે તે નહી ચ્હડે. ૫

[ रसकुंज ] —— "मणिमौक्तिक."

જામ્યું ઘણું આવું, અહિ-જ યુદ્ધ,
ગજેન્દ્રને નક્રતણું[૧૪] અશુદ્ધ;
દીનો ગયા આમ વહી ઘણાય,
લઇ શક્યો નહિ પદ તો જરાય.

વસંતતિલકા.

જાણ્યું પછી ગજપતિ નહિ કામ થાય,
માટે સ્મરૂં મન વિષે હરિકૃષ્ણરાય;
કોઇયે કરી નહિ શકે અહિંયાં સહાય,
મુકાવશે નકી મને ગરુડાધિરાય.

ઇન્દ્રવજ્રા.

વિચારીને એમ નગેન્દ્ર, આપ,
કર્યો હરિને પરમેશ જાપ;
"નમો નમોસ્તુ પુરુષોત્તમાય,"
તવ કૃપાથી સહુ કામ થાય.

શાર્દૂલ.

સુણીને જાપ કરીન્દ્રનો જગપતિ આવ્યા ધરી ચક્રને
વાસુદેવ શ્રીનાથ તે ત્વરિત થઈ છોડાવવા હસ્તિને
પરમાત્મા પરમેશ જે દુઃખી સદા થાતા દુઃખી દેખીને
પોતાના સહુ ભક્તને ભૂમિપરે જે સૌખ્ય દેતા અને

વસંતતિલકા.

ધારિ સ્વહસ્તમહિ[૧૫] એક પ્રફુલ્લ પદ્મ
છેદ્યો કરી કર ધરિ[?] કિઆસુરે ગજેન્દ્ર,
નિહાળીને યદુપતિ પછી તે વદ્યોને,
"नारायणाखिलगुरोभगवन्नमस्ते."

શાર્દૂલ.

છોડાવ્યો પ્રભુએ ગજેન્દ્ર જદ ત્યાં ગો આહથી ત્યારે,
વરસાવ્યાં નભમંડળેથી કુસુમો સુરમંડળે ત્યારે,
ચારી મેઘ મહા-ઉરે ઉલટથી ગાન્ધર્વ ગીતો કરે,
મેળવે એ હરિ ચિન્તને જીવસહુ સંસાર સહેજે તરે.

દેખીતી વાત છે. તેઓ તો માને છે કે: સંસાર અને સમાજનું ભવિષ્ય પણ તેમના પોતાના હાથમાં છે. અમેરીકામાં વૉશિંગટનમાં ભરાએલી પહેલી મજૂર પરિષદમાં હિન્દુસ્થાન તરફથી પણ અમુક પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો, અને તેમાં પ્રત્યેક દેશની પ્રગતિને અનુકૂળ એવા કેટલાક મહત્વના ઠરાવો થયા હતા. આ દેશના ગરિબ-મહેનતુ મજૂર વર્ગની દશાનું વર્ણન કરતાં મ્હોટું પુસ્તક ભરાય એમ છે. દાખલા તરીકે આપણે અહીં સ્રીઓ અને બાળક મજૂરોને બીજા દેશોને હિસાબે વધારે કામ કરવું પડે છે. આટલું જતાંય વધારે વખત કામ કરવા છતાંય તેમને તે કામના પ્રમાણમાં મજૂરી નથી મળતી. વિલાયતના મજૂરો ઓછા કલાક કામ કરીને જેટલી મજૂરી મેળવે છે તેટલી મજૂરી હિન્દુસ્તાનના મજૂરો વધારે વખત કામ કરવા છતાં નથી મેળવી શકતા. આ દેશના મજૂરોની અજ્ઞાનતાનો લાભ લઈ મુડીવાળાઓએ આજ સુધી ઘર અને બંગલાઓને સોનાનાં નળીઆં કરી નાંખ્યાં છે, હવે જ્યારે મજૂરોની આંખો ઉઘડી છે અને તેઓ જ્યારે તેમના હક-મહેનતાણું ચોખ્ખી-રીતે માગે છે ત્યારે તે તેમને ઠીક નથી લાગતું. ઉલટું આ દેશના શાંતિપ્રિય વફાદાર કારિગરો-મજૂરોને તોફાની-હડતાલીયા કહી તેમની વાતને મારી નાખવામાં-તેમને સમય પર ચોખ્ખો અન્યાય આપવામાં આવે છે. ગમે તેમ કહો પણ સમય જોતાં આ દેશના કારખાનાવાળાઓને ઓછા દરે મજૂરો મળે છે, મજૂરી કંઇક ઓછી છે. યુરોપના મજૂરોને એક બીજું ખૂંચે છે. તેમની ઇચ્છા છે કે: આખા જગતમાં કામનો વખત એક સરખો થઇ જાય ચાહે મેજીસ્ટ્રેટ હોય કે-મીલ મજૂર પણ તેઓ બન્ને એકજ વખતે કામપરથી છૂટી જાય અને મજૂરી પણ તેમની બરોબરજ મળે. આટલું ડહાપણ છતાં સોમણ તેલે અંધારૂં કેમ ! દાખલા તરીકે ટ્રાન્સવાલમાં હિન્દુઓ જે પ્રમાણમાં જેટલો વખત કામ કરે છે, તેટલો વખત કામ કરીને ગોરા મજૂરો વધારે મહેનતાણું મેળવે છે. આ દેશના મજૂરોને તેમની પોતાની હાલની અવસ્થા સુધારતાં બેશક ભારે ઉદ્યોગ કરવો પડશે, અને તેને માટે તેમને યુરોપના મજૂરોના મંડળ અને તેમની સ્થિતિનું સમયે સમયે કોઇ પણ પ્રકારે નિરિક્ષણ કરતા રહેવું જોઇશે. આમાં પહેલી બાબત જ્ઞાનની છે. બીજી બાબત એકતાની છે. એ એક ખાસ અગત્યની બાબત છે કે જ્યાં જ્યાં મીલો અને કારખાના હોય ત્યાં ત્યાં મજૂરોની-કામદારોની સંસ્થાઓ મંડળો, મહાજનો સ્થપાય અને એ પ્રત્યેક મહાજનની વ્યવસ્થા અમુક એક મુખ્ય સંસ્થા પ્રમાણે થએ જાય. દાખલા તરીકે અમદાવાદમાં શ્રીમતી અનસુયા બ્હેનના ઉદ્યોગથી મીલ મજૂરોનાં મહાજનો બંધાઇ તેનું કાર્ય તેમની જાતી દેખરેખ નીચે "સેવાશ્રમ" માંજ થએ જાય છે, તેમ પ્રત્યેક શહેરમાં જ્યાં મજૂર વર્ગ હોય ત્યાં આવાં મહાજનો કોઇ સારા પ્રતિષ્ઠિત શહેરના આગેવાન નીચે સ્થપાય અને ત્યાંનું કામકાજ અમદાવાદનાં "સેવાશ્રમ" મુજબ વ્યવસ્થિત રીતે એકસરખું થએ જાય એ ઇચ્છવા જોગે છે. સાંભળવા મુજબ સુરત-ભરૂચ વગેરે શહેરોનાં મજૂર મંડળોએ અમદાવાદના "સેવાશ્રમ" ને કેન્દ્રસ્થ તરીકે સ્વીકાર્યું છે, તે પ્રમાણે વડોદરાનું **મજૂર મહાજન મંડળ** અને નડીઆદ વગેરે શહેરોના મજૂરો પણ પોતપોતાની સંસ્થાઓ બાંધી અમદાવાદને જ કેન્દ્ર તરીકે સ્વીકારી પોતાનું હીત સાધી લે એ પસંદ કરવા જોગ નથી શું ? આથી આગળ વધતાં "સમગ્ર ભારતીય મજૂર પરિષદ" સ્થપાય તોયજી તે દ્વારા તો તેઓમાં કોઇ વિલક્ષણ જ

નીતિને તે સદંતર વખોડી કાઢે છે. અને મજૂર વર્ગના હિતને અર્થે સમગ્ર હિન્દી રાષ્ટ્રીય પરિષદ કમિટીએ એક ખાસ કમિટિ નીમવી. " સ–વિ."

મજૂરોનું હિત સાધવાં જગત મથે છે ખરૂ પણ મજૂરોની આંખો ક્યારે ઉઘડશે ?

**શ્રી વડોદરા મજૂર મહાજનમંડળઃ**—આજે કેટલોક સમય થયાં વડોદરામાં આ નામનું મંડળ સ્થપાયું છે. તેના પ્રમુખ પૂજ્યશ્રી શ્યામસ્વરૂપ બાળયોગિન છે, અને જાણીતા હિન્દ વિજય પત્રના અધિપતિ તે મંડળના સેક્રેટરી છે. મંડળમાં દાખલ થનારને માટે ૦–૪–૦ ચાર આના દાખલ-ફી રાખવામાં આવી છે. માસિક ફી પણ ૦–૪–૦ ચાર આના જ છે. સદરહુ મંડળમાં આટલા થોડાજ સમયમાં અમારા સાંભળવા મુજબ લગભગ પાંચસો એક મજૂર બંધુઓ જોડાયા છે, અને થોડાજ સમયમાં બીજા બસો–પાંચસો વધી જવાનો સંભવ છે. શ્રીમાન બાલયોગિન્ જેવા નિડર–સત્પુરૂષ મજૂર મહાજન-મંડળના નેતા થયા છે એ જાણીને અમને અત્યાનંદ થાય છે, આથી અમે ત્યાંના મજૂર-મંડળને મહાભાગ્યશાળી માનીએ છીએ. સમયે સમયે તેઓશ્રી સુબોધક વ્યાખ્યાનોદ્વારા સારી સલાહ–ઉત્તમ જ્ઞાન આપતા રહી મજૂર મહાજનમંડળની સર્વ પ્રકારે ઉન્નતિ કરે એવી અમે તેમને પ્રાર્થના કરીએ છીએ. તે સાથે મંડળમાં જોડાએલા પ્રત્યેક બંધુઓને તેમની આજ્ઞા પ્રમાણે વર્તી શાન્તિ અને દ્રઢતા પૂર્વક પોતાના મંડળને બળવાન બનાવવા પ્રયત્ન કરતા રહેવાને ખાસ આગ્રહ કરીએ છીએ. તે ઉપરાંત જે બંધુઓ આ મંડળમાં નથી જોડાયા તેમને અમે એ મંડળમાં જોડાઇ આવા ઉત્તમ અવસરે પ્રત્યેક મજૂર બંધુઓની સાથે મિત્રતાની–ભાઇચારાથી ગાંઠથી જોડાઇ ભાગ્યશાળી થવાની ભલામણ કરીએ છીએ. એથી જ સુખ–શાન્તિ મળશે. એથી જ માન અને ઇન્સાફ મળશે. એથી જ મજૂર અને મજૂરમંડળની–મીલ ઉદ્યોગની ઉન્નતિ થશે એમાં કંઇજ શક નથી. આવું એક સુંદર કાર્ય શરૂ કરનાર આગેવાન હિન્દુ–ઇસ્લામ બંધુઓને અમે ખરેખર ધન્યવાદ આપ્યા વગર રહી શકતા નથી. મંડળ સંબંધી જાણવા–પ્રસિદ્ધ કરવા જેવી હકિકત અમને જણાવવાથી તે અમે ખુશીથી " કર્મવીર "માં પ્રકટ કરીશું.

**ડેરી કંપનિઓઃ**—હિંદુસ્તાનમાં જેમ ઘી વપરાય છે તેમ વિલાયતમાં નથી, ત્યાં આગળ તો માખણ અર્થાત મલાઇ [Cream] નો ઉપયોગ થાય છે. અંગ્રેજી શબ્દકોશમાં ઘી શબ્દજ નજરે પડતો નથી [illegible] ભાષામાં પણ ઘીને Ghee જ કહે છે. પર-દેશના મલાઇ [illegible] બંધાઇ તેનુ કાર્ય તેમણે–દુધની બહુજ મોંઘવારી કરી મુકી છે. એ મલાઇ બના[illegible] પ્રત્યેક શહેરમાં જ્યાં [illegible]માં ઠેરઠેર જોવામાં આવે છે, એ ડેરીઓ થતા [illegible]આગેવાન નીચે રહીઓને કેવળ છાશ પીવાના–ગળવાના પણ સાંસા પડે [illegible] એકસરખુ શું છે, કારણ પુરૂષો લેક નાયકો અને ધર્માચાર્યોએ આ બાબ[illegible] જેવી છે, પૈસાના લોભી બની પરિણામે જાતે હેરાન થનારા માણું [illegible]રામણુ દુધ સંચામાં પિલાતા આપી રોકડા પૈસા લઇ પરમ આનંદ માને છે. [illegible] પોતાની આસપાસ શું અસર થાય છે એની એમને ગમ નથી પડતી. આ ડેરીઓને લીધે દુધ અને ઘીની અછત એકલા શહેરોમાં જ છે એમ નથી પણ ન્હાનાં ન્હાનાં ગામડાઓમાં–માનો કે પ્રત્યેક સ્થળે તેની મોંઘવારી જણાય છે. ડેરીઓમાં દુધ વેચનારા અને ડેરીઓના આ દેશના–દેશી વ્યાપારિઓ પણ આથી "પરનાં

પેટ ચોળીને પીડા કરી જય બુદ્ધિ ગઇ અદકાણી ”

---

## હિતવચન. (ગયા અંકથી ચાલુ.)

૩૩. આળસુ રહેવાથી અસંતોષ, અનીતિ, દરિદ્રતા અને રોગ વધે છે.

૩૪. નીતના નીયમીત અભ્યાસથી ગમે તેવી અશક્ય જણાતી વસ્તુ પણ શક્ય થઇ જાય છે.

૩૫. શુદ્ધ સંકલ્પ–સાત્વિકભાવના વહેલે કાળે સમયે પણ ફળીભુત થયા વીના કદાપી રહેતી નથી.

૩૬. દેશાટણ કરવાથી અનેક ફાયદા થાય છે, માટે સમય અને સાધન હોય તો અવશ્ય દેશાટણ કરવું.

૩૭. કુદરતની રચનાનું અને તેના કાયદાનું પ્રતિદીન બારીક અવલોકન કરવું એ અતિ હીતકર્તા છે.

૩૮. ખરા અંતઃકરણથી પ્રાર્થના કરી હોય તો ધ્યાન ઠેકાણે અને અને નીરાંત વખતે મનની એકાગ્રતાનો અભ્યાસ કરો.

૩૯. દુનીયાના દરેક વૈભવો અને મોજશોખનાં સઘળાં સાધનો ફક્ત તમારા અર્થે જ રચવામાં આવ્યાં છે; માત્ર ન્યાયબુદ્ધિથી, નીતિને રસ્તે, તમારી ફરજો અદા કરીને, તેનો યોગ્ય લાભ લ્યો.

૪૦. ભારતની પડતી, સદ્વિદ્યાના અભાવે, કનક કાન્તાની અપેક્ષાવાળા દુષ્ટ સંન્યાસીઓએ, ભ્રષ્ટ સાધુઓએ, અને દુરાચારી ધર્મગુરૂઓએજ કરી છે.

૪૧. અમુક કામ નક્કી કરેલા સમયે અને એક રીતે કરવાથી કાર્યમાં ઉમેદ, ફુરસદ અને સુખ મળશે.

Act:-Heart within and God overhead.

# પ્રાર્થના

ખાવા અનાજ, પહેરવા કપડાં, રહેવા ઝુંપડી પણ ન મળતી હોય, એવા લાખ્ખો દેશબંધુઓ તમે હમેશાં તમારી નજરે જોતા હશો. દેશ ધ્યખરી કોપમાં હોય ત્યારે પરમાની વાત ક્યાં કરીએ—આ દેશના મીલ માલેકો, શ્રીમન્તો અને વેપારીઓએ માલ વેચીને વિશેષ નફો લેવો એ ગરિબોનાં લોહી પીવા જેવું મનાય. વાતો ચાલે છે કે, મુંબાઇએ એક વખત સ્વદેશીને ઉત્તેજન આપેલ ત્યારે અમદાવાદી બંધુઓએ કાંઈ ભાવને ઉશ્કેરી કોંગ્રેસને નાસીપાસ કર્યા. સ્વરાજ હિતાર્થે આ દેશ બંધુઓ માટે કેવી ઉદારતા? શરમ છે! મીલ માલેકો નેત્રિસ કરોડ દેવતાઓનો ડર રાખો! તમને અમારી પ્રાર્થના છે કે: હવે આ દેશ અને દેશવાસીઓ ઉપર દયાની નજરથી જુવો, મોંઘવારીનો ત્રાસ જોઇને માલનાં મુલ ઘટાડો. ગરિબોનો બેલી પ્રભુ બધું જોનાર છે. ભૂલશો ના," પરિણામે એ મહાપ્રભુ સૌની સારી રીતે ખબર પૂછનાર છે. " સાંબેલુ ચોરીને સોયનુ દાન કરે ત્યાં, છૂટકો નહિ થાય!" કહ્યું છે કે:

' ગરિબની હાય, છે બુરી અને તૈયાર જમપુરી! "

વડીલોના વારસામાં મળેલી ખાદી પહેરતાં અમે હિન્દનાં બાળકો હવે શરમાશું નહિ. તમે જ જોશો કે: તમારાં ગાયના ફલે—માટીથી ભરેલાં કપડાં કરતાં અમને અમારી જાડી ખાદી કેવી શોભે છે. કહો પછી ખોટી ફેશનમાં બોળું—ભલું હિન્દુસ્તાન ફસાયું છે એવું કોણ કહેશે? લોકો કહે છે કે: પૈસા કમાઇને મજૂરો દારૂ પીને હાથે કરીને દીવાના થાય છે. જુવો, રાહોડ, રાણા, ઢેડા, દુબળા, ભંગી બધાય ભાઇઓ હવે ધડાધડ દારૂ છોડતા જાય છે. પછી શું ઉંચ વર્ણના હિન્દુઓ જ દારૂ પીને હિન્દુસ્થાનની નામનાને વગોવશે? એ બનવા જોગ છે કે તે આપ જ કહો? દેશના ગુરૂઓ—ભૂદેવો તમારી પ્રતિષ્ઠાનો પાયો ચણનાર ભગવાન્ રામચંદ્રના ગુરૂરાજ વશિષ્ઠ હતા. તમારી આગળ સર્વ સત્તાવાળાઓ પાણી ભરે છે. જો ખાત્રી હોય તો હવે નિદ્રાદેવીને ખસેડી દુઃખી દેશ બાળકોને બોધ આપો. આવો! જુવો—રેલ્વેમાં ચોરીઓ થાય છે—હાડમારીનો પાર નથી, મહાજનોનાં ઠેકાણાં નથી, હવે તો દરેક શહેરમાં, ગામેગામ, સમાજ—સેવાસંઘો રચી—ઠેર ઠેર પ્રજાને ઉપદેશ આપી તેને કર્તવ્ય પરાયણતાના પાઠ ભણાવો—કર્મવીર બનાવો. આવો! આપણે પ્રભુ—પ્રાર્થના કરીએ કે જેથી આપણા સર્વ મનોર્થ સિદ્ધ થાય! ॐ તત્સત્॥

વડોદરા. તા. ૧૭–૧૧–૨૦ દેશાઇના જય પરમાત્મા.

---

" વડોદરાથી પ્રકટ થતા 'સયાજી વિજય' સાથે વહેંચાયેલા આ પ્રાર્થના પત્રમાં સહજ ફેરફાર કરી તે અમને અત્યંત ઉપયોગી. પ્રકટ કરવું જાણવી લાગવાથી અમે આ સ્થળે તે પ્રકટ કરીએ છીએ આ પ્રાર્થના પત્રની લાખો નકલો છપાઈ જ્યાં ત્યાં મફત વહેંચાય એ ઈચ્છવા જોગ છે.

વ્યવસ્થાપક

આ વાત ઉપરથી એટલોજ સાર નીકળે છે કે: આ સંસાર પણ કુતરાની પૂંછડી જેવો વાંકો છે. લોકો તેને હમેશાં સીધો કરવાને પ્રયત્ન કર્યા કરેછે. સેંકડો વરસ પર્યંત પ્રયત્ન કર્યો, પણ એતો અંતે એ ભગવાન એના એ. એ તે દહાડો વળે કે? માણસે પહેલેથીજ વિચાર કરવો જોઇએ કે: કર્મ કેવી રીતે કરવું. એ કેવી જાતનું છે કે, તેથી પરિણામે સંકુચિત હૃદયના, પક્ષપાતી અને મનુષ્ય મટીને પશુ બનવાનો વારો ન આવે. યોગ્યાયોગ્યનો વિચાર કરી, સમયને અનુસરી જેઓ કામ કરે છે તેઓજ પરિણામે આદર્શ કર્મવીર બનેછે. સંસારમાં સેંકડો પ્રકારના વ્યસની સ્વાર્થી લોકો હોય છે તેમનાથી બચવું જોઇએ. નહિ તો કરોળીઆની જાળમાં માખી ફસાવવા જેવો ઘાટ બની જશે. આ સંસારમાં જેને દુરાચરણ અર્થાત વ્યસન કહ્યાં છે એવી ખરાબ પ્રવૃત્તિઓ ન હોત તો સંસારની આથી પણ વધારે ઉન્નતિ સહેલાઇથી થઇ શકત. વૃથા અભિમાનમાં તણાઇ જઇ કેવળ લોભના દાસ બનવાથી મનુષ્યની કોઇ જાતની ઉન્નતિ નથી થતી. આ સઘળાં વ્યસન—દુર્ગુણોનો ત્યાગ કર્યા વગર કોઇ પણ માણસ એમ કહે કે: અમે અમારી ઉન્નતિ કરી શકીશું તો તે કેવળ તેની મૂર્ખતા જ છે. હા! એ વાત તો સાચી છે કે: તેથી મનુષ્યમાં અવશ્ય કૃતઘ્નતા અને ક્રોધ વધી જાય છે, લોકો આપસ આપસમાં ખૂબ લડવા ઝગડવા મંડી જાય છે, અને આખર મનુષ્યના દેવ બનવાની વાત તો ક્યાં રહી પણ કેવળ પશુ જેવા બની જાય છે. વાસ્તવિક રીતે જોવા જતાં જે વસ્તુની કંઇજ અગત્ય નથી તેવાં વ્યર્થ અનુચિત કાર્યોમાં મોંઘુ મનુષ્ય જીવન નિરર્થક ગાળે છે. કુતરાની પૂંછડીને વાંકાની સીધી કરવાના પ્રયત્નમાં કોઇ ફાવે કે? એવા પ્રયત્ન આદરવા એ માત્ર હેરાન થવાનો માર્ગ છે. કુતરાની પૂંછડીનો ખ્યાલ કરવાથી સૌને અવશ્ય આપો આપ જણાશે કે: સંસારની ચિન્તામાં પડવું એ વૃથા છે. પેલી કહેવત નથી કે: "કાજી કેમ દુબળા? તો કહે કે: "સારા ગામની ચિન્તાથી!" એવા જગત કાજી થવાની કંઇ જરૂર નથી. તમે ફાવે તેટલા પ્રયત્ન કરો પણ સંસાર છે એવો ને એવોજ રહેવાનો. આ જગત આપણું નથી તેની માલિકિ આપણી નથી. જો જગન્નાથ એ શબ્દને યથાર્થ સમજતા શીખ્યા હો તો એજ જગન્નાથ આ જગતના સ્વામી અને સંરક્ષક છે. તેનાપર સંપૂર્ણ શ્રદ્ધા વિશ્વાસ રાખી હું જે કંઇ કરૂં છું તે ફક્ત મ્હારૂં કર્તવ્ય સમજીને જ કરૂં છું. એ સઘળું પરમાત્માની ઇચ્છાથી જ થાય છે એવો વિચાર કરીને જ પ્રત્યેક કાર્યો કરે જાઓ. અને એ પ્રમાણે કરવાથી તમારૂં એ સત્કર્મ જ તમને વગર પૂછે તમારા લક્ષ્ય—સ્થાન અર્થાત મુક્તિધામ તરફ અવશ્ય દોરી જશે. એ નિષ્કામ કર્મ—બળવડે તમે સંસારમાં મનુષ્યના દેવ બની જશો. ભગવાન શ્રી કૃષ્ણચંદ્રએ પણ અર્જુનને એજ ઉપદેશ કર્યો છે કે: હે! અર્જુન! તું એમ ન ધારીશ કે આ સઘળું હું કરૂં છું. જે કરવાનું છે તે તો મ્હેં ક્યારનું કરી મૂક્યું છે. તું તો કેવળ નિમિત્ત માત્ર થા! તું મનુષ્યભાવ ભુલીને દેવભાવ ધારણ કર. દિવ્યજ્ઞાનના બળવડે તું અવશ્ય દેવપદ ધારણ કરીશ. જો ત્હારે દેવ બનવું હોય—ત્હને તેની આકાંક્ષા હોય, જો ત્હારે આ સંસારમાં યથાર્થ કર્મવીર તરીકે અનંત કાળપર્યંત પૂજાવું હોય તો હે! અર્જુન! ત્હને મ્હારો કેવળ એજ એક ઉપદેશ છે કે: कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥

"વાંચક! તમે પણ: "ફળની આશા રાખ્યા વગર કેવળ નિષ્કામ-કર્મ કરે જાઓ."




यस्य चाप्रियमन्विच्छेत्तस्य कुर्यात्सदाप्रियम् ।
व्याधा मृगवधं कर्तुं गीतं गायन्ति सुस्वरम् ॥

કદી કોઈનું અનિષ્ટ કરવા તમે દીલમાં ધારો,
સમજી મનમાં પ્રથમ તેનું પૂર્ણ હિત વિચારો;
જેમ કરે છે ગાન શિકારી પ્રાણ હરિણના હરવા,
દ્રુમે જાળમાં પડી અભાગી એ વણ મોતે મરવા. ૩૪

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तस्य भोजनम् ।
वृथा दानं समर्थस्य वृथा षंढे विभूषणम् ॥

વરસ્યો સાગરમાં મેઘ નકામો જાણો,
અજીર્ણવાળાને પણ અન્ન ખવરાવી મારો,
ધનવાન જનોને દાન કરો તે કેવું–
પહેરે આભૂષણ પવાડો[1] તેના જેવું. ૩૫

अर्थनाशं मनस्तापं गृहे दुश्चरितानि च ।
वञ्चनं चापमानञ्च मतिमान्न प्रकाशयेत् ॥

હરિગીત— પૈસો જતાં ડાહ્યાજને કોને કદી કહેવું નહિ,
મનની પીડા સમજુજને જે હોય તે સેવી સહી;
ગૃહ છીદ્ર રહેતા–ઢાંકવું ડાહ્યાજનોનું કામ છે,
માનાપમ ને પ્રશ્નને[2] ઉર શાન્તિને આરામ છે. ૩૬

शोकारातिपरित्राण प्रीतिविश्रम्भकारणम् ।
केन सृष्टमिदं रत्नं मित्रमित्यक्षरद्वयम् ॥

હરિગીત— શોક ને સંતાપથી હરનિશ બચાવ્યા જે કરે,
મહાકષ્ટ ભયથી મુક્ત થઈ ક્ષણભર હૃદય ધિરજ ધરે,
પ્રિતિ અને વિશ્વાસનું પ્રિય સ્થાન જે જગમાં કહ્યું,
"મિત્ર" બે અક્ષર તણું એ રત્ન કહો કોણે કર્યું? ૩૭

---

૧ પોઠિ. ૨ ઠગ માણસને.

प्रान्ते वल्लि कपोतिकाकुलतया नाथांतकालोऽधुना ।
व्याधो धोधृत चाप सज्जितशर श्येनः परिभ्रामति॥
इत्थंसत्य हिना सदष्ट इषुणा श्येनोपितेनाहत-
स्तूर्ण तौ तु यमालयं प्रतिगतौ देवि विचित्रा गतिः॥

સ્રગ્ધરા- વૃક્ષે બેઠું હતું કો યુગલ[૩] પ્રભુથી પંખી કેરૂં પ્રિતેથી,
પત્ની કહે, હે પિયુજી! અહું કર તિર છે પારધી એ ઉભો તહીં;
ક્યાંથી? હા! નાથ! માથે-શિરપર વળી આ એ સિંચાણો[૪] કહે ત્યાં,
શર ચોટયું આન્ને જઈ વિષધર[૫] વળગ્યો વ્યાધને[૬] એ વિધિ ક્યાં!

पौलस्त्यः कथमन्यदारहरणे दोषं न विज्ञातवान् ।
रामेणापि कथं न हेमहरिणस्यासंभवो लक्षितः ॥
अक्षैश्चापि युधिष्ठिरेण सहसा प्राप्तो ह्यनर्थः कथं ।
प्रत्यासन्न विपत्ति मूढ मनसां प्रायो मतिः क्षीयते॥

નરાચ- પરાઈ નાર હરવામાં દશાનન[૭] દોષ ના જાણે!
ધનુષ લઈ રામજી ધાયા કનક મૃગ મારવા માટે!
ખરેખર ધૂત છે ખોટો યુધિષ્ઠિર જાણતા જ્હોતા?
વિપત્તિ આવતાં થાએ મતિક્ષિણુ કંઈક જન લોતાં. ૩૯

दाने तपसि शौर्येच यस्य न प्रथितं यशः ।
विद्यायामर्थ लाभेया तस्य जन्म निरर्थकम् ॥

હરિગીત- દાનને તપસ્યા થકી જેણે સુયશ નાં મેળવ્યો,
વિદ્યા ચાગર વ્યાપાર ત્યમ સુંદર રીતે ના કેળવ્યો,
વિરત્વથી પણ જે જગતમાં લેશ પંકાયો નથી,
જન્મ્યું ધરામાં વ્યર્થ કો માનથી ગણાયો મ્હારથી. ૪૦

शाठ्येन मित्रं कपटेन धर्मं
परोपतापेन समृद्धिभावम् ।
सुखेन विद्यां परुषेण नारी
यान्छंति ये व्यक्तमपण्डितास्ते ॥

ચરણાકુળ- શઠ પાપિ રાખી મિત્રકરે તે કેવા?
હે કપટિ તેને ધાર્મિકજન કથમ કહેવા?
પરપિડા કરી સમૃદ્ધિ માગે જોવા,
વિણ લાગતાં અંતર ઇચ્છે સુખ-મેવા,
બળ-જોર કરી પર કન્યા ચાહે લેવા,
સમજો ગતોઇ એ નરે નહિ વાનર જેવા. ૪૧

---

૩ (નર અને માદા) જોડું. ૪ [illegible] ૫ સાપ. ૬ શિકારી. ૭ રાવણ [illegible]




यस्येह प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिस्तुल्यं किं नु सत्पुरुषैरपि ॥

ભાવાર્થઃ—મનુષ્ય તો એજ કે જે હંમેશાં પોતાના ચારિત્ર્યનો વિચાર કર્યા કરે છે. પ્રત્યેક મનુષ્યે હમેશાં જોતા રહેવું જોઈએ કે વ્યવહારમાં ક્યાં ક્યાં પશુ જેવાં છે અને કેટલાં ઉત્તમ મનુષ્યને છાજે તેવાં છે.



સારીમનુષ્યોને અનેક પ્રકારના સામાજિક અને રાજકીય નિયમોનું પાલન કરવું પડે છે. જુદા જુદા સ્વભાવનાં મનુષ્યોની સાથે વ્યવહાર-વર્તાવ કરવો પડે છે. કોઈ પોતાના મનથી એવો વિચાર કરે કે હું નમ્રતાપૂર્વક રહીને પ્રત્યેક કાર્ય મીઠી મીઠી વાણીથી અથવા વિનયથી કરી શકીશ પણ એમ નથી થતું. મનુષ્ય એકદમ ક્રોધહીન, શાન્ત, વિનયી, અને કોમળ હૃદયના થાય એ ન બને. અથવા એવા થવાથી આપણને કંઈ સારા આચરણતા વિષે યા કર્તવ્ય પરાયણ માની લે એમ પણ નથી. સમયને અનુસરીને કોમળતા અને કઠોરતાનો ઉપયોગ કરવો એ વ્યાજબી છે માની લો તમે અમુક રસ્તે જતા હો. રસ્તામાં તમે જુઓ કે કોઈ એક બળવાન મનુષ્ય અમુક દુર્બળ મનુષ્યને સતાવી રહ્યો છે; અથવા કોઈ નિરાધાર અબળા દુષ્ટ મનુષ્યોના પંજામાં ફસાઈ "હાય મારો!" "બચાવો!" એવા હૃદય ભેદક પોકાર કરી રહી છે. એવે વખતે તમે જો ક્ષમાવૃત્તિ ધારણ કરીને એ બળવાન-દુરાત્માના અત્યાચારપર ઉપેક્ષા કરો, અથવા એ અબળાને આફતમાં સપડાએલી જોવા છતાં, તેના પોકારપર ધ્યાન આપ્યા વગર કેવળ તમારી શાન્તવૃત્તિ ધારણ કરીને જ બેસી રહો તો જાણજો કે તમે નિર્વીર્ય બનો છો, તમારી એ ક્ષમા શીલતા, અને તમારી શાન્ત 'પ્રકૃતિ' તમારા મનુષ્યત્વને-તમારા ચારિત્ર્યને કલંકિત કરી રહી છે. પરન્તુ એ હૃદય કઠોર ન હોય ઘડાય એવા અનુચિત વ્યવહારને જોતાની સાથે તમારું લોહી તપી જાય, ક્ષમાને ઠેકાણે રોષ ઉત્પન્ન થાય અને એક જરીક પણ આળસ કર્યા વગર તમે એ અસહાયને સહાયતા કરવા તત્પર થઈ જાઓ તો તમે ખરેખરા સત્પુરુષ કહેવાશો—એજ તમારા મનુષ્યત્વની કસોટી છે.

સંયમ થાય તો જ તે શોભે છે. જેઓ સમાજમાં આગેવાન, પ્રતિષ્ઠિત, અને ડાહ્યા મનુષ્ય છે તેમણે એ સઘળા ગુણોનો પ્રત્યેક સમયે યોગ્ય રીતે ઉપયોગ કરવો જોઈએ.

યુરોપમાં પહેલાં "નાઇટ" ની પદ્દિ ધરાવનાર કેટલાક મનુષ્યોનું એક મહાજન-મંડળ હતું. દુષ્ટ જનોનું દમન કરવું એજ તેમના જીવનનું મુખ્ય લક્ષ બિન્દુ હતું. તેઓ અસ્ત્ર-શસ્ત્ર સહિત ઘોડેસ્વાર થઈને દીન-દુઃખી-આફતમાં ફસાએલાં નર-નારીનો ઉદ્ધાર કરવાને માટે આમતેમ ફર્યા કરતા હતા. એ મંડળનાં દરેક મનુષ્યો વિદ્વાન, ગુણવાન, કુળવાન અર્થાત ખાનદાન કુટુંબના, અને રણ-કૌશલમાં એક એકથી ચઢે એવા હતા. તેઓ નિર્બળ જનોને તો દેવની માફક ગણતા હતા. એ "નાઇટ સંપ્રદાયના લોકમાન્ય જનોની શૂર-વીરતાનાં કેટલાંક દૃષ્ટાંત હજુ યુરોપના ઇતિહાસમાંથી મળી આવે છે. એ લોકો ફક્ત પોતાના બાહુબળથીજ વિખ્યાત થયા છે એવું નથી; તેઓ રાજભક્તિ, સાહસ, બળ, યુદ્ધ-કૌશલ, બાળક અને સ્ત્રિઓ ઉપર સ્નેહ અને મમતા, દુઃખે પિડાતાં મનુષ્યોને સહાય, અત્યાચારી જનોની સાથે યુદ્ધ-તત્પરતા, અને પરાજીત શત્રુઓ ઉપર દયા, પોતાના સ્નેહી અને સ્વજનો ઉપર સંપૂર્ણ વિશ્વાસ, સત્યવાદીપણું અને તેમના ચરિત્રની નિર્મળતા આદિ અનેક સદ્‌ગુણ સમ્પન્ન આદર્શ નેતા તરીકે પણ તેઓ વધારે પ્રસિદ્ધ થયા હતા. એ લોકો 'નાઇટ' Knight અર્થાત "બહાદુર" Bravo તરીકે જન સમુદાયની પ્રિતિ અને પૂજાને પાત્ર થઈ રહ્યા હતા. હાલમાં એવા અનેક ગુણવાન પુરૂષોની સંખ્યા વધારે જોવામાં ન આવતા છતાંય કેટલાક પરોપકારી કર્તવ્યપરાયણ પ્રસિદ્ધ મનુષ્યોને 'નાઇટ' ની મોંઘામાં મોંઘી ઉપાધિ બક્ષવામાં આવે છે. આપણા સરકારની સુવિચાર પદ્ધતિ અને ઉત્તમ રાજ્યકાર્યભારની અલૌકિક પ્રણાલિને લીધે દુષ્ટ જનોનું જોર નરમ પડવાથી એ 'નાઇટ'-શૂરસંપ્રદાયની આવશ્યકતા ન હોવાથી એ સંપ્રદાય-મંડળ નાબૂદ થયું; પરન્તુ જેઓ દેશના અથવા રાજના આગેવાન છે, જેઓ સમાજ સુધારક છે, તેમણે એ સંપ્રદાયના ગુણ ગ્રહણ કરી રાજા અને પ્રજા ઉભયના હિત-સાધનમાં ભાગ લેવો જોઇએ. જેઓ કર્તવ્ય પરાયણ છે, સાહસિક છે, દુઃખી જનોના સહાયક છે, બંધુવત્સલ છે, ક્ષમાવાન છે, ઉત્તમ ચરિત્રવાળા અને સત્યવાદી છે તેઓજ ખરી રીતે આગેવાન રાજા-પ્રજાના સાચા સલાહકાર કહેવાને લાયક છે. એક સુવિખ્યાત લેખકે એક ઠેકાણે કહ્યું છે કે: "આગેવાન થવાને માટે સારા કીમતિ પોષાક-ઠાઠમાઠ વા વિલાસની મનમોહક સામગ્રીની આવશ્યકતા નથી. ભપકાબંધ પોષાક અને ઉપરના ઠાઠમાઠથી ખરી સુંદરતા અથવા ઉત્તમ સ્વભાવ નથી કહેવાતો. ડાહ્યા વિવેકી મનુષ્ય કવિતાની સાથે એટલું ખાસ લક્ષ્યમાં રાખવું કે તે શાન્ત, વિનયી, સજ્જન અને ઉદાર હશે. આ સિદ્ધાન્તથી ઉત્તમ કોણ અને અધમ કોણ તેની પરિક્ષા લોકોને સહેલાઈથી થઈ શકશે. મનુષ્યોના સ્વભાવનો પરિચય તેની બોલી અને આચાર-વિચારપરથી થાય છે. કેવળ ઉપરનો આડંબર જોવાથી કોઈ કોઈના સ્વભાવને જલદી નથી પારખી શકતું; કેમકે મશહુર લોક સાધુનારૂપમાં શયતાનના આચરણ આચરનારા હોય છે. ઉત્તમ મનુષ્યોને માટે સ્વાર્થપરાયણતા જેવી અધમમાં અધમ બીજી એકે વસ્તુ નથી. સુજનતા અને નમ્રતાવાળા મનુષ્યોની ગણત્રીજ યથાર્થ સભ્યમાં થાય છે. અસભ્યતાનાં જેટલાં લક્ષણ છે તેમાં સૌથી વધારે તિરસ્કારને પાત્ર સ્વાર્થપરાયણતા છે. માનો કે મનુષ્યત્વ અને સ્વાર્થપણામાં પરસ્પર સદા વિરોધ છે.

માત્રપર કંઇ પણ ઉપકાર ન કરી શકો તો પછી એ નિરર્થક જીવન ધારણ કરવાનું શું પ્રયોજન છે? મનુષ્ય જન્મ પામ્યાનું ફળ શું?

**રઘુકૂળતિલકશ્રી રામચંદ્રજીએ** જ્યારે વિજય પ્રાપ્ત કર્યો ત્યારે રાવણની માતાને નાસતી ફરતી જોઇને કહ્યું હતું કેઃ—" અરે! વૃદ્ધા! તને આટલો રાક્ષસ કુળનાશ થયો તેં ત્હારા છોકરાના છોકરા અને તેમનાય છોકરાનાં ત્હારી નજરે ત્હાગે મૃત્યુ થતાં જોયાં હોય તને હજી આ જીંદગીનો મોહ વળગી રહ્યો છે કે? " એ સાંભળીને એ રાક્ષસિએ કહ્યું કેઃ " મહારાજ! હું પ્રાણના મોહને લીધે આત્મરક્ષા નથી કરતી, તમારી ઇશ્વરી લીલા જોવાની હજી પણ મને અત્યંત લાલસા છે; જ્યાં સુધી જીવિત રહીશ ત્યાં સુધી મન ભરીને ભગવાન રામ—લીલા જોતી રહીશ. "

શરીર—રક્ષા તરફ જ કેવળ ખુબ લક્ષ્ય આપીને માનસિક ઉન્નતિ તરફ ધ્યાન ન આપવું એ પણ ઠીક નથી. સ્વાસ્થ્ય—રક્ષા અવશ્ય જરૂરની છે એમાં તો કંઇ શંકા જ નથી. પરન્તુ સ્વાસ્થ્ય રક્ષાથીય ચારિત્ર્ય—રક્ષાનું વધારે પ્રયોજન છે. માનસિક બળ મેળવ્યા વગર ચરિત્ર રક્ષા થતી નથી. તેટલા જ વાસ્તે શારીરિક બળની સાથે સાથે માનસિક બળ પણ પ્રાપ્ત કરવું જોઇએ. સંસારમાં આવક જાવકનો બારિકાઇથી હિસાબ રાખનાર માણસોની સંખ્યા બહુ છે; પરન્તુ સ્વાસ્થ્ય રક્ષા સબંધી બરાબર કાળજી રાખનાર માણસોની સંખ્યા ઘણી જ થોડી છે. પહેલી શ્રેણીના લોક (દેહાભિમાની) મહાન સ્વાર્થી હોય છે. તેઓ કેવળ પોતાના જ લાભ—નુકસાનનો વિચાર કર્યા કરે છે. એમનું હૃદય એટલું બધું સાંકડું હોય છે કેઃ એક નજીવી બાબતમાં પણ તેમનું કાળજું ઉથલપાથલ થઇ જાય છે. એક સાધારણ વાતમાં તેઓ—ઉંચા નીચા થઇ જાય છે. વાત વાતમાં તેમને ઉપાધિમાં આવી પડવાનો ભય રહે છે. બીજી શ્રેણીના લોક તંદુરસ્ત રહેવામાં સુખ માને છે, અને જો વચ્ચે કંઇ અણધારી ગડબડ આવી તો ગભરાઇ જાય છે. તેમના મનમાં નિરંતર એવીજ ચિન્તા થયા કરે છે કેઃ આપણે સદા સર્વદા નિરોગી કેવી રીતે રહેવું, અમારા શરીરની કાન્તિ અને તેજ કેવી રીતે વધે—અમે કામદેવ જેવા શી રીતે દેખાઇએ! કુ અમારો જઠરાગ્નિ કયી માત્રાના સેવનથી પ્રદિપ્ત થાય, અને અમે બળવાન કેવી રીતે થઇએ. જેમ જેમ તેમની ઉમ્મર વધતી જાય છે, તેમ તેમ તેમના મનમાં ચિન્તા પણ વધે જ જાય છે, રખેને કોઇ રોગ આવીને તેમને ઝપાટામાં લે તેની તેમને બહુ ફીકર રહે છે. એ શ્રેણીના લોકો બીજાના સુખ—દુઃખપર ધ્યાન આપ્યા વગર કેવળ પોતાના શરીરને જ હૃષ્ટપુષ્ટ રાખવામાં અને અપથ્ય આરામથી રહેવામાં જ પોતાના કર્ત્તવ્ય—કર્મની પૂર્ણાહૂતિ માને છે. તેમની ધારણા એવી જ હોય છે કેઃ પરમેશ્વરે તો તેમને કેવળ સાંસારિક સુખ ભોગવવાને માટે જ મનુષ્ય જન્મ આપ્યો છે. અને તેથી જ તેઓ રાત—દિવસ સુખ પ્રાપ્તિને માટે હાય હાય કરતા જ્યાં ત્યાં ભટકે છે. આ સઘળા સંસારી—અભાગી, રાગી, સ્વાર્થી મનુષ્યો નથી જાણતા કે મનુષ્યત્વ શેમાં છે—" મનુષ્ય કોણ? " એવા લોકના દુરુત્ત—અનુચિત દ્રષ્ટાન્તથી કેટલાંય ભલાં—ભોળાં, સ્ત્રી—પુરૂષો ઠગાય છે તેનો કંઇ સુમાર જ નથી. સંસારમાં ધન અને પ્રાણ ઉભયનું રક્ષણ કરવા જેવું છે. કોઇ પણ રીતે તેનું સંરક્ષણ થવું જ જોઇએ; પરન્તુ ધન—સંગ્રહમાં જ જીવન સમર્પણ કરી દેવું, અથવા અનિત્ય સુખસાધન પ્રાપ્ત કરવામાંજ કેવળ રચ્યા પચ્યા રહેવું એવી ઇશ્વરી આજ્ઞા નથી. જે ક્ષણુસ્થાયી છે

તેના ઉપર વિશેષ લક્ષ્ય આપ્યા કરતાં જે ચિરસ્થાયી છે, જે અવિનાશી છે તેના ઉપર વિશેષ ધ્યાન આપવું, અને તેને જ મેળવવા તત્પર થઇ પોતાનું તન મન અને ધન અર્પણ કરવું એ ઇષ્ટ છે. જેઓ આલોક અને પરલોકના ચિરસ્થાયી સુખને માટે ક્ષણભંગુર શરીર અને નાશવંત લક્ષ્મીના મોહને ઠોકર લગાવે છે તેઓ દેવત્વ-દેવપણું પામીને પરમાત્માના પ્રિતિપાત્ર થાય છે. સચ્ચરિત્રના જ ચિરસ્થાયી ઐશ્વર્ય છે. ચરિત્રની ઉન્નતિથી સર્વ પ્રકારની ઉન્નતિ થાય છે; અને ચરિત્ર બગડવાથી બધી વાત બગડે છે. સઘળી અવનતી અને ઉપાધિનું મૂળ કેવળ દુશ્ચરિત્રતાજ છે. ચરિત્ર નષ્ટ થવાની સાથે સઘળા ગુણો પણ નાશ પામે છે. પોતાના ચરિત્રને સાચવીને પણ કોઇ કોઇ પોતાની સ્વાસ્થ્ય રક્ષા અને આધ્યાત્મિક ઉન્નતિ કરી શકે છે. જેનું ચરિત્ર નિર્મળ છે એજ યથાર્થ મનુષ્ય છે.

ભારતવાસીને હવે ઉદ્યોગ પ્રિય, ઉત્તમ ચારિત્ર્યવાન કર્મવીર મનુષ્યોની જ જરૂર છે. એ ઉદ્યોગ-પ્રિય કર્મવીર નર-નારીની કર્તવ્ય પરાયણતાથી જ સમાજ-પ્રજાનું કલ્યાણ મંગળ થશે. આ દેશના શ્રીમંત અને બુદ્ધિવંત જનોએ અજ્ઞાનરૂપી અંધકારમાં અથડાતા, પશુ જીવન ગાળનાર મનુષ્યોને જ્ઞાન માર્ગે વાળી, ઉત્તમ ચારિત્ર્યવાળા સાચા મનુષ્ય બનાવી, તેમના મહામોંઘા જીવનનો અમુક ભાગ દેશના નષ્ટપ્રાય વ્યાપાર ઉદ્યોગની ખીલવણીમાં-અર્પણ કરતા તેમને બનાવવા જોઇએ. ભોગ-વિલાસના ભૂખ્યા આત્માઓ આ બાજુ પણ કંઇ નજર કરશે કે? મનુષ્યત્વનો-ચારિત્ર્ય-ગઠનનો પાઠ અજ્ઞાન પ્રજાને ઉલટભેર ભણાવશે કે?

ર. હ. ભટ્ટ.

§ આ બાબતનો દાખલો અમારા દેશના કેટલાક શ્રીમંતોના નિરક્ષર-અલ્પજ્ઞ રહેનારા સંતાનોમાં વધારે જોવામાં આવે છે. તેમના જ્ઞાન અને ગુણની પરિક્ષા તો જેઓ તેમના સંસર્ગમાં આવી તેમના રહેણી-કરણી વાણી સાંભળી શક્યા છે તેઓ જ જાણે છે. એક પરમેશ્વર જો ભગવાન દયા કરીને એ સાઈ સાહેબોને પોતાની સુંદરતા આપે તો ઠીક પછી નેકીથી ગજ! ગમે તેમ પણ દયા કરે તો આ લેખક લેખકને બહુ આનંદ થાય

# કેવળ મૂર્ખ !



કહો જોઇએ, આ મ્હારા હાથપર વીંટી છે એ શેની છે? હીરાની નથી? ટેઈ કંપનિના નકલી–હીરાની–ઇમિટેશન બનાવટી છે.? જાઓ ત્યારે તમે ખરા ખોટાની પરિક્ષા જ નથી, અરે આનો ખરી છે, એની કિમ્મત ? પુછી આવો–પાંચસો રૂપિઆ પડાવશે. વિશ્વાસ નથી આવતો–ખોટું કે હું ? કેમ આ–મ્હારાં થિગડાં દીધેલાં કપડાં, આ જુની બેરી–બાંધ. ગં‍ ડે એવી સાલ અને ફાટયાં તૂટયાં પગરખાં જોઇને કે ? જાઓ, મ્હારા મહેરબાન ! પ‍ ટીક આગ જુવોતો ખરા–મ્હારા હાથ સ્હામુ તો જુવો. આ મ્હારા હાથની રેખા શું કે છે, એ એ જરી જોશો કે એમજ ? આ જે રેખા અહીંથી નીકળીને ઠેઠ વચલી આંગળ સુધી ચાલી ગઈ છે, એજ છે તો ! એતો જે છે એ એમાં જ છે ! સમજ્યા ? એ જોઈ દરેકે દરેક જોષિઓએ મ્હને કહ્યું હતુ કે: હું મ્હોટો લખપતી થઇશ. કેમ હસો છો, બીજા લોકોનાં એ બધાં ગપ્પાં જ માનો છો કે ? ગમે તેમ પણ મ્હને એમણે જુઠું નથ કહ્યું– ખરૂં કહું છું, હું એક દિવસ લખપતી થઈ ગયો હતો, પરન્તુ ફક્ત એક જ દિવસ માટે ! સાંભળશો, શી રીતે થયો ? લ્યો, પહેલેથી જ કહું છું.

હું મ્હારા બાપને એકનો એક છોકરો હતો તેઓ મ્હોટા જબરજસ્ત વકીલ હતા જે. વાસકૂટનાં અને એક કોટનુ એમ ત્રણ ખીસ્સાં ભરાય એટલા રૂપિયા ખખડાવતા તેઓ રોજ ઘેર આવતા–ઘેર રૂપિયાની તો ટંકશાળ જ પડતી હતી. District Pleader જેવા વકીલોએ પણ એટલાં પ્હોડીમાં નહિ પેદા કર્યા હોય–ખોટું ન માનશો.

પરન્તુ આટલુ આટલુ પેદા કરવા છતાં ચતુર શું એ કોને તમે જાણો છો ? જુવો પિતાની તિજોરીને ત્રણ કાણાં હતાં. એક કાણાંમાં મન ફાવે એટલો હાથ ઘાલીને મ્હારી મા એનાં પિયરિયાને ભરતી હતી, અને બીજા કાણામાંથી મુનિમ વગેરે મન ફાવે તેટલા નાણાં ચોપડામાં કંઈ લખ્યા–સ્હેર્યા વગર બારોબાર લઇ અદ્ધર ઉડાવતા હતા, પછી કોણ આપને એ ફરી સંભાળવા છે? હવે રહ્યું ત્રીજુ કાણું, એમાંથી મ્હારા પિતા સ્વયં પોતે પોતાનું સંપૂર્ણ ખર્ચ અને ઘર ખર્ચ વગેરે પૂરૂં કરતા હતા, આ પ્રમાણે લગભગ ત્રીસ વરસ એમને એમ ચાલ્યાં ગયાં, ત્યાર બાદ જ્યારે એ બધો કારભાર મ્હેં બારિકીથી જોવા માંડયો ત્યારે મ્હેં જોયું કે પિતાની દુકાનદારી–વકિલાત તો દિવસે દિવસે ઓછી થતી જાય છે, પરન્તુ ખર્ચ તો જેવુંને તેવું જ છે. આ પ્રમાણે પણ કેટલાક દિવસ ચાલ્યા ગયા, બાદ એકાએક એક દિવસ આ ક્ષણિક સંસાર–નાટ્યશાળાની બત્તિ બુઝાવીને મ્હારા પિતાશ્રીએ ચિરકાળને માટે આંખો બંધ કરી દીધી. એ વખતે હું લગભગ પચ્ચિસેક વર્ષનો હતો. મ્હારાં લગ્ન થએ પણ બારેક એક વરસ થયાં હશે.

પકડીને ર્‌હેક્ષસપાટા લગાવીશ. એકાદ હોય તો તો ઠીક, પણ કંઈ આપણી દુનિયાના અધ્યાય જોષિઓની વાત ખોટી પડે કે ? કદી નહિ.

૯. હું મ્હારી અવસ્થાની ગાયકવાડના મલ્હારરાવની સાથે તુલના કરતો હતો. એક દિવસનો ધનવાનનો પુત્ર અને ભવિષ્યનો લક્ષપતિ હું કોઠામાંથી ઘેર આવતી વખતે એક પૈસાનાં પાન, એક પૈસાની સોપારી એક પૈસાની તમાકૂ અને અઢેર શાક સાઈ લીધા ટાંકિએ ઘેર આવું છું, એ સર્વેશ વિધાતાને ઘણુંજ ખરાબ લાગે છે, એવું હું ખરા હૃદયથી માનું છું—મ્હારા ઢાંકવા નસિબથી હું કંગાળ માનું છું. એક દિવસનો હું શ્રીમંત પુત્ર વિચિત્ર અવસ્થામાં અનેક ગલી-ખુંચીઓ ઓળંગીને વર્તમાનની કરડી નજરથી છેકજ હેરાન થયેલો થાક્યો પાક્યો ઘેર આવ્યો. આટલું છતાંય મ્હારા અંતરમાં તો સદા પ્રસન્નજ રહેતો. જે દિવસે તેલવાળો ગયા વર્ષના તેલના બાકી-લ્હેણા નીકળતા પૈસા લેવા તકરાર કરતો હતો, અને આખર થાકીને ખાલી હાથ લઇને બબડતો ચાલ્યો ગયો એ દિવસે પણ મ્હને મ્હારી ગરિબી ઉપર જરાકે અફસોસ ન્હોતો થયો—એ વખતની ત્હેની મૂર્ખાઈ જોઈને ઉલટો હું ઝાંઝામાંનો હરખાજ કરતો હતો. મ્હેં મનને સમજાવીને સંતોષ્યું કે: એમાં એનો શો વાંક છે, દુનિયાજ આંધળી છે. ત્હેવારને દિવસે સિપાહી-પટાવાળાને લોકો કેટલી સલામો ભરાવી કચવાતા કચવાતા ચાર આના આપે છે. મ્હારી પાસે આવીને હસીને મ્હોંયે ઉભા રહેતાની સાથે હું તેમને ખણખણખણ કરતો ચકરડા જેવો એક કલદાર રૂપિયો આપું છું. એ જોઈને બીજા કારકૂનિયાઓ મ્હારી તરફ આડી નજરે જુવે છે—મ્હને મૂર્ખ સમજે છે. ખરેખર હું છું પણ—મૂર્ખ ! એ દિવસથી તેમણે મ્હારૂં નામ લખેશરી પાડ્યું છે, પણ હું ક્યાં તેમને જરાકે ગાંઠુ એમ છું ?

આ પ્રમાણે ભાગ્યલક્ષ્મીની બાકી પ્રસન્ન દ્રષ્ટિ ઉપર આધાર રાખીને દરિદ્રાવસ્થા છતાંય કેવળ નિજાનંદમાંજ મસ્ત રહી અમુક વર્ષ વિતાવ્યાં. વચમાં અમારા કમિશનર સાહેબ કેટલાંક સમયને માટે વિલાયત રજા ઉપર ગયા અને તેમની જગ્યા ઉપર મી-મનરો કામચલાઉ કમિશનર તરીકે નિમાયા, એ વિલાયતથી નવાનવાજ આવેલા હતા. ઓફીસના બીજા ખુશામતિયા-ગરકાબિદાન કરનારા, જુતાં સાફ કરવાની ટેવવાળા કારકુનોને તે બિલકુલ નાપસંદ કરતા હતા, પરન્તુ કોણ જાણે એ શી રીતે મ્હારા ઉપર રહેમ નજર હતી ! એક દિવસ હું કોઈક કામ માટે સાહેબની ઓફીસમાં ગયો હતો, તે વખતે મ્હારી આંગળીએ ચમક ચમક કરતી વિંટી ઉપર તેની દ્રષ્ટિ ઠરી. તેણે કહ્યું: " બાબુ! ત્હને તો ફક્ત મહિને પચાસ રૂપિયાજ પગાર મળે છે ! આવી બહુ મુલ્ય વિંટી ત્હારા હાથમાં ક્યાંથી આવી વારૂ ? "

મ્હેં તેને મ્હારી સઘળી હકિકત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. એ સાંભળીને તેણે કહ્યું: " મ્હને લાગે છે, તેથીજ ત્હને આ સઘળા ખુશામતીયાઓની માફક ખુશામતનો ચસ્કો નથી લાગ્યો. એમના મ્હો સ્હામે ધારીને જોયા જતાં મ્હને એમજ જણાય છે કે: એઓ સઘળા ગુલામીની પ્રતિમૂર્તિ છે. "

વાતોમાંને વાતોમાં સાહેબે મ્હને એ પણ પૂછ્યું કે: આપની આટઆટલી ઠોકરો ખાતા છતાં નું હૃદય હારે એ ભાગ્યનો ખાનદાન સ્વભાવ શી રીતે સાચવી રહ્યા

લેખકઃ-શ્રીયુત ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.



# मोगलोनो मुळ पुरुष.





ઈરાનના રાજા અબુ-સૈયદના મર્યા પછી, કેટલાક ખંડિયા-મિત્ર-રાજાઓએ તે રાજ્ય પોતપોતામાં વહેંચી લીધું. તે વખતે કેટલાક ભાગમાં હુસેન, કેટલાક ભાગમાં તેકિસ, કેટલાક ભાગમાં અસિફે, અને કેટલાક ભાગમાં તૈમૂરે રાજ્ય અધિકાર ફેલાવ્યો. તૈમૂરે પોતાનું લશ્કર મોટે ભાગે, ઘેટાં ચરાવનારા માણસોનુંજ બનાવ્યું હતું. તેથી એક ઘેટાં ચરાવનાર લશ્કરના અધિપતિને રાજેશ્વર થવાનો યત્ન કરતો જોઈ, આસપાસના રાજાઓમાંના કેટલાક તૈમૂર ઉપર અદેખાઈ કરવા લાગ્યા. એટલુંજ નહિ પણ કેટલાક તો ખુલ્લી રીતે તૈમૂરલંગનો નાશ કરવાના યત્નો પણ કરતા હતા.

એ સમયે, પોતાના તાતાર દેશના રાજા હુસેન સાથે તૈમૂરલંગ મિત્રતાની ગાંઠમાં બંધાયો. એ બન્ને પોતપોતામાં મિત્રતા બાંધીને, અદેખાઈ કરતા દુશ્મન રાજાઓની કરડી નજરમાંથી પોતાને સહી સલામત રાખવાનો યત્ન કરતા હતા. રાજા હુસેનની સાથે તૈમૂરની મિત્રતા બંધાવાની વાત જાણીને, કિરમાનના નવાબ તેકિસને ઘણીજ ફિકર થઈ, અને યુક્તિ કરીને તે બન્નેનો અહંકાર ઉતારવાની કલ્પના તેના મનમાં ઉત્પન્ન થઈ. નરાધમ તેકિસે જોયું કે હવે સામા લડાઈ કરવાથી વિપત્તિ આવવાનો સંભવ છે તેથી બન્નેની સાથે મિત્રતા બાંધવાની માગણી મોકલી. બન્ને રાજાઓએ તે વાત કબુલ રાખી. ખરું, નક્કી પણ થઈ ચુક્યું. તૈમૂરલંગ અને હુસેનને, તેકિસે પોતાની રાજધાનીમાં આવવાનું નોતરું દીધું. બન્ને બાદશાહોએ તે કબૂલ પણ કર્યું.

ખરી રીતે જોતાં શું તેકિસે પરોણાગતકરી કરવાનું આ નોતરું દીધું હતું? નહિ. તેકિસે માત્ર કપટનીજ જાળ બિછાવી હતી. તેનો મંત્ર વિશ્વાસઘાતકતાજ હતી. પણ પામર પ્રાણી તેકિસને શું ખબર હતી કે તેની બિછાવેલી કાંટાની જાળમાં તે પોતેજ ફસાશે? તેને શું ખબર હતી કે જે વિશ્વાસઘાતકતાનો અગ્નિકુંડ સળગાવવામાં આવ્યો છે તેમાં બીજાને બાળવા જતાં પોતેજ બળી મરશે? અને તેમ પણ તે ક્ષુદ્ર મનુષ્ય ક્યાં જાણતો હતો, તેને અનંત શક્તિમાન પરમાત્માની લીલાનું ક્યાં ભાન હતું? સ્વાર્થ આંધળો છે. સ્વાર્થીઓ પણ આંધળાજ હોય છે. તેમને પોતાનાં કર્મોનાં પરિણામ જણાતાં નથી. પાપ કર્મ કરનારાઓ પોતાને હાથેજ કાંટાની જાળ પાથરે છે તેની તેમને ખબર હોતી નથી. એવાં પાપ કર્મ કરતી વખતે તેઓ ઇશ્વરને અને ઇશ્વરી આજ્ઞાને ભૂલી જાય છે. તેથીજ અનેક પાપીઓ પોતાની કાંટા-જાળમાં ભરાઈ, ગુંચવાઈ, પોતેજ અનંત દુઃખ પામે છે! પોતાના સળગાવેલા અગ્નિમાં બીજાને બાળવા જતાં પોતેજ બળી મરે છે. તેકિસનું પરિ

આગળ વાંચવાથી વાંચીશ  તે વાત સારી પેઠે સમજી શકશે. તૈમૂર અને હુમેનને પોતાનો ગેર બેધારી પ્રાણ લેવાની તેઇકની ઈચ્છા હતી. પણ પાપી મનુષ્યોનું ધાર્યું ક્યારે ફળિભૂત થાય છે ! ધારેલું તો પરમેશ્વરનુંજ થાય છે. વિધાતાની અનંત લીલા પુણ્યવાન મનુષ્યોનેજ કલ્યાણકારક નીવડે છે.

ગોતાંડ મહાતાંજ તૈમૂર અને હુમેન રૂમ સારૂ ચોટેસાર મિસરીઓ લઇને તેઇકના રાજધાનીમાં આવી પહોંચ્યા. તેમને ખબર ન હતી કે તેઇક ત્યાં રમખાણ મચાવશે. એ બન્ને જણો—તેઇકને ભેટ આપવા માટે—ઘણી કિંમતિ વસ્તુઓ સાથે લીધી હતી. તેઓ રાજધાનીમાં આવે છે એ વાત સાંભળતાંજ તેઇક રાજધાનીના મુખ્ય દરવાજા આગળ આવ્યો અને તેમને માન આપ્યું. તે બન્નેના ઉતારા માટે રાજધાનીના એક ઉંચા ઉપર એક મકાન નક્કી કરવામાં આવ્યું હતું. તેજ મકાનમાં ઉતારો લઇને તૈમૂર તથા હુમેને પરોણાચાકરીની મજા મારવા માંડી !

હુસેન અને તૈમૂરે દિવાલ ઓળંગી. તે વખતે તેકિશ લશ્કર સહિત, પેલા મકાનમાં પેઠો, પરંતુ ઓરડામાં પેસતાંજ તેણે શું જોયું ? તેણે જોયું કે છજાની લોઢાની જાળી ભાગી નાંખી છે અને તે છજામાંથીજ તૈમૂર અને હુસેન છટકી ગયા છે. ઓરડામાં પેસતાં તેણે બીજું પણ કાંઇક જોયું. ભીંત ઉપર કેવા ભયંકર શબ્દો લખ્યા છે ? તેમાં લખ્યું હતું કે: **" વિશ્વાસઘાતી, નરપિશાચ ! આ વિશ્વાસઘાતનો બદલો તને તાકીદે મળશે. જે તલવાર વડે, ભીંત ઉપર આ અક્ષરો લખાયા છે તેજ તલવારથી સત્વર ત્હારો શિરચ્છેદ થશે. "**

ભીંત ઉપર લખાયલા શબ્દો વાંચતાંજ બાદશાહ તેકિશનો અંતરાત્મા કંપી ઉઠ્યો. " વિનાશકાળે વિપરિત બુદ્ધિઃ " આ વાત સત્ય છે. તેકિશ છજામાં ગયો, ત્યાંથી તેણે જોયું કે: મકાનથી કેટલેક છેટે બહાદુર તૈમૂર અને વીર હુસેન પોતાના બે ઘોડા ઉપર સ્વાર થઇ, સિપાહીઓને કાપતા કાપતા ચાલ્યા જાય છે. અને વચમાં વચમાં તૈમૂર લોહીથી ખરડાયલી તલવારનું માથું ઉચું કરતો તથા નેત્ર કટાક્ષ કરતો કહે છે કે: " વિશ્વાસઘાતી ! પાપી, અધમ ! ત્હારી પણ થોડા સમયમાં આજ દશા થશે ! "

બાદશાહ તેકિશ તરતજ છજામાંથી બહાર આવ્યો અને એક હજાર સિપાહીઓને સાથે લઇ તૈમૂરની પાછળ પડ્યો. પરંતુ તે વખતે તેઓએ એટલા ઝપાટાબંધ પોતાના ઘોડા છોડી મૂક્યા હતા કે તેઓ તેકિશની હદપાર થઇને રાજા અલિબેની હદમાં આવી પહોંચ્યા હતા. વળી તૈમૂરનું છુટું પડી ગયેલું લશ્કર પણ ન્હાસી જઇને ત્યાં આવી પહોંચી તૈમૂરની મદદ માટે તૈયાર હતું. આ વખતે પણ જો તેકિશ પાછો ગયો હોત તો ત્હેનું કલ્યાણજ થાત પણ ઇર્ષાના અગ્નિમાં આંધળો બનેલો તેકિશ પોતાનું ભવિષ્ય જાણી શક્યો નહિં. ઇર્ષાનો અગ્નિ એવો છે કે: તે જે વખતે સળગે છે તે વખતે કોને બાળી મુકશે તે કહી શકાતું નથી. ઇતિહાસ કહે છે કે: ઇર્ષાનો અગ્નિ, ઇર્ષા કરનારનેજ એક દિવસ બાળી ભસ્મ કરે છે ! અનેક રાજાઓના રાજ્ય અને રાજ્યવંશ બળીને ભસ્મ થઇ ગયાં છે તેનુ કારણ ઇર્ષાનો અગ્નિ ! અનેક જાતિ ઉચ્ચ સ્થિતિમાંથી અધમ સ્થિતિમાં આવી પડી છે તેનુ કારણ પાપી મનુષ્યોનો ઇર્ષાનો અગ્નિ ! અનેક રસાળ દેશો ઉજ્જડ સ્મશાન જેવા થઇ ગયા છે તેનું કારણ ઇર્ષાનો અગ્નિ ! અનેક સ્થળોમાં હાસ્ય આનંદના ધ્વનિ સંભળાતાં હતા ત્યાં આજે રડાપીટ સંભળાય છે ત્હેનું કારણ ઇર્ષાનો અગ્નિ ! અનેક સરસ સુખી મનુષ્યો દુઃખના ડુંગર તળે દબાયલા કોલાહલ મચાવી રહ્યા છે તેનું કારણ પણ ઇર્ષાનો અગ્નિ ! ઇર્ષાના અગ્નિએ અનેકને બાળી ભસ્મ કર્યા છે—અરે ! અનેક અગ્નિ સળગાવનારના જડમૂળ ઉખેડી નાંખ્યાં છે !

તેકિશ એવું દૃઢ જાણતો હતો કે: હજુ પણ તૈમૂર અને હુસેન, મદદ વગરનાજ છે. આ વખતે જો તેમને પકડી શકીશ નહિં તો પછી આવો લાગ ફરી કોઇ કાળે મળવાનો નથી. આવો વિચાર કરીને તે તેમની પાછળ પડ્યો. તેનું લશ્કર કંટાળી ગયું હતું તેમ છતાં તે પાછો વળ્યો નહિં તેથીજ તેને તેની વિશ્વાસઘાતકતાનું ફળ મળ્યું.

તેકિશનું લશ્કર કંટાળી ગયું છે એવું જાણીને તૈમૂર અને હુસેન પાછા ફરી સામા આવી પહોંચ્યા. તેકિશનું બધું લશ્કર આવીને તેને મદદ કરે તે પહેલાં તો તૈમૂર અને

### રેશમ–શણનાં કારખાનાં.

બંગાળામાં ફક્ત જ્યૂટનો ઉદ્યોગ ચાલુ છે તેમાં લગભગ અઢી લાખ મજૂરો કામ કરે છે.

### ઉનનાં કારખનાં.

| | | |
|---|---|---|
| સંયુક્ત પ્રાંત | ૩ | ૪ હજાર |
| પંજાબ | ૭ | ૫ ,, |
| કાશ્મીર | ૭ | ૫ ,, |

### લોખંડ અને તાંબાનાં કારખાનાં.

| | | |
|---|---|---|
| બંગાલ | ૩૪ | ૨૦ હજાર |
| બિહાર–ઓરિસા | ૬ | ૧૦ ,, |
| મુંબઇ | ૨૧ | ૫ ,, |

| | | |
|---|---|---|
| આસામ | | |
| મદ્રાસ, મુંબઇ ૧૧ | ૨ | ,, |

### ખાંડ સાકરનાં કારખાનાં.

બિહાર, ઓરિસા, સંયુક્ત પ્રાંત, અને મદ્રાસ કુલ કારખાનાં ૭ હજાર મજૂર ૨૫ હજાર.

### ચામડાનાં કારખાનાં.

| | | |
|---|---|---|
| સંયુક્ત પ્રાંત | ૮ | ૪ હજાર |
| મદ્રાસ | ૧૧ | ૧ ,, |
| બંગાળા | ૧૬ | ૭૦૦ ( સાતસો) |
| મુંબાઈ | ૧ | ૫૦૦ (પાંચસો) |

### કેરોસીન

| | | |
|---|---|---|
| આસામ | ૧ | ૭૦૦ (સાતસો) |
| બર્મા | ૬ | ૧૦૦૦૦ હજાર. |

૧૦–નવરત્ન—ભારતવર્ષની સર્વપ્રકારની ઉન્નતિને અર્થે નીચે ગણાવેલા ઉત્તમોત્તમ નવગુણોની આવશ્યકતા છે.

(૧.) આત્મબળ, આત્મ વિશ્વાસ; ( ૨ ) શૌર્ય, ધૈર્ય અને સાહસ, (૩) તેજસ્વી વક્તૃતા; (૪) સૌન્દર્ય, નેકટેકપણું (૫) વિજય પ્રાપ્ત કરતા સુધી દ્રઢતાપૂર્વક કાર્ય કરવાની ઉત્કટ; (૬) પૂર્ણ સાધન, આપણા કાર્યમાં કોઇ પણ પ્રકારની ઉણપ–ખોટ ન રહે એની રચના; (૭) ધન–દ્રવ્ય; (૮) બુદ્ધિ, આવશ્યક ગુણ–ચાતુર્ય; (૯) રાજ્યાશ્રય. આ નવ કેન્દ્ર છે તેમાંથી છેવટનું અર્થાત નવમું રત્ન પ્રારબ્ધવશાત પાસે ન હોય તો બાકીનાં આઠથી જરૂર નભશે.

૧૧–કપાસ. દરેક હિસાબે ૫૦૦ રતલની એક ગાંસડી ગણવામાં આવે છે, એ હિસાબે ૨,૫૪,૨૪,૦૦૦ ગાંસડી જેટલો કપાસ થાય છે. હવે આમાં ઉત્તમતા–ગુણને લીધે એના સારા–ખોટા ઉંચો–નીચો મનાય છે; તદનુસાર તેના પાંચ વર્ગ છે. આખા સંસારના કપાસની ઉપજનો વર્ગવાર આંકડો નીચે મુજબ છે.

ખાંડી બે આનાની જાણીઓ ખારી સસ્તા પ્રમાણે પાલીસ બનાવી ઉપયોગ કરી જોવા. ઠીક લાગે તો ઉપયોગ કરવો નહિ તો એક વખત હોટેલમાં ચ્હાનો એક આનો ન્હોતો ખર્ચ્યો એમ માની લેવું. અમે અને અમારા સ્નેહીઓ આ પ્રીસ્ક્રીપ્શન હાથમાં આવ્યા પછી હમેશાં આ સ્વદેશી પાલીસ બનાવી તેનો મન થાવે તે વખતે ઉપયોગ કરીએ છીએ.

ચાક ૧૦૦ ભાગ
પાણી ૧૦ ભાગ
સરેસ ૨ ભાગ

ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણે વસ્તુઓ લઈને પહેલાં સરેસને પાણીમાં ઓગાળવો. અને પાણી બરાબર એકસાન થઈ જાય એટલે તેમાં ચાક મેળવવો. બાદ તેનો આકાર બનાવવો હોય તેવો બનાવીને તડકે સૂકાવવા મૂકવો, સાબુના જેવા ગોળા તોય હરકત નથી, હવે તેવા વિચારની પાલીસ જેવા આકાર પણ બની શકશે. રીતે સૂકાઈ જાય એટલે તેને ઉપયોગમાં લેવી એવી અમારી વાંચક બંધુઓને ખાસ ભલામણ છે. સંશોધક:—માણેકલાલ અંબાલાલ શાહ.

**(૨) કપડાં ધોવાની નવી રીત:**—સોપારીને પાણીમાં ઉકાળવી, આ ઉકાળેલું પાણી કપડાં સાફ કરવાની અજબ—ગૂઢ શક્તિ ધરાવે છે. તે પાણીમાં કપડાં બોળી તેમાં રહેવા દઈ બીજી સવારે તેને સ્વચ્છ પાણીથી ધોઈ નાખવાં અનુભવવા જેવી બાબત છે.

**(૩) ચાકની લાકડીઓ:**—Chalk Sticks, અરેબીક ગુંદરને પાણીમાં સારી રીતે ભીંજવી—બોળી સારી રીતે ઉકાળવો. પછીથી એક સફેદ અબરખ વાપરીને એક માપમાં જેટલું ઉપરનું મીશ્રણ જોઈએ તેટલું નાખી—મેળવીને તેને આગળથી ગરમ કરી રાખેલાં બીબામાં નાખવું. પાણીનો ભાગ બળી જશે એટલે જેવી જોઈએ એવી સુંદર—વિલાયતી જેવીજ લાકડીઓ તૈયાર થશે. ગુંદરનો ભાગ વધી પડશે તો વાપરવામાં કઠણ લાગશે અને જોઈએ એટલો અર્થાત થોડો હશે તો પોચી થશે.

---

## કર્તવ્ય—બોધ.

૬ ધ્યાય ગમે તેવું કઠિન કાર્ય હોવા છતાં તે અત્યંત પ્રયત્નથી સિદ્ધ થાય છે.

૭ પ્રારબ્ધ ઉપર આધાર રાખીને બેસી રહેનાર માણસોનું આરબ્ધજ ભયંકર રોગ અને શત્રુ બને છે.

૮ પૂર્વભવમાં કરેલાં શુભ અથવા અશુભ કર્મનાં ફળ આ જન્મમાં મનુષ્યને સારા અથવા નરસાં ભોગવવાં પડે છે.

૯ પરમાત્મા ઉપર અચળ શ્રદ્ધા રાખીને જેઓ ઉદ્યમેન કાર્ય કરે છે તેઓ ચાહે તેવી વસ્તુ જરૂર મેળવે છે.

૧૦ ઉત્તમ કાર્યો પડતાં મુકી જુગાર અથવા વ્યસનોનો મોહ થાય તો તે પહેલાં ખાસ જન્માંના ગુન્હેગારને માટે આખા રાજ્ય બેગાં મુકી પછી એ ઉદ્યમમાં પગભરનું કાર્ય કરી પાછળથી બેસી લોકોને ભૂખે મરી—ભીખ માગવા જવાનો વારો ન આવે.

૧૧ દેશદ્રોહીઓની પરિક્ષા કરવાની ઇચ્છા થાય તો મંડળને સમજાવી તેમની પાસેથી જવાબ માગવો.

# સ્વીકાર અને અવલોકન.

**ભારત જીવનઃ-સંપાદકઃ શ્રીયુત્ ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. અમદાવાદ.**

સદરહુ માસિકના પાંચ અંક અમને અવલોકનાર્થે મળ્યા છે. પૂરાં નવેક વર્ષ પછી ભારત જીવનનો નવા જ રંગ-ઢંગમાં પુનરોદય થયો છે, એ જોઇ અમને આનંદ થાય છે. ધાર્મિક અને બોધપ્રદ વિષયોથી ભરપૂર આ માસિક પત્ર સનાતન-ધર્મ-પ્રેમી અને ખાસ કરીને શ્રીરામકૃષ્ણપરમહંસ અને શ્રી વિવેકાનંદના ભક્તોએ ખાસ મંગાવવા જેવું છે. અર્વાચિન સતીમંડળી, ગોરખજ્ઞાન, શ્રીમદ્ શંકરાચાર્ય અને ઉગ્ર ભૈરવ પરાજય વગેરે લેખો અવશ્ય વાંચવા જેવા છે. આવાં ધાર્મિક માસિકોની ગુજરાતમાં ઘણી જ ખોટ છે, એને પ્રસંગે ગુર્જર પ્રજામાં ધર્મજ્ઞાન પ્રસારવા હાલની સખ્ત મોંઘવારી છતાં રૂ. ૨-૮-૦ જેટલા લુજ લવાજમમાં પુનઃ ભારતજીવન પ્રકટ કરવા માટે શ્રીયુત્ ડાહ્યાભાઇને અમે અભિનંદન આપીએ છીએ.

**સુન્દરી સુબોધઃ-તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત્ રામમોહનરાય જસવંતરાય. અમદાવાદ.**

આ જુના અને જાણીતા સ્ત્રીોપયોગી માસિક પત્રની ઉપયોગીતા ઠરી ચૂકી છે. સુન્દરી સુબોધમાં આવતા ગદ્ય-પદ્ય લેખો પ્રત્યેક સુશિક્ષિત સ્ત્રી-પુરૂષે વાંચવા યોગ્ય જ હોય છે. " સ્ત્રીની ઉન્નતિ વગર દેશની ઉન્નતિ અશક્ય છે " એ આ માસિકનો મુદ્રાલેખ હોઇ, સ્ત્રિઓને હાથે ઉત્તમ સુંદર-રસિક લેખો લખાવી તેના ખાસ અંક પ્રકટ કરી સ્ત્રી વર્ગમાં જ્ઞાનનો ફેલાવો કરવાનો માસિકનો આદિ સિદ્ધાંત સફળ જ થયો છે. આવાં માસિકોના ગુર્જર દંપતી ગ્રાહક થઇ લાભ લે એ ઇષ્ટ છે.

**ચેતનઃ-તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત બટુકલાલભાઈ ઉમરવાડીયા. સુરત.**

પ્રસ્તુત માસિકના બહિર આંતર સૌન્દર્યમાં કંઇ જ કહેવા જેવું નથી. તેમાંના ભાવવાહી સાહીત્ય રસિક જનોને આનંદ આપે એવા લેખો ખાસ ધ્યાન ખેંચે છે. ચેતનમાં આવતા લેખો વાંચક હૃદયમાં નવું ચેતન પ્રકટાવે એવા છે એવું કહેવામાં કંઇ જ અતિશયોકિત નથી. " કવિ શ્રી દલપતરામભાઇ અને તેમનું સાહિત્ય જીવન " આ રસમય લેખ ખાસ આકર્ષક છે. માસિકની ઉત્તમતા જોતાં તેનો બહોળો ફેલાવો થાય એ ઇચ્છવા યોગ્ય છે.

**બાલ જીવનઃ-તંત્રીઃ-રા. કમળાકાન્ત. મુંબઈ.**

બાળકોને ખાસ ઉપયોગી એવા આ નયન મનોહર માસિકનો આ નવા વર્ષથી જન્મ થતો જોઇ અમને આનંદ થાય છે. સુંદર-સરળ ભાષામાં લખેલા પ્રત્યેક બાલોપયોગી લેખો ખાસ બાળકોને તેમને હાથે વંચાવવા જેવા-તેમને પાસે બેસાડી સારી રીતે વાંચી સંભળાવવા-સમજાવવા જેવા છે. બાળકો આ માસિકમાંથી સહેલાઇથી ગમ્મત સાથે જ્ઞાન લઇ શકે એમ છે. રા. કમળાકાન્તના આ ઉત્તમ સાહસમાં અમે તેમની ફતેહ ઇચ્છીએ છીએ.

ગૃહિણી ભૂષણ—વ્યવસ્થાપકઃ રા. રા. નંદલાલ ચુનીલાલ બોડીવાળા. અમદાવાદ.

સ્ત્રીઉપયોગી આ માસિકપત્રના ચાર અંક અમને અવલોકનાર્થે મળ્યા છે, જે વાંચી જોઈ જણાવતાં અમને આનંદ ઉપજે છે કે: એમાંના કેટલાક લેખ લેખક સ્ત્રી–પુરૂષોએ આવશ્ય વાંચવા જેવા છે. વિશેષોની પસંદગીમાં હજી સહજ વધારે લક્ષ્ય અપાય તો "ગૃહિણી-ભૂષણ" એ નામ સાર્થક થાય એમ અમે ખાત્રીથી કહી શકીએ છીએ.

નાગર ઉદય.—અધિપતિ:—રા. રા. જનેન્દ્ર ભોળાનાથ દિવાનજી. અમદાવાદ.

આ માસિકનો ૩ જા વર્ષનો ૧૧ મો અંક અમને અભિપ્રાય અર્થે મળ્યો છે. હાલની સખ્ત મોંઘવારી અને અધિપતિ બન્ધુના લખવા મુજબ નાગર વર્ગના અભાવે દર ત્રીજે મહિને પ્રકટ થતા આ માસિકમાં નિજ જ્ઞાતિ હિત સમ્બન્ધી વિશેષ ટીક આવે છે. ધાર્મિક લેખ પણ ખાસ વાંચવા જેવા જણાય છે. ખાસ કરીને નાગર બન્ધુઓ "નાગર ઉદય" ને ઉત્તેજન–આશ્રય આપે એ પસંદ કરવા જોગ છે.

જ્ઞાનપ્રચારક—તંત્રી. શ્રીયુત ગોવર્ધનભાઈ કાળીદાસ પટેલ B. A. આણંદ

પ્રતિષ્ઠિત લેખકોના લખેલાં ઉત્તમ પુસ્તકો અને જુદાં જુદાં માસિકો તેમજ વર્તમાન પત્રોમાંથી સારા સારા ઉત્તમ લેખો–કાવ્યો, ચુંટી કહાડી આ માસિક વાંચક વર્ગને જોઈએ એવું જ્ઞાન પૂરૂં પાડે છે. અમુક સ્વતંત્ર લેખો પણ તેમા નજરે પડે છે. ગમે તેમ પણ આ પદ્ધતિથી જ્ઞાન પ્રચાર માસિક દ્વારા ગુર્જર પ્રજામાં જ્ઞાન–પ્રચાર કરવાનો ઉદ્દેશ જરૂર સફળ થઈ શકશે એ નિર્વિવાદ વાત છે. સ્વદેશ અને સ્વદેશીની ભાવનાને આ માસિકમાં આવતા કેટલાક લેખ વાંચકોને રૂચિકર થઈ પડે એમ છે.

કુર્મિ પ્રકાશ.—તંત્રી અને પ્રકાશક: શ્રીયુત દેવજીભાઈ રણછોડભાઈ કાછ. સુરત.

આ માસીકના બે અંક અમને પહોંચ્યા છે. કણબી–પાટીદાર–કુર્મિ જ્ઞાતિ બન્ધુઓને માટે આ માસિક પ્રકટ કરી સ્વજ્ઞાતિ સેવા બજાવવાનો તેના પ્રકાશકનો હેતુ લાગે છે. જેમને માટે આ માસિક પ્રકટ કરવામાં આવ્યું છે તે બન્ધુઓ એને ઉત્તેજન ન આપે તો માસિકનો ઉદ્દેશ સફળ ન થાય કુર્મિ બન્ધુઓ આ માસિકને અમે તેનું પોતાનું એવું માનીને તેના ગ્રાહક થાય તો દિનપ્રતિદિન કુર્મિ પ્રકાશ સ્વજ્ઞાતિમાં જ્ઞાનપ્રકાશ પાડે એ સ્પષ્ટ વાત છે. અમે આ માસિકની ઉત્તરોત્તર ઉમેદ ઇચ્છીએ છીએ.

. આ ઉપરાંત Hitol Mahil—હિન્દ મહિલા, નવરંગ, જીવનામૃત, વ૦ માસિકો તેમજ "ગંગારામ કૃત અભિનવ સ્તુતિ" ન્યાય દર્શન [આધ્યાત્મિકપત્ર] વગેરે અવલોકનાર્થે તેમજ અવલોકનાર્થે મળ્યાં છે; જેનો અમે ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ.

( અવલોકન હવે પછી. )

---

૧૨ કામ–મહેનતથી પેદા થયેલી દ્રવ્યની ચીજનું શાન્તિ–આરામ ભોગવવો હોય તો જેમ બને તેમ તાજો રહેવાની ટેવ રાખવી.

૧૩ જો તમે તમારૂં કર્તવ્ય ઉત્તમ રીતે બજાવતા હશો, અને તમે સદ્બુદ્ધિથી તમારૂં કાર્ય કરી રહ્યા હશો, તો પછી ભાગ્ય મદદ આપશે કે નહિ તેની ચિન્તા કરવાની તમને કંઈ જરૂર નથી. મદદ તમને આપોઆપ મળશે; અને તેજ તમને દોરતા આવશે જોઈએ.

# નોકરોની સાથે કેવો વ્યવહાર શોભે ?

લેખકઃ—શ્રીયુત બાપાલાલ મોહનલાલ જોશી.



કેટલાક લોકો પોતાના મનથી એવું સમજનારા હોય છે કેઃ નોકરોની સાથે સ્નેહભાવ રાખવો, તેમની સાથે સદ્વ્યવહાર રાખવો એ વ્યાજબી નથી. કારણકે, એમ કરવાથી નોકરો બહુ જ સ્વેચ્છાચારી અને બેઅદબવાળા થઇ જાય છે. જેને અમે રૂપિઆ આપીને અમારા આરામની—સુખની ખાતર નોકર તરીકે રાખ્યા છે, જેઓને અમે પાળીએ છીએ. જેઓ કેવળ અમારી કૃપા ઉપર જ જીવનારા છે, એવા સામાન્ય હલકી સ્થિતિના—મજૂર વર્ગની સાથે ઉત્તમ વ્યવહાર રાખવો, તેમની સાથે શિષ્ટાચાર રાખવો એ બને કે ? નોકરોને ધમકાવ્યા વગર કે અગત્યનું જરીક નથીને કંઇ વાંકુ પડયું તો તેમનો અવશ્ય દંડ થવોજ જોઇએ ! તે વગર એ પાંશરા રહે કે ? અનેક લોકો આવા વિચારના હોય છે, ઘણે ઠેકાણે લગભગ અનેક લોકો નોકરોની સાથે આવી જાતનું વર્તન ચલાવતા જોવામાં આવે છે. સારા કોણ અને નઠારા કોણ તેની પણ એમને ગમ નથી પડતી. અને તેથી " ટકે શેર ભાજી; ટકે શેર ખાજાં" એ વાળા ઘાટ બને છે. કોઇ એક સજ્જને કહ્યું છે કેઃ—

ઝવેરી હોય તે જાણે, કરે કિમ્મત થઈ ધીરો;<br>
મુરખને મન સરખું તે, હશે જા કાચ કે હીરો.

તેમની પાસે ખોટી હાજી હા કરનારા, પરિણામે ભીખ મગાવનારા, મનુષ્યના આકારમાં કેવળ પશુ જેવા, અનેક જણનાં સુખ અને શાન્તિમાં આગ લગાડનારા ફાવી જાય છે. કોયલના રૂપમાં એ કાગ વૃત્તિવાળા નોકરોનાં મૂળ કેટલે ઉંડે પાતાળમાં પેઠાં છે તેની વાત જ્યારે તેમના જાણવામાં આવે છે, જ્યારે કંઇ આડી અવળી થાપ લાગે છે ત્યારેજ તેમની આંખ ઉઘડે છે. તેમ છતાંય તેમને સાન આવી અમારા જોવા—સાંભળવામાં આવી નથી.

તેમના જ્ઞાન ડહાપણ અને અનુભવની અમે કયાં સુધી વાત કરીએ. નાલાયક લુચ્ચા, ચોર અને એક ગુલામની સાથે જે વર્તન છાજે, તેવી જ રીતે તેઓ એક સંસ્કારી—સમાજ નોકરની સાથે વર્તે છે. તેમની આગળ જે આવે તેને એકજ એસે મુકવાની વાત. ન કરે નારાયણને કદી જો તેઓ નોકરના સ્હામે નજર કરે તો નોકર બીચારો ત્યાંને ત્યાં જ ઠરી જાય ! એ સંબંધી વધારે માહિતિ તો જેણે કોઇ વખત શેઠ કે અમલદારની કરડી નજર જોઈ હોય તેને પૂછવાથી જ મળી શકશે. નોકરોને જોતાની સાથે તેમનાં મ્હોં જાણે કયાંય ઉતરી ગયેલી કઢી જેવાં થઇ જાય છે ! નોકરની સાથે મધુર શબ્દોથી પ્રેમપૂર્વક વાત કરવામાં તેઓ બહુ જ હિણપત માને છે. નોકરો ઉપર દયા કરવી એતો જાણે મ્હોટામાં મ્હોટુ પાપ જ ન હોય ! એટલે સુધી કેઃ પોતાનો ૐ પાડવાની ખાતર તેઓ કેટલીક વખત નિરપરાધી નોકરોને કઠોર વચન કહી સંભળાવે છે. અરે ! અમે એવા પ્રત્યક્ષ કેટલાક પિશાચ પ્રકૃતિના, પોતાની અમલદારી—મોટાઇનો દોરદમામ બતાવતા એક નજીવા કારણસર હાથ નીચેના માણસોને—નોકરોને માર મારતા—ટીપતા જોયા છે.

માર તો શું ! તેમની સજ્જનતાની શી બલિહારી ગાઇએ ! તેમના મ્હોંથી નીકળતી ગાળો સુધ્ધાં જે ગૂરખારી આત્માએ એક વખત પ્રત્યક્ષ સાંભળી છે તેજ તેમના વિવેક કદાપણ અને તેમની કુલિનતાની કલ્પના કરી શક્યા છે. પાણીઆરાના મુનશી જેવા પોતાના હાથના નોકરોને અનુચિત માર મારી જર્જરિત કરવાને પોતાનો પુરૂષાર્થ બનાવવાની ખૂંટી લાલસા રાખનાર એ નિષ્ઠુર મનુષ્યો તરફ અમે કેવળ દયાની લાગણીથી જોઈએ છીએ. શું નોકરોની સાથે એવો નિર્દય અને કઠોર વ્યવહાર રાખવો ઉચિત છે કે ? આથી તેમનું માન અને મરતબો વધે છે કે ? કોઇકાળે નહિં. ઉલટું એમ કરવાથી ઉલટું જ ફળ પેદા થાય છે. એવા સાંકડા દિલના માલિક તરફ નોકરોની ભક્તિ, શ્રદ્ધા અને મમતા જે હોય છે તે પણ ઓછી થાય છે. અને અપમાન પામેલા અભણ નોકરો એકસંપ કરીને પોતાના અપમાનનો બદલો લેવા માટે માલિકની વિરૂદ્ધમાં અનેક પ્રકારનાં કાવત્રાં રચે છે. ઉપરાંત કંઇ નહિં તો સુખે જંપીને બેસવા તો નથી જ દેતા. અંગ્રેજ પ્રજામાં પોતાની જાતિ ઉપરનો પ્રેમ એટલો બધો પ્રબળ છે કે તેઓ એક બીજાના કલ્યાણ-ઉદયને માટે નિઃસ્વાર્થ રીતિથી કેવળ તનતોડ મહેનત કરે છે. તેઓ અન્યોન્ય જાતિ-બંધુને પ્રેમ પૂર્વક સાવ ઉચ્ચ-માન આપે છે. પોતાની જાતિની નિન્દા કરી તેઓ આપણી માફક મહાપાપ વ્હોરતા નથી. મ્હોટામાં મ્હોટા ગુન્હો કરવા છતાં તેઓ પોતાના નોકરને આપણા દેશની માફક કઠોર શિક્ષા નથી કરતા. ગોપની ચોરી કરનારને ત્યાં સખ્તાઈનો માર નથી પડતો. પરન્તુ અમારે ત્યાં તો વાતવાતમાં ગમે તો દેશી હોય કે પરદેશી દાસ-દાસી હોય પણ તેમનો તિરસ્કાર કર્યા વગર તેમના બળતા આત્માને ટાઢક જ ન વળે ! કોઇ કોઇવાર ધક્કા મુક્કી પણ થાય ! માલિકોના આ અપમાનજનક વ્યવહારથી નોકરોનો સ્વભાવ હમેશાં બગડતો જાય છે. તેઓ માલિકને શત્રુ જેવા જુવે છે. માલિકોથી છાના છાના તેઓ ઘરમાં-ઘર અંદર કંઇક ગોટાળા વાળે છે.

કોઇ એક કોટ્યાધિપતિ શ્રીમાન્ શાહુકારની સાથે એક વિદ્વાન માણસને ગાઢ સંબંધ હતો. શેઠ સાહેબ પોતાની પાસે જે કોઇ આવે તેના મ્હોં આગળ સૌથી પહેલી પોતાના નોકર-ચાકરની જ વાત કરતા. તેઓ કહેતા કે: મ્હારે ત્યાં કેટલાય નોકર રહી ગયા; હાલ પણ કેટલાક છે; પરન્તુ પ્રભુ જાણે શું છે કે: મ્હારા ઘરમાં કોઇ દિવસ એક પાઈનીય ચોરી થતી નથી ! હિસાબમાં એક બદામનીય ભૂલ ન મળે ! રૂપિઆ-પૈસા, ઘરેણું ગાંઠું, કદાપિ કોઇ ઠેકાણે એમનું એમ ભૂલથી રહી ગયું હોય તો તેઓ નિયમિત રૂપાળ-બાંધ મારી પાસે આવીને મને હસતા હસતા પ્રેમ પૂર્વક સોંપી જાય છે. એક દિવસ શેઠાણીએ તેમને કહ્યું કે: " નોકરો આપણા ઘરનાં બાળકોથી પણ વધારે દયા-પાત્ર છે. આપણા નોકરો આપણી ક્યાં રજે અજાણ્યા છે ! તેઓ બાળકની માફક હમેશાં મ્હારી આજ્ઞાની વાટ જોતા હાથ જોડીને આનંદપૂર્વક પ્રસન્નચિત્તે મ્હારા સામે કલાકોના કલાકો સુધી ઉભા રહે છે. જુવોને આપણી તાબેદારી કેવી ઉઠાવે છે ! તેમને તો જે વખતે જે જોઇએ તે આપી હમેશાં સંતોષવા જોઇએ. તેમને સુખી કરવાને આપણે આપણાથી બનતું

‡ અમદાવાદની એક સુપ્રસિદ્ધ મીલના એક અમલદારે કોઈ એક બસ ગરીબ નિર્દોષ માણસની સાથે અણઘટતું વર્તન ચલાવી પોતાની સત્તાની પ્રતિષ્ઠા ગુમાવી આખર માર ખાઈ-બધાબાધ પોતાના શરીરને કેવો સાંભળ્યો હતો. અધિકાર-મદથી વર્ગની સાથે કેમ વર્તવું તેનું શિક્ષણ લીધા પહેલા અમલદારીમાં ઘડી જનાર સજ્જનોને બહુ જ સાવચેત રહેવાનું છે. લેખક.

શકે તેટલી તેમને મદદ કરવી જોઇએ. જ્યારે તેઓ સઘળામાંનું એક પણ માંદુ થાય છે ત્યારે ખરેખર મ્હારો જીવ કપાઇ જાય છે; મ્હને ખાવું-પીવું પણ ગમતું નથી. એવે વખતે તેમની પાસેથી મ્હને ઉઠવાનું પણ ઠીક નથી લાગતું. તેઓ બીચારા ક્યાં ક્યાંના રહેનાર હોય છે. અચાનક માંદા પડીને દુઃખના માર્યા જ્યારે તેઓ " ઓ મ્હારી મા ", " ઓ મ્હારા બાપ " કહીને બૂમો પાડે તે વખતે હું તેમના કપાળે હાથ ફેરવી તેમને આશ્વાસન ન આપું-હું તેમની સંભાળ ન લઉં તો કેવું દેખાય ! મ્હારાથી એવું કાળાંતરેય ન બને. જુવોને, તેમના ઉપર વિશ્વાસ વગર તમે તેમને તિજોરીની ચાવીઓ વગેરે સોંપો છો ? પરન્તુ નાથ ! તેઓ સઘળા પણ તમારા હિતની ખાતર-તમારી આજ્ઞા ઉઠાવવાને જરીય આળસ કરે છે કે ? અરે ! તેઓ પ્રાણની પરવાહ રાખે એવા નથી. "

શેઠજીના ઘરમાં સૌ સૌના કામની ગોઠવણી પહોંચણીજ થઇ ગએલી-સૌ પોતપોતાનું કામ ઉત્સાહથી, કાળજીપૂર્વક-અતુલ સાવધાનીથી કરતા; પરન્તુ જો અચાનક તેમાંનું કોઇ બિમાર થયું તો તેના કામની જરીકે રૂકાવટ નહી થતી. રજા ઉપર જનાર માણસનું કામ એકબીજા સલાહસંપથી ખુશીથી કરી લેતા. તેમને માટે કંઇ નવા માણસો રાખવાની જરૂર નહોતી પડતી ! રજા ઉપર જનારનું કામ કરવામાં કોઇનું મ્હોં પણ નહતું ચડતું. ઃ અમારા આજકાલના શેઠીઆઓની પાસે કારકુનનું-ઓફીસરનું કામ કરનારા ચાકરોને રોતાં રોતાં સિપાહિનું કામ કરવાનો વારો પણ નહતો આવતો ! નોકરોને દમ ભરાવતાં નો અમારા એ દયાવાન શેઠને જરીક પણ નતો આવડતો. રજાઓના દહાડા કાપવાની તેમને આદત નહોતી. અરે ! ઉલટો નોકર- મજૂર માંદો પડતો તેને માટે દવા-દારૂની વ્યવસ્થા પણ પેઢી તરફથીજ થતી. એવી સાહેબી તો નોકરને ઘેર પણ ન હોય ! પોતાના નોકરોને ધર્માદા દવાખાનાંઓમાં મોકલવામાં તે પોતાની નાલાયકી સમજતા-ભૂલેચૂકેય ન જવા દે ! એટલું પણ ખરૂં કે: તેમના દેવ જેવા ગુણોને લીધે તેમને ત્યાં એક પણ નોકર ચોર, દગલબાજ, જુઠ્ઠો ચોડી ખુશામતવાળો નહોતો જણાતો. ખુશામતિઆ પરતંત્ર મગજના અમલદારોજ ખુશામત કરનારા ગુલામોને શોધતા ફરે છે. પોતાના માલિકની સાથે નિષ્કપટ વ્યવહાર રાખનાર માણસોની સંખ્યા જગતમાં થોડી નથી; પણ જે માલિક જેવા નોકરોને શોધે છે તેવાજ તેને મળે છે, નહિ તો પરમાત્માની આ અનંત સૃષ્ટિમાં કશાયની ખોટ છે કે ? નોકરની સાથે નિષ્કપટ વર્તન રાખનારો-તેમના કલ્યાણ સાધનમાં તત્પર રહેનારો-આધીન મનુષ્યોનો પ્રેમ મેળવવાની આકાંક્ષા રાખનાર સુભાગી માલિકમાં નોકરો પરમાત્માનાં દર્શન કરે છે. તેમને માટે નોકરો પ્રાણની પણ પરવાહ ન કરાણે મૂકે તેમાં કંઇ આશ્ચર્ય નથી ? સ્વામિ-ભક્તિનો પાઠ જગતની પ્રજા આ દેશનાં ગ્રંથાનો પાસે-થીજ શિખી શકશે. અંતિમ એજ કે: આ દેશના વ્યાપાર-ઉદ્યોગને આગળ વધારવાની વૃત્તિવાળાજનોએ આધિન કામદાર વર્ગનો પ્રેમ મેળવતાં શિખવું જોઇએ. પ્રેમ મેળવ્યા વગર કેવળ બળાત્કારથી જે કામ લેવામાં આવશે તેમાં મજા નહિ રહે. પ્રેમ વગર પશુ પણ માલિકને ચ્હાતાં નથી. સત્તાથી નહિ પણ સ્નેહથીજ સ્નેહ મળશે. માખણ તારવી આપનારને ચોકખી છાશ તો મળવીજ જોઇએ. ગમે તેમ પણ શ્રીમંતોએ દીન-દુઃખીનો હાથ પકડવો જોઇએ. અમે તો એજ કહીશું કે:

" ગ્રહી જો બાંહ તો લજ્જા તમારાંની તમોને છે. " ॐ શાન્તિઃ

1. "There are certain bodies which when warm and dry acquire by friction, the property of attracting feathers, filaments of silk or indeed any light body towards them. This property is called electricity, and bodies which possess it are said to be electrified." (Linneus Cumming.)

"એવી કેટલીક વસ્તુઓ છે કે જે જ્યારે ગરમ અને સુકી હોય છે ત્યારે ઘર્ષણથી પીંછા, રેશમના દોરા અને ટૂંકમાં વજનમાં હલકી કોઇ પણ વસ્તુને પોતાની તરફ ખેંચવાનો ગુણ ધરાવે છે. આ ગુણને વિદ્યુત્ કહેવામાં આવે છે; અને જે વસ્તુઓ તે ગુણ ધરાવે છે, તે વિદ્યુન્મય થએલી કહેવાય છે." (લીનીઅસ કમીંગ.)

2. The theory of electricity adopted throughout these lessons is, that Electricity whatever its true Nature may prove to be, is not matter, and is not energy; that it resembles energy in one respect, however, in that, it can not be created nor destroyed. (Silvanus P. Thompson.)

"આ સર્વ પાઠોમાં વિદ્યુત્‌નો જે સિધ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો છે તે ગમે તેવા સ્વભાવની પણ એકજ વિદ્યુત છે, એ નથી. આ વિદ્યુત ભવિષ્યમાં તે ગમે તે હોવાનું સાબીત થાય તોપણ તત્વએ નથી તેમજ શક્તિ પણ નથી. તે તત્વ અને શક્તિના એકજ અર્થમાં અનુરુપ છે; તોપણ તેને ઉત્પન્ન કરી શકાતી નથી તેમજ તેનો નાશ પણ થઇ શકતો નથી." (સીલ્વેનસ. પી. થૉમ્પસન.)

3. "Whatever electricity is, it is impossible to say, but for the present it is convinient to look upon it as a kind of invisible something which powades all bodies"

"It is almost absolutely necessary to look upon electricity as a something which flows along the conductor."

(W. Perrin-Maycock.)

"વિદ્યુત્‌નું સત્ય સ્વરુપ શું છે, તે કહેવું અશક્ય છે, પરન્તુ અત્યારે તો તેને અદ્રશ્ય કાંઇક કે જે સર્વ વસ્તુમાં વ્યાપક છે તે તરીકે લેખવી સરળ છે."

"વિદ્યુતને એવા કાંઇક તરીકે લેખવી એ ઘણુંજ અગત્યનું છે કે જે વાહક પદાર્થમાં વહે છે." (ડબલ્યુ. પરિન મેકૉક.)

4. "There is nothing more certain to-day that electricity is not a fluid." (Prof. Rowland.)

"અત્યારે તો વિદ્યુત પ્રવાહ નથી તે શિવાય બીજું કાંઇજ નક્કી થયું નથી." (પ્રોફેસર રોલેન્ડ.)

સમગ્ર વિશ્વ સર્વદા વિદ્યુન્મય જ છે. હેનું રહસ્ય ભૌતિક વા રાસાયણિક બળ વિના સહજમાં કળાતું નથી.

અત્યાર સુધી જગત્ સમક્ષ જે કાંઇ મૂકવામાં આવ્યું છે તે ઉપરથી તો માત્ર વિદ્યુતની અસર વાહક પદાર્થોમાં શી રીતે ઉત્પન્ન કરવી, અને હેને મનુષ્ય પ્રાણીના વ્યવહારોપયોગી કાર્યો માટે વિવિધ રીતે કેમ ઉપયોગમાં લેવી તેજ નક્કી થયું છે. અટલે અંશે પણ વિજ્ઞાનવેત્તા આ સમયે જગતનાં વિવિધ કાર્યોમાં જે જડગામી શક્તિ ઉપયોગી નિવડેલી જુવે છે તે સફળતાનું એક અધિક લક્ષણ છે. વિસમી શતાબ્દિના અન્તમાં આ સ્વપ્નના સ્થાનમાં જગતના ઉપયોગાર્થે કયું નવિન સ્વપ્ન વિશ્વની કયી મુર્તિનો આવિર્ભાવ કરશે તે માત્ર જગન્નિયન્તા જ જાણી શકે છે.

સૃષ્ટિના આવા મૂળ ઉપાદાન તત્વના ઐતિહાસિક વૃતાન્ત પરથી સિદ્ધ થાય છે કે આપણાં પ્રાચીન પુસ્તકો અને દન્તકથાઓમાં વર્ણવેલી વાતોપરથી જણાય છે કે તે સમયે સમુદ્ર ઉપર મુસાફરી કરતાં ઘણાં વ્હાણ અમુક ખડક તરફ એકાએક ખેંચાઇને ભાંગી જતાં હતાં. તેથી તેમ થતું અટકાવવાને પ્રાચીન આર્યો પોતાનાં વ્હાણને લોખંડને બદલે ત્રાંબાનાં પતરાંથી મ્હડતા હતા; કારણકે સમુદ્ર માંહેના ઘણાં ખરાં ખડકોમાં ઘણા ચુમ્બકીય પત્થરો હોવાથી સમુદ્રમાં મુસાફરી કરતાં લોખંડનાં પતરાં મ્હડેલાં વ્હાણ, હેમના ભારે ચુમ્બકીય બળથી હેમની તરફ ખેંચાઇને અથડાઇ ભાંગી જતાં હતાં. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે લોહચુમ્બકમાં લોખંડને પોતાની તરફ ખેંચવાનો ગુણ હોય છે, માટે પ્રાચીન આર્યો ત્રાંબાનાં પતરાં વાપરતા હતા. (અપૂર્ણ.)

---

[અનુસંધાન પાના ૧૮૪ નું]

ઉતાવળું ઉતાવળું બોલતી તે ઉભી રહી. તેણે ઘણુંએ બોલવા પ્રયત્ન કર્યો પણ ડૂમો ભરાઇ જવાથી તે કાંઇજ બોલી શકી નહિ. પિરોજાના કાળજામાં આથી મહા ફફડાટ વછૂટ્યો તેણે અનેક પ્રકારે આતુરતા પૂર્વક બે ત્રણ વાર એનું કારણ પૂછ્યું, પણ તેને કેવળ “રોકજીને” એ શબ્દો વગર બીજો કાંઇજ પ્રત્યુત્તર ન મળ્યો. આથી પિરોજના પ્રાણ કંપી ઉઠ્યા. અધિરી બાળા ભડભડ ધડભડ કરતી નીસેરણી ઉતરવા જતાં અચાનક પગ લપસી જવાથી ઉંટ ભોંય જઇ પડી. તેને શું વાગ્યું કેટલું વાગ્યું તેની અમે અત્યારે કંઇ તપાસ કરીએ પણ વારુ! જુવો તો ખરા! આ શું? જરીક આગળ આવો! આ નાકા ઉપર પેલી બાગની મોટરમાં પાંચ-સાત માણસોની વચમાં પેલો લોહી-લુહાણ પુરૂષ છે. એ કોણ? અરે! પણ એ મોટરને છેક આમ ખાંચામાં લાવવાનો નિરર્થક પ્રયત્ન શા માટે થાય છે? ઓ હો હો હો હો! આ મોટરની આસપાસ આવડું બધું મ્હોટું જુમલું લુચ્ચા-પાંગળા માણસોનું લશ્કર શેનું? શા માટે પેલાઓ. શાયબો, આસ્તેથી, ગભરાઓ ના, ઉતાવળા ન થાઓ, કરી મહા ખળભળાટ મચાવી રહ્યા છે. અરે રામ રામ રામ રામ! આતો પિરોજનું ઇન્સ્પેક્ટર-નરમદિલ નરિમાન! નાના, નરિમાન તે હોય? હા, એતો એજ નરિમાન! એજ લોહી લુહાણ નિર્દોષ નરિમાન! હેં હેં? હા, એતો એજ પિરોજનો પ્રાણ! મજૂર બંધુઓનો દિલસોજ મિત્ર! ત્યારે ગલકડું માંગડુ સુરતાનો દોસ્ત કે દુશ્મન?

(અપૂર્ણ.)

દુર્લભ સદ્‌ગુણ ક્યાંથી હોઈ શકે ? ફીકર ન કરતા, હું કમઅક્કલ ઓરતની બુદ્ધિ પ્રે ખરેખર ખ્હેર જ મારી ગયેલી, નહિતર આ પત્ર લખવાનો પ્રસંગ ક્યાંથી હોય ? કૂલિ –ખરા ખાનદાનની દોસ્તીથી જ માણસો હમેશાં શોભે છે–પરિણામે સુખી થાય છે એ હું ખરી ખાત્રીથી માનું છું. હલકી ઓલાદના માણસો ગમે તેટલા અમીર–ઉમરાવ થ છતાં ફાવે તેટલા ચોપડા ફાડી જ્યાં ત્યાં આગળ પડી ડાહી ડાહી વાતો કરી ઉપરથ ઉજળા બનીને ફરે તેમ છતાં પરિણામે તેઓ પોતાની જાત પર ગયા વગર ન જ રહે એ માનવાને આજ મ્હને પ્રત્યક્ષ કારણ મળ્યું છે. વિદ્યા અને લક્ષ્મીથી ખરી ખાનદાની નથ આવતી એ વાત નિર્વિવાદ છે. હવે જ હું સમજી કે: જગત્ ચ્હાય તેમ કહે પણ બીજન પ્રભાવ ક્યાં જાય ? ગુસ્તાદ ! ત્હેં મારા જેવી ભલી ઓરતપર કુદૃષ્ટિ કરી લ્હાણુ કાઢી એવો ખ્યાલ ન કરતો–ત્હેં સાચે તેથી ત્હારી પોતાની હલકી ઓલાદ પૂરવાર કરી આપ છે. ત્હારાં માત–પિતા નેક–પાક હોત તો તું આવો નાપાક ન થાત. એક વિદ્વાન કહેલું મ્હને અત્યારે બરાબર યાદ આવે છે કે: વ્યભિચારી માત–પિતાનાં સંતાન તેવાં જ વર્ણસંકર–વ્યભિચારી નીવડે છે એમાં જરાય સંશય નથી. ગુસ્તાદ ! ધીક્કાર પડ્યો ત્હારા જીવતરને ! ત્હેં મ્હારાપર કુદૃષ્ટિ કરી ત્હારી માતા ત્હારા જેવી રખડતી વ્યભિચારિણી હતી એ જગતને સ્પષ્ટ બતાવી આપ્યું ! શરમ છે ! મ્હારૂં પવિત્ર હસવું ખેલવું જોઈને ત્હેં તેનો અવળો અર્થ કર્યો ! મ્હેં ત્હારાં કપડાં ધોયાં, ત્હને ઉન્હી રસોઈ ખવરાવી, અરે મ્હારા ભલા ભરથારની કેવળ ત્હારી સાથેની દોસ્તીને લીધે તેના ખાસ ફરમાનથી જ છૂટથ બોલી ચાલી આનંદ–વિનોદ કર્યો, તે ત્હારાથી જરવાયુ નહિ–ગંગાજળને ગટરમાં નાંખવ જેટલી જ ત્હારી અક્કલ કે ? આજ તું એક મ્હોટો માસ્તર થયો તેથી શું થયું–તું એ દિવસનો મ્હારો આશ્રિત છે એ ભુલીશ નહિ. તું ત્હારી સઘળી ઇજ્જત અને આબરૂ મ્હારે પગમાં મૂકે છે ખરો, પણ મૂર્ખ ! ત્હારે વળી ઇજ્જત અને આબરૂ છે જ ક્યાં ? જો હોત તો તને આજ આવી દુષ્ટ બુદ્ધિ સૂઝે ખરી ? તું લખે છે એ સત્ય છે.* મ્હારા ઉપકાર અને સ્નેહનો બદલો તો તું મ્હારો ગુલામ થાય તો પણ ન વાળી શકે. મ્હને નથી સમજ પડતી કે: એવો તું મ્હારા ગુલામથીય હલકો આવી પાપવાંચ્છના કેમ કરી શક્યો ? ત્હને એવો વિચાર જ કેમ પૈદા થયો ? ગુલામનું શું ગજું કે: તે આટલે સુધી પ્રયત્ન કરે–તેનામાં આટલું સાહસ શી રીતે પૈદા થાય ? તું જેવા ગુલામોના માથાં નેક–પાક રમણીઓના લત્તા પ્રહારોથી અવશ્ય ભાગી જશે એમાં સંશય ન રાખીશ. મ્હને લાગે છે જરૂર ત્હારો ભગડવાકાળ છે. તું અવશ્ય યાદ રાખજે કે: મ્હને કાળાંતરેય બેઆબરૂ કરી શકીશ નહિ–મ્હને અપવિત્ર–ભ્રષ્ટ કરવી એ ત્હારા જેવા લાખ શયતાનોના હાથમ નથી જ. સ્ત્રિઓ પોતાની ઇચ્છાથી જ પવિત્ર રહી શકે છે–બગડી શકે છે. આ ત્હારા આશાભર્યા પત્રનો પ્રત્યુત્તર વાંચીને તું ઉકળશે કે ? ઉકળે તો તેથી મ્હને શું ? જે વખતે આ પત્ર ત્હને મળશે તે વખતે તો મ્હારાં નાથ ત્હારી અને ત્હારા જેવા બીજા માલિકની ગુલામગિરીમાંથી હમ્હારનાય મુક્ત થઈ ગયા હશે. હું ભોળી આજ સુધી ત્હારા વિશુદ્ધ માની બેઠેલા સ્નેહમાં હમેશાં ઉમંગભેર સ્નાન કરતી હતી. આજ હું ત્હારા એ સ્નેહનું અને સાથે સાથે ત્હારૂં પણ અંતિમ સ્નાન કરૂં છું. હવે પછી ખુદાનો ડર રાખી મ્હારા

---

* અંક ૪ થામાં ગુસ્તાદે પિરોજાને લખેલો પત્ર ફરી વાંચો. લેખક.

પ્રભાવ છે કે નરિમાન મજૂરી કરીને ગમે તેટલો થાકીને ઘેર આવ્યો હોય પણ જ્યાં પ્રિયાને જોઇ કે તેનો સઘળો થાક-શ્રમ ક્યાંયે ચાલ્યો જાય છે. કારણ આજની કેટલીક સુધરેલી બાલાઓની માફક પતિને ઘેર આવવાને વખતે તે હાથમાં ટેનિસ પકડીને ઉંચી એડીવાળા બુટ પહેરી, ચકલીના માળા જેવા વાળ ગુંથીને મેમ સાહેબની માફક સ્વચ્છંદપણે ઝુલાવતી હોરમાંને હોરમાં કોણ જાણે ક્યાંય અથડાતી કુટાતી ફરતી નથી. પતિપ્રાણા પિરોજાએ સઘળો આનંદ-મોજ પતિ દર્શન-સેવામાજ સમાયેલાં જોયાં છે. નથીને જરા મગજનુ માથુ દુઃખ્યું તો તે તેનાથી દૂરને દૂર રહી ગોખે હાથ ટેકવી-ગાલે હાથ મુકીને બહેનપણીની માફક બેસી નથી રહેતી, એ વખતે તેના મનની અવસ્થા તે જ જાણે છે. નરિમાનને આરામ ન થાય ત્યાંસુધી પિરોજાને પાણી પિવાનુય ન ગમે-ખાવાની તો વાતજ ન કરશો. ચોવિસે કલાક અખિરી પિરોજા પતિને ઓશિકે બેસી મન-પ્રાણ પૂર્વક પતિ-સેવા કર્યા કરે છે. નરિમાનનો અર્ધો રોગ તો વગર દવાએ કેવળ પત્નીની સેવા સુશ્રુષા, સ્નેહ-મમતાથી જ ચાલ્યો જાય છે. પ્રિયતમાનું સ્નેહ ભર્યું વિનોદી સ્વભાવ યુક્ત મલકાતું મુખડું જોઇનેજ તેનું સઘળું દુઃખ ભાગી જાય છે. નરિમાન સહજ બે કલાક તેની સાથે ન બોલે તો તેનો જીવ ઉડી જાય-તે રડી રડીને મરી જાય-જ્યાં સુધી પતિ મનાય નહિ ત્યાં સુધી તે "પોતે મ્હેં શો અપરાધ કર્યો કે તે આજ મ્હારી સાથે બોલતા નથી" આવા આવા વિચારમાંને વિચારમાં મનથી મુંઝાયા કરે. અપરાધની ક્ષમા માગતાં તેને જરા વાર ન લાગે. પતિ રીસાયા તો ભાવ (પગર) પહોંચી જઇએ એવું પિરોજાને ન્હોતું આવડતું! પિરોજા જેવી સદ્‌ગુણી પતિ પ્રેમ પરાયણા રમણી અમે ક્યાંય નથી જોઇ. નરીમાન! ત્હારાં અહો ભાગ્ય છે! પિરોજાના જેવી ટેકવાળી ગુણસુંદરી ત્હને મળી છે, પછી ત્હને સંસારમાં શું જોઇએ! પ્રભુની ત્હારા ઉપર સંપૂર્ણ કૃપા છે. તું સર્વ વાતે સુખી છે. ઇશ્વર ત્હને અખંડ સુખ આપે!

આજે પણ પિરોજા હમેશાની માફક બની ઠનીને વિરામાસન ઉપર બિરાજી ગઇ છે. અંતરમાં ગઇ રાતની સંભાળતી—અનેક પ્રકારના વિચાર વમળમાં ગોથાં ખાતી—મનથીજ મનથી કંઇક શંકા સમાધાન કરતી આતુર નયને પતિનાં પગલાં જોતી રહી છે. રસ્તે જતા અનેક સાયકલવાળાઓના બેલના ટંકારા કાને અથડાતાં ક્ષોભે પતિ તો ન હોય એવી વારે વારે ભ્રાન્તિમાં આવી જઇ દુર દ્રષ્ટિ કરે છે, પાછી છાતીમાની બેસી રહે છે. આ સ્થળે એ પણ જણાવવાની અમને અગત્ય લાગે છે કે નરિમાન એક સારામાં સારો સાઇક્લિસ્ટ છે—પહેલો નંબર છે.

પિરોજાએ કોણ જાણે આજ કોનુય મ્હોં જોયું છે. આજે સ્હવાર થયું ત્યારથી જ તેના આત્માને શાન્તિ નથી. પથારીમાંથી ઉઠી ત્યારથી જ તેની જમણી આંખ બેસુમાર ફરકવા લાગી છે. એ અભાગિનીએ તેનો ભાવ ભજવવામાં હવે જરીએ ફુરસદ નથી રાખી, તો પછી આ શું? કદાચિત સહજ રહી જઇને વળી એ પાપિણી ફરીથી કેમ પલકારા મારી રહી છે? હજુ કંઇ અધુરૂં રહી ગયું છે કે? આ વખતે તો પિરોજાની આંખ પૂર જોરમાં પલકારા લેવા લાગી, તેની સાથે જ તેનું કાળજુ કંપી ઉઠ્યું. તેના હૃદયમાં અનેક પ્રકારની અમંગળ શંકાઓ ઉપજવા લાગી. એજ ક્ષણે ટપાલમાં કાગળ નાખવા ગયેલી ચાકરડી હાંફળી ફાંફળી રોતી-કકળતી ઉઘાડે પગે દોડતી પિરોજાના સ્હામી આવીને કંઇક

## ॥ श्री कर्मवीराष्टकम् ॥ ३ ॥

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥१॥ गीता ।

જેવી તૃપ્તી દાળ ભાતે જણાય, તેવી તૃપ્તી ખીચડીથી ન થાય,
જે આબાદી ભારતે વર્ણ ભેદે, ના આબાદી વર્ણનાશે કરે તે.

સર્વે ત્રૈવ " કરો કરો " સહુ કહે, કર્તવ્ય કો ના કહે,
કર્તવ્યનું સમજ્યા વિના જગતમાં કોઇ ન કર્મી રહે,
કર્મો કર્મ વિકર્મના ભ્રમણમાં ગોથાં ઘણા ખાય છે
વિદ્વાનો પણ કર્મમાં ગતાગતે લોભાય, મોહાય છે. ૧

ડોળી આપ મરે સમુદ્ર સઘળો રત્નો ન લેવાય છે
તારૂથી તરતાં શિખેલ નરને મોતી મળી જાય છે,
કર્તા આપ કુતર્ક મર્કટમતી થાકી ઘણા જાય છે
શ્રી વેદાદિત કર્મની ગહનતા વેદેજ વેદાય છે. ૨

સર્વેથેવ પરોપદેશ કરવો પાંડિત્ય પેખાય છે
વર્તાને વરતાવતા જગતને કોઇક લેખાય છે,
કર્તા ભાષણ પંડિતો ન પળતા આપે, પળાવ્યા વહે
તેનાં ભાષણને ખરે ભષણ છે, એવું સહુ કો કહે. ૩

જાણો કર્મ, અકર્મ, તેમજ વળી જાણી વિકર્મો બધાં
અકર્મી ન થવું, વિકર્મ તજવાં; સત્કર્મ કર્વાં સદા,
છે વર્ણાશ્રમ યુક્ત નિત્ય સઘળાં તે કર્મ કર્વાં સદા
જે વર્ણાશ્રમ નિન્દ્ય કર્મ કરશો, તે પામશો આપદા. ૪

પોતાનાં વિરૂપાં વદાય, પણ તે છે કર્મ શ્રેયપ્રદ
બીજાનાં સારૂપાં જણાય પણ તે છે કર્મ દુઃખપ્રદ,
કર્મો સિદ્ધિ અસિદ્ધિમાં સમ રહી કર્તવ્ય કર્મો સદા
કર્મીઓ કરતા કવાસ નહિ તે સંસિદ્ધિ પામ્યા જના. ૫

સદ્ધર્માશ્રમ યુક્ત કર્મ કરતા પુણ્યક પુણ્યાત્મા
ને વર્ણાશ્રમ વિરૂદ્ધનો જગતમાં નિન્દાય દુષ્ટાત્મા.

# ખરી કર્મવીર !

હવે, કહોજી કંથ ! કેમ હું કેવી કર્મવીર ખરી ?
પરણ્યાં પહેલાં મ્હને માતને પેટ પ્રભુએ ઘડી,
ભલા બિચારા ભોળારામને પછી જનેતા વરી—કેમ હું
હું જન્મી ત્યાં ભલા તાતને સરસ નોકરી જડી,
ઘણી ગણાઇ ભાગ્યવતી હું દેકુ પગલી કરી—કેમ હું
કહો, કંથજી ! તમે ખરે–ખર !–કેવી રહું છું બની ?
ચાડુ જાઇને અલ્પ હસુ ત્યાં જાય કંઇક જન ઠરી !—કેમ હું
ખરેખરા વાહ ! લાલ તમારે પ્હાને ક્યાંથી પડી ?
જુવો ! આરસી મહી આપણાં વદન શ્યામળાં જરી—કેમ હું
પાડું છોડીયાં માત તમારી રહે રોજ બહુ રડી,
તાત તમારાને હું પળભર નયને નચવું જરી—કેમ હું
કરો ચોરી કે: જાઓ નાચવા ઘાટ' ગમે તે ઘડી,
ચઢી આપણે નહિ બને જે રહ્યા રઝળતા ફરી—કેમ હું
ગયા જમાના જુના હમેશાં રહું અલબેલી બની,
મઝા હાર ડગ ભરું એક રહે જોબન મદ ત્યાં ઝરી—કેમ હું
ફાવે ત્યાં જાઇ ફરું અટવી રહું સાસરે ઘડી,
પિયર મહી પણ પ્રતાપ મ્હારો પ્રકટે ત્યાં પરવરી—કેમ હું
આપ કહે શું રગડે હરનિશ ખર્ચ અજુગતાં કરી,
છાતી કાઢીને આંખ કાઢું કયમ આપ. બનુ ના પરી—કેમ હું
નવો ઘડાવી ઘાટ નવીને આપે તો જઉં બળી,
પાંચ પૂરા લેતાં ના છોડું ચોરી હું જબરી—કેમ, હું
મ્હારે પાપે ગઇ ખાસડાં ખાતી નવીએ મરી,
મ્હેં માન્યું હું રહી એકલી કરીશ મોજ મદભરી—કેમ હું
મરવા સતો હોય આપની શક્તિ વિષયે વળી,
પડ્યો આટલે છતાં કહે હું ક્યારે પરણું ફરી—કેમ હું
આપુ પાડોશિયાં દગ્ધર કહેતાં હું ક્યાંથી જઇ ચડી,
લીધા સપડ ઘટકે લહુને—ગયા મોતિઆ મરી—કેમ હું
ચાની હું કેસ્તાદ છતાં, દિયરની નજરે ચડી,
કહ્યું બપોરે કહો ! ભાભી ક્યાં ગયાં હતાં સંચરી ?—કેમ હું
નામ તમે ના દ્યો નાનકિયા ને એ બોલે સ્હડી ?
હું અંબજાની હા...મ અરે મા.! કરી મૂવે મશ્કરી,
પૂરો ભંવાડો કરે પિટગો એ રહે પગમાં ફેરગરી,
કહે તું ભાભી કર્મવીર ખરી.*

૫–૧–૨૧ બુધવાર—વિનોદાશ્રમ, સુરત. વિનોદી.

* "ગરજ સમ નહિ બીજ કોઇ વસ્તુ" એ રાગમાં ગાઇ શકાશે. લેખક.

## ॥ आवाहन ॥

( ભૈરવીની ઢબ. )

આપું વચન હવે પાળી, શ્યામ, આપું વચન હવે પાળી,
કરે હવે તૈયારી-પધારી, આપ્યું વચન હવેને પાળી.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

હરિ ચક્રધરના વીર હવે તો શીઘ્ર વચન એ સંભાળો—શ્યામ૦
ધર્મ ગ્લાનિની હદ રહી નહિ, માટે કરો તૈયારી—પધારી૦

शमो दम स्तपः शौचं क्षांति रार्जव मेव च ।
ज्ञान विज्ञान मास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

આજ બ્રહ્મે પેટ ઓપ્યો—ક્યાં શમ વિદ્યા ભજનાદિ—શ્યામ૦
ધર્મ-કર્મથી ભ્રષ્ટ ભૂદેવો કેવળ નામના ધારી—પધારી૦

शौर्यं तेजो धृति दाक्ष्यं युद्धे चाप्य पलायनम् ।
दानमिश्वर भावश्च क्षात्रकर्म स्वभावजम् ॥

ત્યાગ કરી ટંકાર ધનુષનો, રંક બની ટંકારી—શ્યામ૦
ક્ષત્રિય ક્ષાત્ર ગયું ક્યાં હરદમ! કેસરીયાં કરનારી—પધારી૦

कृषि गोरक्ष वाणीज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

પેટ વૈશ્ય પનારે પ્રભુ ચ, નિતીએ વાત વારી—શ્યામ૦
ગોપાલન ને ગાયો ઉગારો એની ઘોરે સુધારી—પધારી૦

परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

સ્વામી ઉદ્ધારો સાધુ-વિચારો દુષ્ટોને ભય ધારી—શ્યામ૦
સ્થાપો ધર્મ-પ્રભુ મહાત્મ્ય કર્મવીર નરનારી—પધારી૦

પાટણ—( ઉત્તર ગુજરાત ) આચાર્ય રતનલાલ મણીશંકર.
તા. ૨૧-૪-૨૬




**શ્રી શંકર જયંતિ મહોત્સવ:**—વૈશાખ સુદ ૫ ને ગુરૂવાર તા. ૧૨–૫–૨૧ ને રોજ અમદાવાદમાં જુદી જુદી સંસ્થાઓ તરફથી ભગવાન ભાષ્યકારનો જયંતિ મહોત્સવ ઘણીજ ધામધુમથી ઉજવાયો હતો. નિયત કરેલા કાર્યક્રમ પ્રમાણે **શ્રી શંકર જયંતિ પ્રવર્તક મંડળે શ્રી શીવાશ્રીત મંડળની મદદથી** શ્રી ઉદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની ન્યાતની વાડીમાં આ વર્ષે ઘણીજ સુંદર રીતે જયંતિ ઉજવી હતી. વાડીને ધ્વજા–પતાકા અને આસોપાલવનાં તોરણોથી શોભાવવામાં આવી હતી. સુંદર કીમતિ ચંદનીની નીચે એક કીમતિ આકર્ષક સિંહાસનપર ભગવત્ પૂજ્યપાદનો ચિત્ર–પટ અને પાદુકા ગોઠવવામાં આવી હતી. સિંહાસનની આસપાસ સુંદર રંગોળી કાઢવામાં આવી હતી. જુદાં જુદાં સૌગંધ યુક્ત પુષ્પોનાં કુંડાની હાર પણ ઘણીજ સરસ રીતે ગોઠવવામાં આવી હતી. અનેક આસ્તિક જનોએ પૂજન–દર્શનનો અલભ્ય લાભ મેળથી સંતોષાનંદ પ્રકટ કર્યો હતો. સાંજનો શ્રીયુત્ ગોવિંદરાવ આણેરાવ બી. એ. એલ. એલ. બી. ના પ્રમુખપદ નીચે પ્રસ્તુત માસિકના વ્યવસ્થાપકે આચાર્યશ્રીના જીવન સંબંધી ટૂંકાણમાં પણ આકર્ષક વ્યાખ્યાન કર્યું હતું. રા. વૈદ્યશાસ્ત્રી બળવંતરાય ભાઇશંકર, દીક્ષિત્ પુરશોત્તમ હરિભાઇ આદિ જનોએ પણ યોગ્ય શબ્દોમાં આચાર્યશ્રીનું ગુણ–કિર્તન કર્યું હતું. બાદ પ્રમુખ સાહેબે પોતાની અમૃત મય વાણીથી શ્રી શંકરાચાર્યજીના દિવ્યજીવનની ટુંકી રૂપ–રેખા શ્રોતાઓ સમક્ષ અપૂર્વ રીતે રજુ કરી હતી. તે ઉપરાંત આચાર્યશ્રી સબંધી તેમણે પરિશ્રમ લઇ તૈયાર કરેલા સંસ્કૃત શ્લોકનો રસાસ્વાદ ચખાડી શ્રોતાઓને મંત્ર મુગ્ધ જેવા બનાવી મૂક્યા હતા. પ્રમુખશ્રીનું વ્યાખ્યાન પૂર્ણ થયા બાદ તેમને પુષ્પમાળ પહેરાવી તેમણે સદ્બોધ આપી લીધેલા શ્રમ બદલ યોગ્ય શબ્દોમાં ઉપકાર પ્રદર્શિત કરી હરહર મહાદેવની પવિત્ર ગર્જના કરી સહુ વિખરાયા હતા. બાદ રાતના સાડાનવ વાગ્યા બાદ જાણીતા વ્યાખ્યાનકાર શ્રીયુત બાપાલાલ વેણીરામ ભક્ત એ શરૂવાતમાં યોગ્ય શબ્દોમાં ગુરૂમહિમા સમજાવી પાછળથી ચંદ્રહાસનું વ્યાખ્યાન ઘણીજ છટાદાર રીતે સંભળાવી શ્રોતાઓને ભક્તિ–આનંદમાં તલ્લિન કરી નાખ્યા હતા. સ્ત્રી પુરૂષ મળીને વ્યાખ્યાનમાં લગભગ પાંચસો માણસોએ લાભ લીધો હતો. આ ઉપરાંત શ્રી શંકર જયંતિ નિમિત્તે પ્રેમાભાઇ હોલમાં પૂજ્ય સ્વામીજી શ્રી અનામાનંદજીએ "શ્રી શંકરાચાર્યનો અદ્વૈત સિદ્ધાંત" એ ઉપર ત્રણે દિવસ વ્યાખ્યાન આપ્યું હતું. મોક્ષમંદિરના અધિષ્ઠાતા શ્રીમાન્ રામશંકર મહારાજે પણ ધર્મ પ્રેમીબંધુઓના આગ્રહથી લાખીબાની પોળમાં લગભગ ત્રણ દિવસ સુધી ઘણુંજ બોધક વ્યાખ્યાન આપી ભગવાન શંકરાચાર્યજીને આચાર્યચક્ર ચૂડામણી તરીકે સમજાવી પ્રત્યેક વર્ષે જયંતિ મહોત્સવ ઉજવવા ઉપદેશ કર્યો હતો. પોળને શણગારવામાં ધર્મપ્રાણ બંધુઓએ જરાય

એમની બે પરવાહે અમારા કાર્યની ગતિને મંદ–શિથિલ કરી છે. પોસ્ટેજ સાથે સવાબે રૂપિઆના લવાજમમાં અમે શું રજુ કરવા એ સૌને જાણવી–નિરર્થક રોહડાં રડવાનું અમને પસંદ નથી. અમને માત્ર ખેદ થાય છે કે: પ્રજા આટલી બધી અજ્ઞાત–બેભાન હશે એ અમારી અજ્ઞાનતાને લીધે સ્વપ્નેય અમારા ખ્યાલમાં ન્હોતું. બેશક કર્મવીરે યત્કિંચિત્ સેવા બજાવી ને બદલે ન્યાય અને નીતિના નામનાં પારણે ઝુલનારાં એક આગર બે પત્રો વગર સંખ્યાબંધ વિદ્વાનો અને પત્રકાર બંધુઓએ તેની યોગ્યતા આંકી–જેથી અમારી સેવાવૃત્તિને નવું બળ મળ્યું છે, પરન્તુ કર્મવીરના ગ્રાહકોમાં બેચાર ગ્રાહકો વગર ગ્રાહકો વધારવાનો શ્રમ કોઈએ નથી લીધો એ સંબંધી આજ પ્રસિદ્ધ કરતાં અમને ખેદ થાય છે. લવાજમના પ્રમાણમાં ગ્રાહક સંખ્યા તદ્દન થોડી છે અને એ સંખ્યામાં અમુક વધારો ન થાય તો નવા વર્ષથી લવાજમમાં વધારો કર્યા વગર જરાય નથી નભે એવું. એ ધર્મ સંકટથી બચાવવાનો એક સુંદર ઈલાજ અમારા ગ્રાહક બંધુઓની પાસે છે, અને તે એ કે: જો પ્રત્યેક ગ્રાહકબંધુ ફક્ત એક એક બબ્બે ગ્રાહક કરી મોકલે તો વૃથા વખત ગ્રાહકોની ભીખ માગવાનો કે: લવાજમ વધારવાનો વખત ન આવે. પ્રત્યેક ગ્રાહક બંધુ સદ્ભાવપૂર્વક અમારી ઉપરની પ્રાર્થના ઉપર લક્ષ્ય આપે તો કર્મવીર યથાર્થ કર્મવીર થશે–કર્તવ્યપરાયણતાના પાઠ પઢાવશે–નવા વર્ષથી નવાજ રંગ–ઢંગમાં આકર્ષક રીતે રજુ થશે. પણ એ સઘળું અમે પુનઃ કહીએ છીએ કે: આહકબંધુઓના હાથમાં છે. માસિક અનિયમિત થવાના કારણોમાં આ પણ એક મુખ્ય કારણ છે. અમે આ વખતે આ સાથે બીડેલા ઓર્ડરફોર્મ તરફ પ્રત્યેક ગ્રાહક બંધુઓનું ધ્યાન ખેંચીએ છીએ અને વિનવીએ છીએ કે: એક એક બબ્બે ગ્રાહક કરી મોકલી–સ્વધર્મ બજાવી અમારા સેવા કાર્યમાં સહાયભૂત થાઓ! કર્મવીરના ગ્રાહકોની સંખ્યા ચાલુ વર્ષની આખર સુધીમાં અર્થાત્ અષાડ મહિનાની આખર સુધીમાં લગભગ–૧૫૦૦ ગ્રાહકની નહિ થાય તોજ નિરૂપાય વશ થઇ અમારે નવા વર્ષથી થોડુંક–નજીવું લવાજમ વધારવું પડશે. કર્મવીરના બે ગ્રાહક કરી મોકલનાર બંધુને જન્મભૂમિ–હિન્દદેવીની મઢાવવા લાયક સુંદર–ચિત્તાકર્ષક તીરંગી છબી ભેટ આપવામાં આવશે. અમારી આ પ્રાર્થનાને લક્ષ્યમાં લઇ ગ્રાહક કરી મોકલનાર વિવેકી બંધુઓનાં નામ અમે આવતા અંકમાં અવશ્ય

ઉઠી સન્મુખ ધાય આવતાં પતી, સન્માન વાક્યો વદી
આપી દૃષ્ટિ પદામ્બુજ, આસન દઈ સેવે સ્વયં સ્નેહથી,
સૂતાં સુપ્ત રહે, ઉઠે પ્રથમથી શય્યા તજી અન્તરે
આર્યોક્તો પ્રિય પુત્રી ! એ કુળવધૂ સિદ્ધાંત ધર્મો ખરે.

शुश्रूषामनुरुन्धती गुरुजने वाक्ये ननान्दुः स्थिता ।
दाक्षिण्यैकपरायणा परिजने स्निग्धा सपत्नीजने ॥
सन्नद्धातिथिसत्कृतौ गृहभरे नैस्तन्द्र्यमा बिभ्रती ।
वत्से, किं बहुना भजस्व कुशलं भर्तुः प्रिये जाग्रती ॥ ३ ॥

મોટાંને પ્રભુ માનતી, નણંદનાં વેણો ન ઉથાપતી
આતુર્ય પરિવારથી વરતજે, સૌ પ્રેમે સહુ સ્નેહથી,
રે' જે સ્વગૃહ કૃત્ય તત્પર, સદા આતિથ્ય સત્કારમાં
સત્પુત્રી ! બહુ શું કહું, કુશળ તું રે' જે પતિ પ્રેમમાં. ૩

संसारे रतिमंदिरावधि सखी कर्णावधि व्याहृतं ।
चिंताः कान्त समीहितावधि महामानोऽपि मौनावधि ॥
हास्यं चाधरपल्लवावधि पदन्यासावधि प्रेक्षणं ।
सर्वं सावधि नावधिः कुलभुवां प्रेम्णः परं केवलं ॥ ४ ॥

સંસારે રતિ મંદિરાવધિ, સખી કર્ણાવધિ ભારતી,
ચિંતા સ્વામિ સમીહિતાવધિ, મહામાન સ્વ મૌનાવધિ,
આવે હાસ્ય તથાપિ હોઠ સુધી, દૃષ્ટી સ્વપાદાવધિ
શોભે સાવધિ સર્વ સાધ્વિ સતિને, પ્રેમે કશી નાવધિ. ૪

सौभाग्यैरिवरुन्धती त्रिजगति श्लाघ्या वसिष्ठाश्रिता ।
वृद्धान्धं च्यवनं पतिं श्रितवती धन्या सुकन्या यथा ॥
आत्रेया हरिशंकराजजननी श्लाघ्यानसूया यथा ।
जाये सानुगता पतिं भव तथा श्लाघ्या सदैवात्मजे ॥ ५ ॥

સૌભાગ્ય અરુન્ધતી-ત્રિભુવને સાધ્વી વસિષ્ઠે સતી,
વૃદ્ધાન્ધ ચ્યવનર્ષિને નૃપસુતા સેવે સુકન્યા સતી,
દુર્વાસા, શશિ, દત્ત, મા અનસુયા આત્રીગૃહે રાજતી,
ત્યમ તુલ્ય પતિવ્રતા મહાવતી પુત્રી થજે તું સતી. ૫

સુમન્તઃ—"હા, ભાઇ! આજે કાગડો રામ ભણ્યો ખરો! નહી તો ઉમેશભાઇને પ્રેમ નિમજ્જન ન ભુતો ન ભવિષ્યતિ જેવું હતું. વાહ વાહ! આજે તો નેવનાં પાણી મોભે ચ્હડ્યાં, અને હવે બને તો મહિલાવતીનો રંગમહેલ જેમ ગોરખ જોગીએ ગજાવ્યો હતો તેમ ઉમેશભાઇની મનોરમાનો મહેલ ગજાવો તો સાચા."

વિદ્યુતઃ—"લોક સેવાના ઉદ્દેશથી કાર્ય કરનારને એ કાર્ય પણ સહજ છે, અને સુમન્ત! ધીરો થા! એ પણ થશે."

સુમન્તઃ—મનોરમાના મનોરાજ્યમાં આકાશ સુધી ઉંચે ચઢેલા મ્હેલની ઇંટેઇંટ તોડી પાડે અને શ્યામજી કૃષ્ણવર્માએ ઇંગ્લેન્ડમાં બાંધેલા ઇન્ડિયા હાઉસ જેવી ભવ્ય ઇમારતને જમીનદોસ્ત કરી દીધી તેવું કુમારભાઈ કરે તો એ પણ થશે."

ઉમેશઃ—"ભાઇ! હવે બહુ થયું. મ્હને પરમાત્મા સદ્બુદ્ધિ આપે તે પહેલાં મનોરમાના હૃદયમાં પ્રભુ પ્રકટ્યા છે. જો તે લખે છે કેઃ મ્હારી આંખ પરમેશ્વરે ઉઘાડી છે. અને પ્રભુ ત્હમનેયે સદ્બુદ્ધિ આપે! ત્હમે મોકલેલી વસ્તુઓ વસ્ત્ર અલંકાર વિગેરે આજ સુધી મ્હને ઉપયોગી હતાં. આજ તે નિરૂપયોગી હોવાથી પાછાં મોકલી દઉં છું. (એમ કહી ઉમેશે પત્ર ખુલ્લો કર્યો. સુમન્તે એ પત્ર તુર્તજ ખેંચી લીધો અને આતુર નયને વાંચવા માંડ્યો)

સુમન્તઃ—વાહ, ઉમેશભાઇ! ત્યારે તો પાર્સલ પણ આપને મળી ગયું હશે.

ઉમેશઃ—જી હા, એ પણ ગઈ સ્હાંજની ટપાલમાં મળી ગયું છે.

સુમન્તઃ—ત્યારે ત્હમને ભીખ માગતા કરવાની કે લૂંટી લેવાની તેની ભાવના ન્હોતી એમજ ને?

ઉમેશઃ—નહિ, બિલકુલ નહી. મ્હારી બાલક પુત્રી માટે તેમણેજ એરિંગ ઘડાવી મોકલ્યાં છે.

સુમન્તઃ—ત્યારે 'ધન્ય'! મનોરમાને 'ધન્ય'! ઉમેશભાઇ!

ઉમેશઃ—"પણ એ વાત છોડ! બોલો કુમારભાઇ! આજ તો આપનાજ શબ્દે સાંભળવા ઉત્સુક છું. ભગવતી મીરાંના વિષના પ્યાલા ગીરધારલાલજીએ આમજ અમૃત ભર્યાં કર્યાં હશે. શું કહું? આજ મ્હારો પુનર્જન્મ થયો છે."

કુમારઃ—"ભાઇ! ત્હમે ગુણવાન છો; સુશીલ વિનયી, અને કેળવાએલા છો એટલેજ ભુલ શોધી શક્યા. પ્રભૂ ત્હમને ઉચ્ચ શ્રદ્ધા અને ધર્મભાવના આપો! જો ભાઈ! વાલ્મિકી કોણ હતા? પેલો બ્હારવટીયો જેસલ કેવો હતો? એનાયે પરમાત્માને ઘેર ઉદ્ધાર થયા, તો એજ પ્રભુ ત્હમારો પણ ઉદ્ધાર અવશ્ય કરશે."

ઉમેશઃ—આજે હું ખરેખર કૃતાર્થ છું. ઘણા દીર્ઘ કાલનો બોજો મ્હારા શિરપરથી ઉતરી ગયો હોય તેમ આજે હું હળવો થયો છું. ભાઇ! ત્હમારો ઉપકાર કદી નહી ભુલું.

કુમારઃ—"ઉપકાર! ઉપકાર તો પ્રભુનો માનો કે જેણે ત્હમને સદ્બુદ્ધિ આપી, અને વિષય વૈતરણીમાં ફસાતાં શ્રીહરિએ તમને ઉગારી લીધા. જુઓ:—

ઉમેશ:—દૂર દૂરના યોગિન્દ્ર ! દૂર દૂરના યોગિન્દ્ર !
ત્હારો ઉંચો ઉંચો વાસ દૂરના યોગિન્દ્ર !
( સહુએ બોલવાનું ) —દૂર દૂરના
ત્હારાં શાન્તિનાં રાજ સોહાયાં યોગિન્દ્ર !
તું તો ગંગાને ઘાટ બિરાજે યોગિન્દ્ર ! —દૂર દૂરના
અમે માયાની જાળે ફસાયાં યોગિન્દ્ર !
અમે પાપને પંથ પડેલાં યોગિન્દ્ર ! —દૂર દૂરના
તેં તો સ્વર્ગના સન્દેશ દીધા યોગિન્દ્ર !
અમે આશાનાં દીપ ઓલાવ્યાં યોગિન્દ્ર ! —દૂર દૂરના
તેં તો જોગીના જોગ લખાવ્યા યોગિન્દ્ર !
અમે ભોગી ભોગ-પિંજર પુરાયાં યોગિન્દ્ર ! —દૂર દૂરના
તેં તો આણુના આણુ જગાડ્યા યોગિન્દ્ર !
અમે જાણ્યાં અજાણ્યાં અથડાયાં યોગિન્દ્ર ! —દૂર દૂરના
અમે ભૂલ્યાં ભૂલાવ્યાં વિસરજો યોગિન્દ્ર !
દીધા તાપ અમાપ તે ક્ષમજો યોગિન્દ્ર ! —દૂર દૂરના

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

( ગાન પુરૂં થાય છે. ઉમેશ સંસ્કારી મિત્રો સાથે ચાલી નીકળ્યો અને ત્હાંજ પડી જવાથી નગદ્દુહિતા પતિ ભગવાન ચંદ્રશેખરનાં દર્શન કરી અન્યોન્ય નમનવન્દન કરી છૂટા પડ્યા. )

---

( ૨૭૨ ના પાનાનું અનુસંધાન. )

અંતમાં આખું હસ્તપત્ર સંપૂર્ણ શાન્તિ-સમજ અને વિવેક પૂરક લખાયું છે. જો મીલ એજંટોમાં સહૃદયતા હોય તો આ એકજ હસ્તપત્રથી એ લડતનો સત્વર અંત આવવો જોઇએ. પરન્તુ તેમ નથી થયું એ દિલગીર થવા જેવું છે. મજૂર બંધુઓની નિડરતા—સાચી ટેક અને સ્વમાનની તેમણે આ સંભાળેલી તકને માટે અમે તેમનો વિજય ઇચ્છતાં મુબારકબાદી આપીએ છીએ શ્રીમાન બાલયોગીજીના અભય હસ્તનાં દર્શન મજૂર મંડળનું જરૂર કલ્યાણ કરશે. મજૂર બંધુઓ ઉપર તેમનો કાયમને માટે આવો અનુગ્રહ હો ! એ વગર અમે બીજું શું કહી શકીએ ? મજૂર છતાં ભારતભૂમિપર વસનારા મ્હારા દેશબંધુ છે. એ ભાવ ભગવાન ધનવાનોના લૂખા હૃદયમાં સત્વર સ્થપન કરે એ વાંછનાપૂર્વક ૐ તત્સત્.

કહે છે કે એના મકાનની છતમાં મધપૂડો હતો જ્યાં તેને મેં તેની નીચે આરામથી સૂતાં જોયો છે, પણ એ સમદર્શીને તેથી કદિ કંઈપણ દુઃખ થયું નથી.

સાપ તેના પગે વિંટળાતા હતા, પરન્તુ તેને તેની જરાય પરવાહ નહોતી. કહો ક્યાંથી! તેના હૃદયમાંથી દયા અને પ્રેમનો પ્રવાહ વહી રહ્યો હતો. અરે! એ ખ્યાલ તો એક યુગપુરૂષ બની ગયો હતો. આખિર રીતે એ ભગવાન શંકરની માફક કંઈ અપૂર્વ અનુભવ કરી રહ્યો હતો. જે પુરૂષને સંસારના રંગરાગ અને મોહ ફસાવી જરાય હલાવી શકતા નહોતા, એજ સંસારને જરૂર ખળભળાવી નાખશે. અમેરિકાનો આવોજ એક અન્ય મહાપુરૂષ વોલ્ટવ્હીટમેન (Waltwhiteman) જે હમણાંજ ગુજરી ગયો છે તે "સ્વતંત્રતાના યુદ્ધ" (War of Independence)ના દિવસોમાં સ્વતંત્રતાનાંજ ગીત ગાતો ફરતો હતો. એના વદનપરથી પ્રસન્નતા ટપકતી હતી, અને તે હમેશાં પ્રત્યેક કાર્ય ઉત્સાહપૂર્વક સ્વયં હાથેજ કરતો હતો. લડાઇમાં પિડિતજનોને મલમપટા કરવા, તરસ્યાને પાણી પાવું અને ભૂખ્યાને અન્ન આપવું, લોકોના હૃદયમાં હિંમત અને સાહસ પેદા કરવું અને તે સાથે આનંદથી ગીત ગાતા ફરવું આ તેના મુખ્ય કામ હતાં. એની આંખમાંથી આનંદની ધારા વહી જતી, એના કંઠમાંથી કેટલીય મધુરતા નીકળતી હતી. કુરૂક્ષેત્રની રણભૂમિમાં જેમ કૃષ્ણ ભગવાન, અને ભુત-પિશાચની મધ્યમાં ભગવાન શંકર વિચરતા હતા તેમ આ મહાપુરૂષ અમેરીકાના એ રણક્ષેત્રમાં બેધડક ઘુમતો-ફરતો હતો. એણે "ઘાસનાં પાંદડાં" (Leares of grass) નામક એક પુસ્તક લખ્યું છે, જે વાંચતાં મનુષ્યનું હૃદય આનંદથી ગદ્ગદ્ થઇ જાય છે.

ॐ आनंद ! आनन्द ! ! आनंद ! ! ! र. द. भट्ट.

છે. અહીં તો દરેક જણે લગ્ન કરવું એને એક ધાર્મિક—કર્તવ્યાત બાબત મનાય છે. એવા તો વિરલજ મનુષ્યો હશે કે જેઓ પરણ્યા પછી સ્ત્રી અને બચ્ચાંનું ભરણપોષણ શી રીતે કરીશું એવો વિચાર સરખો કરતા હોય! અમારે અહીં તો 'अपुत्रस्य गतिर्नास्ति' ચાહે તો પોતે અઠવાડિયાંના અઠવાડિયાં સુધી ફાકા કેમ ન કરતા હોય, પરન્તુ લગ્ન તો કરવુંજ જોઈએ—પારકાના જીવનની જોખમદારી સંભાળવીજ જોઈએ—પછી પડશે એવા દેવાશે, પણ કંઇ પરણ્યા વગર તે ચાલે ? !

શાસ્ત્રોમાં લગ્ન તથા સંતાનોત્પત્તિને માટે બહુ ભાર દઈને કહેવામાં આવ્યું છે. એવી કેટલીય વાતો વાંચવા—સાંભળવામાં આવે છે કે જેમાં સંતાનોત્પત્તિને માટે લોકોએ મ્હોટા મ્હોટા ભગિરથ પ્રયત્ન—ઉપાય યોજ્યા છે. પરન્તુ જો વિચારપૂર્વક વિવેક દૃષ્ટિથી જોવામાં આવે તો વગર હરકતે સમજાય કે લગ્ન કરવાની એ શાસ્ત્રાજ્ઞાઓ આજના—આધુનિક સમયમાં—આ અવસ્થામાં બંધબેસતી—વ્યાજબી નથી. એ શાસ્ત્રોનું નિર્માણ એવા સમયે થયું હતું કે જે સમયે આર્યજાતિ ભારતવર્ષના પ્રાચિન વતનિઓ ઉપર વિજય મેળવીને આ દેશમાં વસી રહી હતી. એ સમયે ચિરસ્થાયી યુદ્ધને માટે, ભારતવર્ષમાં પોતાની વિજય—પતાકા ફરકાવવાને માટે, સમુદ્ર પર્યંત વિસ્તૃત ભૂમિ ઉપર વસવાને અર્થે, અસંખ્ય પ્રાચિન અને અસભ્ય ભારતિય જાતિઓ ઉપર પોતાનો અટલ અધિકાર જમાવવાને વાસ્તે જન સંખ્યાની વૃદ્ધિની પરમ આવશ્યકતા હતી, અને તેથીજ શાસ્ત્રોમાં એ સમયે સંતાનોત્પત્તિ ઉપર બહુ ભાર દઈને કહેવામાં આવ્યું હતું. આ અર્વાચિન કાળમાં જે સમયે આજીવિકા પ્રાપ્ત કરવી—એ સંગ્રામ ભૂમિમાં ઉતરવા જેવું છે, એવી અવસ્થામાં એક દુઃખની સાથે બીજી ઉપાધિ અર્થાત્ રોગી અને દુબળા મર્કટ જેવી નિસ્તેજ નિર્વીર્ય—અલ્પજીવી પ્રજા—સંતાન પેદા કરવા કરતાં નિઃસંતાન રહેવું એ પરમ શ્રેયસ્કર છે. એવી દુર્ભાગ્ય સંતતિથી દેશનું જરાય ઉપકાર નથી થતું. એવા દેશવાસિઓની આજ કે કાલાંતરેય આ દેશને આવશ્યકતા નથી. જનતા—વસ્તીજ દેશોન્નતિનું મૂળ કારણ છે, પરન્તુ તેની સંખ્યા સાથે તેનો સંબંધ નથી—તેનો સંબંધ ગુણ સાથે છે. જે દેશની આર્થિક અને સામાજીક દશા સારી છે, જ્યાં ખાવા—પહેરવાનાં સાધનોનો દુષ્કાળ અભાવ નથી, એ દેશમાં જન સંખ્યાની વૃદ્ધિ દેશના બળ, અર્થ અને ગૌરવની ઉન્નતિ કરે છે, પરન્તુ એથી ઉલટું દરિદ્ર દેશમાં તેના બળ, અર્થ અને ગૌરવનો નાશ કરે છે. ત્યાં તો એ બાબતની આવશ્યકતા છે કે જનતા—પ્રજાના સુખ—સૌભાગ્ય—આમદાનિની વૃદ્ધિ થાય. નહિ કે તેની સંખ્યા વધારીને તેની વિપત્તિઓમાં વધારો—ઉમેરો કરાય. જેટલી છે તેટલી પ્રજાને પુરૂં પેટપુર ખાવા નથી મળતું ત્યાં પછી વધતી જતી લોક સંખ્યાનું શું થશે? જન સંખ્યાની વૃદ્ધિની સાથે સાથેજ દેશની સુખ—સમૃદ્ધિ પણ વધતી હોય તો ઠીક છે. કેટલાક અર્થશાસ્ત્રીઓનો એવો ચોક્કસ મત છે કે, જો જનસંખ્યાની વૃદ્ધિ અબાધિત રીતે થએ જાય, અને દેશમાં ઉદ્યોગ, વ્યાપાર અને ખેતી તેના પ્રમાણમાં ન વધે તો દેશમાં અતિ દરિદ્રતા ફેલાયજ. એનો ઉઘાડોજ મતલબ છે કે જનસંખ્યાની વૃદ્ધિની સાથે વ્યાપાર—ઉદ્યોગની વૃદ્ધિ ન થાય તો દેશ અનેક આપત્તિઓનો ભોગ થયા વગર નજ રહે. એટલાજ વાસ્તે અત્યારે તો જનતાની વૃદ્ધિ કરવાના પ્રશ્નનો પડતો મુકી ભારતવર્ષની આર્થિક અવસ્થા સુધારવા ઉપાયો યોજવાની ખાસ અગત્ય છે. એક [illegible]

અર્થશાસ્ત્રીનું કહેવું છે કેઃ "રાજનેતાઓનો પ્રથમ ધર્મ એ છે કેઃ પ્રજાની વસ્તી-સંખ્યા વધારવાના પ્રયત્નો બાજુ ઉપર મુકી દેશ ઉદ્યોગપરાયણતાથી પૂર્વવત્ સુખી-સમૃદ્ધ શી રીતે થાય એવા પ્રયત્નો વગર-દેશના વ્યાપાર-ઉદ્યોગની ઉન્નતિ વગર કોઇ પણ પ્રજાનું કોઇ કાળે કલ્યાણ નથી થયું, અને થશે પણ નહિ. આવી હીન દશામાં, જે સમયે આ અખિલ સંસારમાં દરિદ્ર અવસ્થામાં ભારતવર્ષજ પ્રથમ પદ ભોગવે છે-અર્થાત્ દેશ દરિદ્રતાના બિષણ દુઃખથી અત્યંત ત્રાહ ત્રાહ પુકારી રહ્યો છે, દેશવાસિઓને પુરૂં પેટ ભરીને ખાવા પણ નથી મળતું, અને શરીરની મર્યાદા ઢાંકવાને સામાન્ય વસ્ત્ર પણ નથી મળતું-એવે સમયે દેશની વસ્તી વધારવી. એ દેશની દરિદ્રતા અને વ્યથા વધારવા જેવું નહિ તો બીજું શું કહી શકાય? આજ તો "वर्धनाद्रक्षणं श्रेयः" ઉચિત જણાય છે. આજ તો આ દેશની જે કંઇ સંખ્યા-વસ્તી છે તેનું સંરક્ષણ થાય-તે સુખી થાય તેમ કરવુંજ ઇષ્ટ છે. તેની આર્થિક, શારીરિક, માનસિક અને સામાજીક દશા સુધારવાની પરમ આવશ્યકતા છે.

પ્રજાની સંખ્યાનો આધાર તેની ઉત્પત્તિ અને મૃત્યુ ઉપર છે. જો મૃત્યુ કરતાં ઉત્પત્તિ અધિક થાય તો સંખ્યા વધે છે-નહિ તો ઘટે એ ઉઘાડી બીના છે. લગ્ન અને ઉત્પાદનશક્તિ ઉપર ઉત્પત્તિનો મુખ્ય આધાર છે. ઉપર અગાઉ કહ્યું છે કે: લગ્ન કરવું-પરણવું એને તો હિન્દુસ્થાનમાં એક ધાર્મિક બાબત માનવામાં આવી છે. કુંવારા રહેવું એના જેવી તો જાણે દુઃખની વાત બીજી ન હોય એમ માની આ દેશના લોકો ગામગરાસ ઘરબાર અને છેવટે જાતે વેચાઇને પણ પરણવાનો પ્રયત્નો કરે છે. પછી આવનારીને રહેવા ઘર અને ખાવા અન્ન મળશે કે કેમ એની કલ્પના તે વખતે ભાગ્યેજ એમના મગજમાં આવે છે. લગ્ન કરતાંય વધારે દુઃખની વાત તો એ છે કેઃ યુવાવસ્થામાં પ્રવેશ કર્યા અગાઉજ-વિર્ય પરિપક્વ થયા પહેલાંજ પતિ-પત્નીનો સંયોગ થાય છે, અને તે પછી મરણ પર્યંત જેમનું તેમ ચાલ્યાજ કરે છે. જીવનના કોઇપણ ભાગમાં અર્થાત્ કોઇ પણ અવસ્થામાં પછી એ ઉત્પાદન શક્તિ રોકવામાં નથી આવતી-ઓછી નથી થતી: આખું જગત જાણે છે કેઃ પશુવૃત્તિની તૃપ્તિદ્વારા મીંદડાં જેવી નિસ્તેજ પશુ-સંતતિ પેદા કરવાની શક્તિ ભારતવાસિઓમાં વધારે છે. જો કેઃ ઉત્પત્તિ-સંખ્યાની વૃદ્ધિ થવી એ તો પછી નૈસર્ગિક બાબતજ મનાય છે. સંખ્યાબંધ બાળકોને જન્મ આપી ખાલી-કંગાળી ગરીબી-અરે! અનેક વખત મ્હોંટાના પંજામાંથી ઉગરેલી સ્ત્રિઓ અને મહા પ્રયાસે જીવન નિર્વાહ કરી શકતા હોય એવા પુરૂષો, મહાન દુઃખી જીવન ગાળીએ છીએ-ગાળવા ભોગ છે, એવું કહેતા છતાં પ્રજોત્પત્તિના પુરૂષાર્થમાં જરાપ આળસ નથી કરતા! આ કેટલી શરમની-દેશને ગેબ લગાડનારી બાબત છે? માણસ માત્રએ સમજવું જોઇએ કેઃ "एकश्चंद्रस्तमो हन्ति न च तारा गणो अपि" પાંચ પશુ કરતાં એક સુંદર-બહાદુર-સત્પુત્ર સારો એ કોણ કબુલ નહિ કરે? માણસોની કુલ વસ્તીના પ્રમાણમાં સેંકડે ૪૪ ટકા બાળક-બાળકીઓ પ્રતિવર્ષે જન્મે છે. આટલી ઉત્પત્તિ સંખ્યા તો ઘણુંજ થોડા સભ્ય દેશોમાં હશે. યુરોપમાં કેવળ દરવર્ષે ૨૮ છે. સાથે સાથે આ દેશની મૃત્યુ સંખ્યા પણ અન્ય દેશોની સરખામણીમાં ઘણીજ વધારે છે. પૃથ્વીપરના કોઇ દેશોમાં એટલું સખ્ત મરણ પ્રમાણ જોવામાં નથી આવતું, તેમ છતાં ઉત્પત્તિ સંખ્યા અનિયમિત રીતે વધતી જતી હોવાથી જન સંખ્યા વધેજ જાય છે. અને તેથી દેશને એકલી સામાન્ય હાનિજ

ઉતારવી પડે છે એમ નહિ પણ આથી તો દેશ સ્મશાનમાં પહોંચી જાય એવા સમયને આમંત્રણ થાય છે, પરન્તુ દેશની ઉન્નતિને અર્થે, તેને દરિદ્રતાના પાશથી મુક્ત કરવાને વાસ્તે પ્રત્યેક દેશવાસીનો પરમ ધર્મ છે કે અનિયમિત રીતે જનસંખ્યાની વૃદ્ધિ થતી અટકાવવી. દેશની વર્તમાન અવસ્થા તરફ નજર કરતાં એને અંગે ત્રણ ઉપાય જણાય છેઃ—

( ૧ ) જ્યાં સુધી બને ત્યાં સુધી રોગી અને દરિદ્ર જનોએ લગ્ન ન કરવાં.

( ૨ ) કાચી વયમાં લગ્ન ન કરવાં.

( ૩ ) લગ્ન થતા જ્યાંય બને ત્યાં સુધી મનુષ્યે ઇન્દ્રિયનિગ્રહ કરવો—બ્રહ્મચર્ય પાલન કરવું.

ઉપરોક્ત ત્રણ ઉપાયોમાં પ્રથમ ઉપાય ઘણોજ સરળ છે. એવા માણસો જો સંતાનોત્પત્તિ કરે છે તો, તેમનું શુક્ર—વીર્ય દૂષિત હોવાને લીધે સંતાન અવશ્ય રોગી અને નિર્બળ થાય છે, કે જેઓ પ્રજામાં રોગ, અવગુણ અને પાપ પ્રસારે છે. એથી આગળ જેના જીવનો તો એવા માણસો પોતાની સંતતિનું પૂરૂં ભરણ પોષણ પણ નથી કરી શકતા. તેથી પહેલી વાત તો એ કે એમની એવી સંતતિ ઇચ્છવાયોગ્ય દેશની—ચીજ નથી, અને કાં તો આપ/છે તો કેવળ દેશ—પ્રજાને ભારરૂપ થઈ પડે છે. બીજો ઉપાય ઘણોજ સુગમ છે. એ તરફ સંપૂર્ણ સાવધાનતાથી લક્ષ આપવાની પ્રત્યેક માતા પિતાની પહેલી ફરજ છે. બાળ—લગ્નથી શું નુકશાન છે, કેવા પ્રકારે બળ—વીર્યનો નાશ થાય છે, કેવી નિર્બળ—નિર્માલ્ય સંતતિ પેદા થાય છે, એ કોઇથી હવે અજાણ્યું નથી.ત્રીજા ઉપાયથી દેશનું અનેક ઘણું કલ્યાણ થાય એમ છે. ઇન્દ્રિયનિગ્રહથી—બ્રહ્મચર્યપાલનથી વીર્ય ખૂબ પરિપક્વ—પુષ્ટ થવાથી સંતતિ બળવાન, ગુણવાન, તેજસ્વી અને હૃષ્ટપુષ્ટ થશે. દેશને ભારરૂપ એવાં નિર્માલ્ય, નિસ્તેજ, અકર્મિ મનુષ્યો તો પછી દેશમાં ભાગ્યેજ નહિ જડે. ન જડે તો પછી એની જરૂર પણ શી છે ? અસ્તુ. આ ઉપાયોથી એકદમ લોક સંખ્યાજ ઘટશે એમ નથી, જનસંખ્યામાં અનિયમિતપણે વૃદ્ધિ થતીજ અટકશે એવું પણ નથી, પરન્તુ દેશોન્નતિના મુખ્ય—આદિ કારણરૂપ તેમની શારીરિક, માનસિક અને સામાજીક દશા સુધરશે—તેમનામાં બળ, બુદ્ધિ અને ગુણનો સંપૂર્ણ સંચાર થશે, એ પ્રજાને પછી સ્વતંત્રતા—સ્વરાજ્યની ભીક્ષા માગવાનો પ્રસંગ નહિ આવે.

કોઇ એક વિદ્વાને કહ્યું છે કેઃ—" જો મનુષ્ય કથંચિત્ ઉપાયોથી લોકસંખ્યાની વૃદ્ધિ થતી અટકાવવાનો કંઇ પ્રયત્ન ન કરે તો અનિયમિતપણે તેની વૃદ્ધિ થવાજ કરે છે, પછી દરિદ્રતાને લીધે [ કેમકે અનિયમિત વૃદ્ધિનું એ એક નિશ્ચિત પરિણામ છે ] કે કોઇ પ્રાકૃતિક કોપ દ્વારા દેશની વસ્તીનો—જનસંખ્યાનો નાશ થાય છે. રાજ્યોમાં પરસ્પર યુદ્ધ જામે છે, દેશમાં ઉદ્દિયા અને ઇંદ્રિયાં જેવા પ્રાણ લેનાર નવા નવા રોગો પેદા થાય છે, અને દેશવાસીઓમાં—બાળકોમાંજ અનંત પ્રાણીઓનાં અકાળ મૃત્યુ થવા માંડે છે. "

આ બધી બાબતો આ દેશમાં સંપૂર્ણ—ભયંકર રીતે પ્રત્યક્ષ જોવામાં આવે છે. સંસારવ્યાપી ભયંકર યુદ્ધનો તો હમણાં જ અંત આવ્યો છે. રોગની હિન્દુસ્થાન બાબુજ બની રહ્યો છે. પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા વગેરે રોગો તો પોતપોતાનું બળ વાપરવામાં જરાય કચાશ રાખતાજ નથી. બાળકોનું મૃત્યુ પ્રમાણ તો અન્ય દેશના કરતાં

જન્મે વધારે એટલે પછી મરે પણ તેટલાં એમાં પૂછવુંજ શું? સેંકડે ૨૫ બાળકો તો પુરાં બાર : દિવસનાં થતા થતામાંજ કાળના મ્હોંમાં જાય છે. હજારે લગભગ ૨૯ બાળકોનાં મૃત્યુ ત્યારબાદ બે ચાર વર્ષમાં થાય છે. બાકીનાં વધ્યાં તેમાંથી હજારે ૧૩ થી ૨૧ માણસો મરે છે. યુરોપમાં તો ૧૩ થી પણ મૃત્યુ સંખ્યા ઓછી છે. તાત્પર્ય કે: અન્ય સઘળા દેશોની સરખામણીમાં આ દેશનું મૃત્યુ પ્રમાણ ઘણુંજ વધારે છે.

આ સઘળી ઉપાધિઓનું કારણ લમની લલુપતા છે. પોતાને પેટપૂર ખાવાનું ન મળે, રહેવા સ્થાન ન હોય, શરીરમાં તાકાદ ન હોય, મ્હોંપર નુર ન હોય, પરન્તુ બચ્ચાં કચ્ચાં પેદા કર્યા વગર નજ ચાલે! પછી મરણ પ્રમાણ વધ્યા વગર રહે કે? બાળકોનાં મરણ પ્રમાણ શી રીતે–ક્યાંથી અટકે?

જડ સંસારમાં તથા નીચ પશુઓમાં એ એક પ્રાકૃતિક–કુદરતી નિયમ જોવામાં આવે છે કે: તેઓ પોતાની મેળે અજ્ઞાનમાંને અજ્ઞાનમાં પોતાની જાતિની સંખ્યા વૃદ્ધિના પ્રયત્ન કરેજ જાય છે. વૃક્ષ પવનદ્વારા પોતાનાં બીજ જ્યાં ત્યાં ફેલાવીને પોતાની જાતિની સંખ્યા વૃદ્ધિ કરે છે. એકજ જાતનાં પશુ અથવા પક્ષી, દાખલા તરીકે સૂવર અને મુર્ગિની સંતતી, જેટલી ઉત્પન્ન થાય છે તેટલી જો જીવિત રહે તો કદાચિત્ થોડાજ સમયમાં ભૂતળમાં પણ તેમને રહેવાનું સ્થાન ન રહે. એ અસિમ વૃદ્ધિને રોકવા માટે પ્રકૃતિએ વિવિધ પ્રકારના ઉપાય રચ્યા છે. કોઇને કોઇ રીતે તેમનો નાશ થાય છેજ. આ નિઃસીમ વૃદ્ધિને વાસ્તે પ્રયત્ન કરવાનો પ્રાકૃતિક નિયમ સમગ્ર ચેતન્ય તથા જડ પદાર્થોમાં જોવામાં આવે છે. નીચ શ્રેણીનાં પશુઓમાં જેટલો એ જોવામાં આવે છે એટલો ઉચ્ચ શ્રેણીનાં પશુમાં નથી જોવામાં આવતો. નીચ શ્રેણીમાં અગણિત પશુ ઉત્પન્ન થાય છે, અને તે પ્રમાણે તેનો નાશ પણ થાય છે. સારાંશ કે: જે જાતિમાં જેટલી અધિક ઉત્પતિ થાય છે, તેટલાં વધારે મૃત્યુ પણ થાય છે. જો મનુષ્ય પણ આ જડ સંસારના નિયમ અનુસાર ભવિષ્યનો લેશ વિચાર કર્યા વગર, નીચ ઇન્દ્રિઓની શાન્તિ–તૃપ્તિને માટે સંતાનોત્પત્તિ કરે જાય તો તેમની પણ મૃત્યુ સંખ્યા વધેજ. અંગત નુકસાનની વાત તો અલગ રહી પરન્તુ સમગ્ર દેશ અને જાતિની ઉન્નતિનો જેના ઉપર આધાર છે એવા બળ–બુદ્ધિશાળી લોકો પણ રોગી અને દુર્બળ સંતાન પેદા કરી મહાપાપી થાય છે. એક તરફથી બાળક સંસારમાં પ્રવેશ કરે છે, બીજી તરફથી કાળ અટ્ટહાસ્ કરતો પોતાની વિકરાળ ભુજાઓ પ્રસારી તેને ઉઠાવવાનો પ્રયત્ન કરે છે. ઉત્પત્તિ અને મૃત્યુ સંખ્યા વિકટરૂપ ધારણ કરે છે. ઇશ્વરે મનુષ્યને બુદ્ધિ આપી છે. તેને સંપૂર્ણ જડ અને ચેતન જગતનો સ્વામી બનાવ્યો છે; એ જો દષ્ટિ લાભ અને હાનિનો વિચાર બાજુ ઉપર મુકી કેવળ પશુવૃત્તિને વશ થઇ રહે તો એ સર્વથા નિંદ્ય–લજ્જાસ્પદ વાત છે. ઇન્દ્રિયોનું દમન કરવાથી તેની ચપળતા–વેગ આપોઆપ ઘટે છે, પરન્તુ જો તેને નિર્વિઘ્નપણે વિષયભોગના માર્ગે વળવા દેવામાં આવે તો, તેને શાન્ત–તૃપ્ત કરવાને જેમ જેમ વધારે પ્રયત્ન–ઉપાય કરવામાં આવશે તેમ તેમ તેની તૃષ્ણા–તેનો ઝડકો વધેજ જવાનો. માનવધર્મશાસ્ત્ર પ્રણેતા ભગવાન્ મનુએ કહ્યું છે કે:—

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

વિક્ટોરીયામાર્ક આવશે. અને તે તમારી સાહેબીને વધારતી ઘણીજ ઠીક થઈ પડશે. ભોળી અને ભલી ગુજરને ભોળવતાં જરાય વિલંબ નહિ થાય. કરોળીયાની જાળમાં માખી ફસાયજ ફસાય ! ચૂકશો તો લાગ નહિ ખાય. સમજાવતાં સીધી રીતે તેની સાન ઠેકાણે નહિ આવે તો શાહેઆલમના રોજે કોણ તેનો બાપ તેને સહાય કરનાર છે? ગુલબદારની વાતજ ન કરશો. બેઠો જરૂર ગાર મશે–પણ ગિરાદર ! સગવડ હોય તો બસો એક મુંબાઈગરા ખીસ્સામાં નાખતા આવશો એજ.

દર્શન કરીને પાવન થાઓ ! હિન્દમાતાની ઘરમાં મહાવી રત્નસમા મીત્રમંડળ, સગાં વ્હાલાંને ભેટ આપવા લાયક, સર્યું રંગમાં છપાએલી સુંદર છબી- પોસ્ટેજ સાથે ૦॥ આને મળશે. ડઝનનો રૂ. ૧) એક.

સંવત ૧૯૭૭ જ્યેષ્ઠ. સને ૧૯૨૨ જુન.

જાહેરખબરના દર- એક અંક | પૃષ્ઠ ૧, પૃષ્ઠ ના, પૃષ્ઠ ા
વખતનો | ૯ રૂ. ૫ રૂ. ૩ રૂ.

કાયમની વધારે વખતની જાહેરખબર માટે આજેજ પત્રવ્યવહાર કરી પુછાવો.

# આ વાંચ્યા પછીજ આગળ વધો !

૧ લક્ષ્મી-કાન્તના જુના ગ્રાહકોને લક્ષ્મી-કાન્ત ભેટ તરીકે-તથી મોકલવામાં આવ્યો. લક્ષ્મી-કાન્ત સાગન્ડ જે પ્રકટ થતાં પોસ્ટેજ સાથે ફક્ત ૦-૮-૦ આનામાં લઈને તમને તે મોકલી આપીશું. વિલંબને માટે ક્ષમા !

૨ અગાઉથી ગ્રાહક થયા છતાં જેમનાં લવાજમ આજ અગીઆર અગીઆર મહિના થયાં નથી આવ્યાં તેમને પણ ભેટ નહિજ મળી હોય. મનીઓર્ડરથી રૂ. ૨-૫-૬ મોકલી આપી ભેટનું પુસ્તક મંગાવી લેવું.

૩ લવાજમ ભર્યા છતાં નવા થયેલા ગ્રાહકો જેમને ભેટનું પુસ્તક ન મળ્યું હોય તેમણે અભિનમે ૦-૩-૬ ની ટીકીટ બીડીનેજ મંગાવી લેવું. ઘણીજ ભુલ કાપી શકીકે છે.

૪ જે ગ્રાહક બંધુઓ પોતાના ગામ પરગામના સ્નેહી સબંધિઓનાં સિરનામાં અમને લખી જણાવશે તેમને નમુનાના અંક વિના મુલ્યે મોકલી આપવામાં આવશે.

૫ ગ્રાહક કરી મોકલવાની તસ્દી લેશો તો ઉપકાર થશે !

૬ આવુ વર્ષનો છેલ્લો અંક હવે પછી લગભગ પંદરેક દિવસમાં સહુને પહોંચી જશે.

૭ જે ગ્રાહક બંધુઓને ટર્મ્નીર માસિકની કોપીમાં જે જે અંકો ખૂટતા ન પહોંચ્યા હોય તેમણે ખૂટતા દરેક અંક દીઠ અણુ પાઇની ટીકીટ બીડી આળસ કર્યા વગર તુરતે મંગાવી લેવા-ફરીથી મોકલી હશે તેમનેજ મોકલી શકાશે.

૮. ઘરનુ ઠેકાણું બદલતાં અમને લખી જણાવ્યા વગર અંક નથી પહોંચ્યાની ફરીઆદ કરનાર સજ્જનોએ પોતાનું નવું ઠેકાણું પુરેપુરૂ અને ચોખ્ખું લખી જણાવવા તસ્દી લેવ આપવી.

મેનેજર-કમેવીર-રાયપુર, અમદાવાદ.


પ્રકાશક:- રણછોડલાલ હરિલાલ ભટ્ટ. ઠે. રાયપુર આકાશાની પોળ, અમદાવાદ.

આ માસિકપત્ર ચીમનલાલ ઈશ્વરલાલે પોતાના રાયપુર, સામજાની પોળ પાસે આવેલા 'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું અમદાવાદ.




## માહરી માત !

નાનાલાલ દલપતરામ પટેલ.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ )

ત્રિકમલાલ મોતિલાલ દેસાઇ.

# સુખ નથી.

શિખરિણી છંદ.

જન્મ્યા છો તોયે શું? કરોડ જનના જો અધિપતી,
જન્મ્યા છો તોયે શું? કરોડ ભજનંતા અતિ સતી;
જન્મ્યા છો તોયે શું? ગુણીજન બહુ જ્ઞાને મર્યા મથી,
પરાધીને પેખ્યું, સમજ મન સ્વપ્ને સુખ નથી. ૧
સુખી શું તે કીધો? કનક ઘરમાં ઢેર પડતા,
કહી ભીક્ષા મેવા, જમીં જમીં સુખો છેક સુરતા;
કર્યા દે ના કર્યા, કવિત ગયું એજે જગતથી,
પરાધીને પેખ્યું, સમજ મન સ્વપ્ને સુખ નથી. ૨
મહા યત્ને શોધી, અરરર! સુહાગી શૂળી ગણે,
ગુલામીનું ચાકું, ચરબ કરી હાંક્યું બહુ બળે;
ફુલેલે ફાલીને, સુરકી મન મોટે ગણપતી,
પરાધીને પેખ્યું, સમજ મન સ્વપ્ને સુખ નથી. ૩

# વિશુદ્ધિ ક્યાં વસી ?

હરિગીત.

( ૧ )

મેં મિત્ર હે સ્નેહી અને, હે બન્ધુને ભગિની તણાં,
હેં હેં નિહાળ્યાં જીવન મ્હેં, અનુપમ વિશુદ્ધિ શોધવાં;
હા ! પ્રેમ બીનાં હૃદય એ, દવતાં હતાં સ્વસ્નેહથી,
લીધા અનેરા લ્હાવ મ્હેં, ઉન્નત પરમ રસ ધર્મથી.

( ૨ )

હું શું વદું પ્રિય સજ્જનો ! ઉર મન્થતા જે અનુભવી,
રસ ધર્મનાં સ્વપ્નો મીઠાં, કહી શકે કયમ માનવી ?
લોકો કહે 'પ્રિય બન્ધુ ! આ, મિથ્યા જ ત્હારી કલ્પના,'
"વિશુદ્ધ હો અંતર નથી, જીવન નથી આ કાલમાં."

( ૩ )

નથી શુદ્ધતા—નથી દિવ્યતા, પાશવ બધો વ્યવહાર છે,
ધિક્કાર છે તો માનવી ! તુજ સ્નેહને ધિક્કાર છે;
પ્રિય, સ્નેહીઓ ! દિલ દાઝતાં, આજે મેં કહેવું પડે,
'સાચી વિશુદ્ધિ છે પૂરી, સિદ્ધાન્તની લેખણ વિષે.'

(રસકુંજ) "નલિનીકાન્ત"




મદ્ય નિષેધ–આજ લગભગ બારેક માસથી અમદાવાદમાં દારૂ નિષેધની ચળવળ મજબુત સુંદર રીતે ચાલે છે. આ સામયિક સ્તુતિ પાત્ર ચળવળથી અનેક ગરીબ લોકોપર અનંત ઉપકાર થયો છે એમાં કાંઈજ શક નથી. આ દુર્વ્યસનના પ્રતાપે તન–મન અને ધનથી હેરાન થઈ પણ જીંદગી ગાળનારા લોકો જેઓ આ હિલચાલના પરિણામે વ્યસનથી મુક્ત થયા છે–સ્ત્રી અને બાળકોના પ્રેમને પાત્ર થયા છે–જાહેર રસ્તા ઉપર લથડીયાં ખાતા–ગટરોમાં ગોથાં ખાતા અને પોલીસના ડંડા ખાતા બંધ થયા છે તેઓ જાહેર રીતે અંતઃકરણ પૂર્વક આ હિલચાલના આગેવાનો અને સ્વયંસેવકોનો ઉપકાર માને છે એ અમે જોયું–સાંભળ્યું છે. આ સત્પ્રવૃત્તિથી મહેનતુ વ્યસની પ્રજાએ લોહીનું પાણી કરી મેળવેલા હજારો રૂપિઆનો થોડાજ સમયમાં એમને ફાયદો થયેલો જોઈએ છીએ. લોક નાયકોની સૂચનાને લક્ષ્યમાં લઈ હજી પણ આ ચળવળને અમદાવાદની સમગ્ર પ્રજા ઉત્સાહથી ઉપાડી લઈ કરેલા પુર્વક નિયત કરેલા સમય સુધી ચાલુ રાખે તો વ્યસની જનોની સાન ઠેકાણે આવતાં તેઓ પોતાનું હિતાહિત સમજતાં, આ વ્યસન પ્રજામાંથી એકદમ નાબુદ થઈ જશે, અને એથી એકલા અમદાવાદનેજ કેટલો લાભ્યો રૂપિઆનો ફાયદો થશે. વ્યસની પ્રજામાં ઉંડી અકલ અને શૌર્ય–વિર્ય હોયજ ક્યાંથી ? વ્યસની–મૂર્ખ પ્રજા સમયપર ન કરવાનાં કર્મ કરી બેસે છે–સર્વસ્વ ગુમાવી હાથે કરીને પાયમાલ થાય છે. એ કર્મહીન–મૂર્ખ પ્રજા તરફથી શી આશા રાખી શકાય ? આજતો હિન્દુસ્થાનમાં પોતાનું હિતાહિત સમજી તદનુસાર વર્તતી હોય એવી આશાકુ વિવેકી પ્રજાની જરૂર છે. પોતાનું હિત સમજનાર પ્રત્યેક વ્યક્તિએ એવી નિન્દ્ય–દુઃખદાયક વસ્તુઓ વિના મુલ્યે–મફત મળે તો પણ તેને વિષ નિર્માલ્યવત્ ગણીને તેનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. આ વ્યસને મુખ્યત્વે મહેનતુ–મજૂર વર્ગમાં સારી રીતે ઘર કર્યું છે. શિયાળાની સખ્ત ઠંડીમાં અંગ ઢાંકવા જાડું–ગરમ વસ્ત્ર ન મળે, સારો પૌષ્ટિક ખોરાક ન મળે એવી સ્થિતિમાં આ રાક્ષસિ વ્યસનની પાછળ રોજના છ છ આઠ આઠ આનાનો ધુમાડો થાય એ કેટલી આશ્ચર્યજનક–શરમ ઉપજાવે એવી વાત છે ! ડાહ્યા અને હોંશિયાર છતાં વ્યસની માણસની ગણત્રી નાદાન–ગાંડાઓમાં થાય છે, એ કોનાથી અજાણ્યું છે. [1] મજૂરોનું હિત ઇચ્છનાર–સાચા 'હિતચિંતકોએ

---

1 કર્મવીરના વાચક બંધુઓ જેમણે કર્મવીર વર્ષ 1 અંક 1 ની અંદરની સુશિલા નામની ટુંકી–રસિક વાર્તા ધ્યાનપૂર્વક વાંચી હશે તેઓ સારી રીતે જોઈ શક્યા હશે કે દારૂ–વૈશ્યાદિ ભારે વ્યસની મનુષ્યો સમયે સમયે કેવા અનર્થ કરી બેસે છે પુનઃ એકવાર એ આખી વાર્તા તરફ નજર કરી જવાની અમે કર્મવીરના વાંચક બંધુઓને પ્રાર્થના કરીએ છીએ. વ્યવસ્થાપક.

તેમનું આ અને એવાં અનેક દુવ્યસનો છોડાવવા ખરા હૃદયથી કાર્ય કરવું જોઇએ. મીલ માલેકો, મીલના અમલદારો, સઘળાં મજૂર મંડળો ઉપરાંત પ્રત્યેક જ્ઞાતિના આગેવાનો–પ્રતિષ્ઠિત માણસોએ એવા વ્યસની માણસોને એ વ્યસનથી મુક્ત થવા ખાસ ફરમાવવું જોઇએ. સદરહુ પ્રવૃત્તિ મંદ પડે તેમજ દૈવવશાત્ અટકી ન જાય તે અર્થે વ્યસન નિષેધક મંડળ નામની એક કાયમની સંસ્થા સ્થાપી તે દ્વારા આ શહેરના પ્રત્યેક ચકલે ચકલે–પોળ–મહોલ્લે અને સાથે સાથે શહેરની આજુબાજુનાં ન્હાનાં ન્હાનાં ગામડાઓમાં પણ સમયે સમયે ઉત્સાહી વક્તાઓ દ્વારા વ્યાખ્યાનો અપાવવાં જોઇએ. આથી ઘણુંજ લોક હિત સાધી શકાશે. વ્યસની–વહુ પ્રજા–સાચી કર્તવ્યપરાયણ–કર્મવીર ક્યાંથી હોઇ શકે ?

**શ્રી કામદારઃ**–ઔદ્યોગિક પ્રવૃત્તિને આગળ વધારવાના કાર્યમાં સ્ત્રિઓ તરફથી આપણે કેવી રીતે સારો લાભ મેળવી શકીએ–અને તેને અંગે તેમની હાલની દુઃખદ સ્થિતિમાંથી મુક્ત કરી તેમને યોગ્ય અનુકૂળતા કરી આપવા સમાજે અંગર તો સંસ્થાઓના સંચાલકોએ શાં શાં પગલાં લેવાં જોઇએ એ સબંધી કર્મવીરના વાંચક સમુહાયને અમે તેમને પોતાના સ્વતંત્ર અભિપ્રાય લખી–જણાવવા આમંત્રણ કરેલું, પરન્તુ દુઃખની વાત છે કેઃ સંખ્યાબંધ અનુભવી અને વારંવાર સ્રી કામદારોના સંસર્ગમાં આવનારા વિદ્વાન–હિતસોજ ગ્રાહક વર્ગ તરફથી અમે કોઇ પણ પ્રકારની સલાહ મેળવી શક્યા નથી. પોતાના અંગત લાભને હાની પહોંચતાં તે સબંધી હકિકત માસિકમાં પ્રકટ કરવા વિનંતિઓ–અરજીઓ કરનારા બાહોશ અને ડાહ્યા જનો અમે અનેક જોયા છે–એવા અનેક બંધુઓના પરિચયમાં અમે આવ્યા છીએ, પરન્તુ આવા સમાજ હિતકારક પ્રશ્નોમાં પાછળ પડી જાઇ, જાણે તેથી ઉલટુ પોતાને અંગત નુકસાન હોય તેથી, અંગર તો સહૃદયતા હોવા છતાં કેવળ તટસ્થતા જાળવનારા બંધુઓ આવી એક સામાન્ય કર્તવ્યપરાયણતા તરફ બેદરકાર રહી વર્તમાન નવયુગ કહો વા કર્મયુગને પોતાની સ્વાર્થવૃત્તિ [illegible] તો નિર્બળતા અને નિસ્પૃહતાથી ડાઘ લગાવે છે એ સમાજ અને દેશના [illegible] વાત છે, અસ્તુ.

[illegible] નની સ્થિતિ સબંધી અમે અમારા અનુભવની એક બે વાતો ગયા [illegible]

ધિક્કાર છે [illegible] એ [illegible] વિષયની વિસ્તૃત આલોચના અમે

પ્રિય, સ્નેહીઓ ! દિલ દાઝનાં, આજે [illegible] સ્રી કામદારોને આજની

સાચી વિશુદ્ધિ છે પૂરી, વિદ્વાનની લેખ [illegible] કરી આપવી જોઇએ એ

(રસકુંજ)

[illegible] રજુ કરીએ છીએ.

કામપર ચઢવાનો સમય

[illegible] સુધી એટલે પુરા

કોઇ પણ ૠતુમાં એ

રજા મળવી જોઇએ.

એ, તે ઉપ-

**ખાદી ભંડાર**—સ્વદેશી ખાદી ભંડારનાં પાટિયાં આજકાલ અમે અનેક સ્થળે જોઈએ છીએ. એ સઘળાય ભંડારોમાં શુદ્ધ સ્વદેશી ખાદી મળતી હશે કે કેમ ? આ એક શંકા ભરેલી બાબત છે, એવું અમે અમારા સામાન્ય અનુભવ ઉપરથી કહી શકીએ છીએ. કેટલાક લેભાગુ વ્યાપારીઓ ફક્ત શુદ્ધ સ્વદેશી અર્થાત્ હાથ વણાટની ખાદીના એક બે તાકા રાખી બાકી મીલ વણાટની મોટા જથામાં રાખતા માલમ પડે છે કેટલાક તો કેવળ મીલ વણાટની અને મીલનું સુતર અને હાથ વણાટની આવી આવી પચરંગી પ્રકારની ખાદીઓ રાખી શુદ્ધ ખાદીના વ્યાપારી થઇ બેઠા છે. અને કેટલાક તો કેવળ ખાદીના એક બે તાકા દુકાનમાં રાખી બાકીનો વિદેશી માલ ભરી સ્વદેશીનો લ્હાવ લઇ રહ્યા છે. અને આવી અનેક ગેર વ્યાજબી રીતે પાપી પેટનો ખાડો પૂરવા દુનિઆ ઝુકતી હય ઝુકાનેવાલા ચાહીએ એ સુજબ ઘણા લોકો અનુચિત માર્ગ લઇ બેઠા છે, આથી મહાત્માજીની સત્પ્રવૃત્તિને જેવું જોઇએ એવું પોષણ મળવા કરતાં એ પ્રવૃત્તિને કંઇક દાગ લાગે છે એવું અમારૂં માનવું છે. " ફક્ત હાથથી કંતાએલા સુતરની હાથથી વણાએલી ખાદી " અને તેમાંય પ્રમાણ પત્ર મળ્યું હોય તે વગર કોઇ પણ વ્યાપારી આવી રીતે " સ્વદેશી ખાદી ભંડાર " ના માલિક થવાનો મોહ ન રાખી શકે એવી વ્યવસ્થા થવાની આજ ખાસ અગત્ય છે. વધારે હેરત પમાડે એવી અને તેમાંય ખાસ વિચારવા જેવી બાબત તો વળી એ છે કે પ્રજામાં ખાદીનો પ્રચાર જોઇ એ સત્પ્રવૃત્તિમાંથી પણ સારો લાભ ખાટી જવા કેટલાક મીલમાલેકોએ આજે કેટલાક સમયથી મીલોમાં ખાદી તૈયાર કરાવવા પાછળ કમર કસી બાંધી છે, કારણ આજકાલ પ્રજાને એની લગની લાગી છે તે ! શુદ્ધ સ્વદેશી ખાદીના પ્રચારની પ્રવૃત્તિને આથી કેટલું નુકશાન થાય છે તે તેમની સમજ બહાર તો નજ રહે તેમ છતાં લીધો એ લ્હાવો, એ ન્યાયે કાર્ય થાય છે. સાચી સમાજ સેવા વા લોક સેવાની પવિત્ર ભાવનાને તેમના હૃદયમાં સ્થાન હોય તો આમ ન બને, પણ ક્યાંથી હોય ? સ્વાર્થ સાધવાનો અથવા તો પ્રપંચમાં રચ્યાપચ્યા રહેવાનો આ જમાનો નથી. આજ તો સમગ્ર ભારતવર્ષનું હિત કયે રસ્તે સધાય એ એકજ અને સર્વમાન્ય સિદ્ધાન્ત પ્રમાણેજ કાર્ય કરવાની આવશ્યકતા છે. મીલોમાં રેંટીયાને સ્થાન મળે અને હાથની સાળોદ્વારા એ સંસ્થાઓમાંથી શુદ્ધ અને સ્વદેશી ખાદી દ્વારા પ્રજાની જરૂરીયાતને પહોંચી વળવાનો—નફાનો પરન્તુ વિવેક ભર્યો લાભ મેળવવાનો પ્રયાસ થાય એ પ્રશંસા પાત્ર છે—જેવળ પહેલ કરનારનીજ જરૂર છે. એમાં મીલ માલેકોની પરમ શોભા છે. ગાંધીજીના અસહકારનો આખો પ્રોગ્રામ ગળે ન ઉતરે તો પણ રેંટિયો અને તે દ્વારા શુદ્ધ સ્વદેશી કાપડ તૈયાર કરી પ્રજાની મર્યાદા ઢાંકવાનું પરમ મંગલ કાર્ય આજ શ્રીમંત વર્ગ ઉપાડી લે, તો નાણાં એટલું પુન્ય એ ન્યાયે કંઇક અર્થ સરશે. વ્યાપારીઓએ હાલ તુરત તો વધારે કમાવાની વાતને કોરાણે મુકી યેન કેન પ્રકારેણ પ્રજામાં ઘેર ઘેર શુદ્ધ ખાદીનો સત્વર પ્રસાર શી રીતે થાય, એજ લક્ષ્યમાં રાખી સ્વાર્થ સાથે સાચી લોક સેવા કરવાની આ સુંદર તક સાધવી લેવાની છે. સ્વરાજ્ય—સ્વતંત્રતાને અર્થે ઔદ્યોગિક ઉન્નતિની આવશ્યકતા સ્વીકારનારા સઘળા દેશ હિતૈષી નામવર નાયકોએ ગાંધીજીના આ પ્રશ્નનો તો પૂરો જવાબ વાળવો ઘટે છે. ઇતિ.

આળસુ-અભાગી લક્ષ્મી ક્યાંથી લાવે?
સ્ત્રી, દુષ્ટ પુરૂષને મનથી જરા ન ચાહે,
રહે અસંગ સુજન સમજી, દુર્જનની સાથે. ૫૩

नायं हन्ति सुखं सूते जीवयत्युज्वलं यशः ।
अमृतस्य प्रकारोऽयं दुर्लभः साधु संगमः ॥
रसायनमयी शीता परमानन्ददायिनी ।
नानन्दयति के नाम साधुसंगति चंद्रिका ॥

દુર્લભ સતસંગ સાધુ જનનો સંસારમાં, (૨)
દૂર કરી દુઃખ સુરદુર્લભ સુખ આપે,
અદ્ભુત એ અમૃતવત્ તૃપ્તિ ઉર સ્થાપે,
અલગ કરે સઘળી ઉપાધી પળવારમાં-દુર્લભ.

સુખકર સુશિતલ સતસંગ શે પમાયે!
શશિપ્રભા સમો એ સંગ સુદભર સેખાયે,
સેવો સતસંગ મક મનના તું ધારમાં-દુર્લભ. ૫૪

सागसेऽपि न कुप्यन्ति कृपया चोपकुर्वते ।
बोध स्वस्यैव नेच्छन्ति ते विश्वोद्धरणक्षमाः ॥

અપરાધી પર ક્રોધ કર્યા વિણ દયાળપણે ઉપકાર કરે,
જ્ઞાન છતાં અભિમાન વિના ઉર જ્ઞાન પીના રસજ્ઞાન ભરે,
ભાવ ઉદાર સ્વચિત્ત વિશાલ સુગુણમણી મણીમાલ ધરે,
એજ મહાત્મ-પ્રભાવ વડે જગહિત સઘાય સદાય કરે. ૫૫

पात्रापात्र विवेकोऽस्ति धेनुपन्नगयोर्यथा ।
तृणात्सञ्जायते क्षीरं क्षीरात्संजायते विषम् ॥

પાત્ર અપાત્ર વિચાર કર્યા વિણ દાન કરી પુણ્ય કેમ થવાએ?
ધેનુ અને સરખાની જુવો જરી સર્પ મહીં કંઈ ફેર જણાએ!
દીન થઇ તૃણ ધેનુ ચરે, તદપિ દઈ દુધ દીએ સુખકારી,
સર્પ કરી પયપાન સમાપર દંશ કરે મહા વિષ વધારી. ૫૬

અપૂર્ણ.

---

# સ્નેહનું સામ્રાજ્ય.

( લેખક. શ્રીયુત વાસુદેવ રામચંદ્ર શેલત. )



ગુરૂવારનો દિવસ હતો. ભગવાન દિનપાલ પોતાના નિત્ય કાર્યથી નિવૃત્ત થઈ અસ્તાચળમાં ગમન કરવાની તૈયારીમાં હતા. આ વખતે વડોદરાના પબ્લીક પાર્ક નામક અતિ વિખ્યાત ઉદ્યાનમાં ઉત્તર કોણમાં આવેલા દિલ્હી દરબાર નામક ભાગમાં એક યુવક અને એક યુવતિનું જોડું ટેનીસ કોર્ટ ઉપર ટેનીસ રમી રહ્યું હતું. ટુંક સમયમાંજ એ ઉભય વ્યક્તિઓએ પોતાની રમત પુરી કરી અને પાસેના આમ્ર વૃક્ષની શાખાઓ નીચે મુકવામાં આવેલા એક બાંકડા ઉપર પોતાનું સ્થાન લીધું. તત્ પશ્ચાત્ એ ઉભયમાંથી યુવતિએ નિમ્નોલિખિત રીતે વાર્તાલાપનો પ્રારંભ કર્યો.

"મિસ્ટર ઇંદુકુમાર ! આ વર્ષે બી. એ. માં ફર્સ્ટ ક્લાસમાં પાસ થવા બદલ હું તમને અંતઃકરણ પૂર્વક મુબારકબાદિ આપું છું."

"મને તે સ્વીકારતાં પરમાનંદ થાય છે" યુવકે પ્રત્યુત્તર વાળ્યો.

"કેમ, તમને આ વખતે ફેલોશીપ મળશે ?" પુનઃ યુવતિએ પ્રશ્ન કર્યો.

"હા, મળશે તો ખરી. પરંતુ પ્રકૃતિ અસ્વસ્થ રહેતી હોવાથી મારો તે સ્વીકારવાને મનોભાવ નથી." યુવકે પ્રત્યુત્તર આપ્યો.

"ઠીક, ત્યારે હાલ તરત તો તમે થોડો સમય આરામજ લેશોને !"

"હા. હમણાં થોડા દિવસ પરીક્ષાશ્રમ ન્યુન કરવા માટે શાંતિજ લેવી છે."

આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો. વાંચક ! એ ઉભય સ્નેહિઓને આજ એકવાર મનમાનતો વાર્તાલાપ કરવા દો. આપ આવો, ત્યાં સુધી આપણે તેમની ઓળખાણ કરી લઈએ.

( ૨ )

યુવતિનું નામ પુષ્પાવતી છે. તે ઇન્ટરમીડીએટમાં અભ્યાસ કરે છે. યુવકનું નામ ઇંદુકુમાર છે. તે આ સાલજ બી. એ. માં ફર્સ્ટ ક્લાસમાં પાસ થયો છે. કોલેજમાંથી આ બેલડાને ઠીક ઠીક સ્નેહ બંધાઈ ગયો છે. ઘણીવાર તે બન્ને અહિં ટેનીસ કોર્ટ ઉપર આવી ટેનીસ રમે છે. આજે પણ બન્ને અહિં એવી રીતેજ રમવા આવ્યાં છે. યુવક કુલિન બ્રાહ્મણપુત્ર છે. અને યુવતિ પણ અન્ય વર્ણની નથી. યુવકને માતાપિતા છે. યુવતિ શૈશવાવસ્થાથીજ માતાના સ્નેહથી વંચિત થએલી છે. યુવતિ વડોદરા કેંપમાં આવેલા એક સુશોભિત પ્રાસાદ તુલ્ય ભવનમાં નીવાસ કરે છે. તેનો પિતા "Animal Trainor"ના અધિકાર ઉપર ઇન્સ્પેક્ટરનું કામ કરે છે. તેને હમણાં પાંચસો રૂપિયાનો માસિક દરમાયો મળે છે. ઉપરાંત આદિ પામાય રેશો તે ફરી આવ્યો

" હો, મ્હારૂં વચન છે પછી ? " કહીને યુવકે કોલ આપ્યો.

" બસ, જો એમ જ હોય તો મને પ્રાણજીવન, આપની સહચરી-ધર્મદારા તરીકે સ્વીકારો, અને તમારી ગૃહિણીના પદને પ્રાપ્ત કરવાનું બહુ માન આપી મારી આશા પુરી કરો-મ્હારી પ્રાર્થના સ્વીકારો. " યુવતિએ એક અકલ્પનીય માગણી કરી.

" હેં ! " યુવક ચમક્યો. " પુષ્પા ! સમજીને હાથ મુકીને તેણે કહ્યું: તમે આ શું બોલો છો ! હું તો ગયાં ત્રણ વર્ષથી પરણી ચુક્યો છું. મ્હારૂં આ પંચભૌતિક શરીર મારૂં નથી, તે હું તમને શી રીતે આપી શકું ! " યુવકે સત્ય સ્ફોટ કર્યો.

( અપૂર્ણ. )





સર્વથી કેવળ અલગ રહેવું અને કોઇની પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન ન કરવો એને કેટલાક નિસ્પૃહતા અથવા વૈરાગ્ય ગણે છે; પરંતુ કોઇ આપણા ઉપર પ્રીતિ ન કરે એવો સ્વભાવ રાખવો. એ કંઇ નિસ્પૃહતા નથી. પરમાર્થનાં સાધનો સર્વોત્તમપ્રકારે સધાય માટે વૈરાગ્યની અત્યંત અગત્ય છે. પણ પરમાર્થનાં સાધનોમાં આપણે આપણો ઘણો સમય ગાળતા હોઇએ તો આ પ્રકારનો આપણો અલગ રહેવાનો સ્વભાવ આપણા વ્યવહારને સુધારતો નથી અને આપણી ઉન્નતિને સાધતો નથી.

જો પરમેશ્વર જ કર્તા હર્તા છે તો પછી પરમેશ્વરની જ આપણે સ્પૃહા ધરવાનો અને તેમનીજ પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન કરવાની આપણે અગત્ય છે. પણ અલ્પજ્ઞ અને અલ્પશક્તિવાળા મનુષ્યોની સ્પૃહા ધરવાનો અને તેમની પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન કરવાની આપણે કશી જ અગત્ય નથી, એ પ્રકારનું કારણ આપીને કેટલાક જગતથી અલગ રહેવાનો બોધ આપે છે; પરંતુ જો પરમેશ્વર જ જગતરૂપ થયા છે અને જગતનાં મનુષ્યોમાં પરમેશ્વરનો જ અંશ રહેલો છે, તો પછી જગતનાં મનુષ્યોની પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન પરમેશ્વરની અંશતઃ પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન નથી એમ કોણ કહી શકશે ? અને પરમેશ્વરના અંશરૂપ મનુષ્યોપ્રતિ આપણો દ્વેષ એ શું પરમેશ્વરપ્રતિ આપણી પ્રીતિને સૂચવે છે ?

ગમે તેમ હો તોપણ એટલું તો સિદ્ધ છે કે જેને પોતાનો વ્યવહાર ઉત્તમપ્રકારે સાધવો હોય અને જેને પોતાના ઉદ્યોગમાં સર્વોત્કૃષ્ટ વિજય મેળવવો હોય તેણે સર્વ મનુષ્યો પોતાના ઉપર જેમ બને તેમ અધિક પ્રેમ કરે એવું વર્તન રાખવું જ જોઇએ. તેણે જેમ બને તેમ પોતાના મિત્રોની સંખ્યા વધારવી જોઇએ.

ગ્રાહકને આવકાર ન આપનાર, દુકાનઉપર ચડતાં જ કઠોર શબ્દો ઉચ્ચારનાર અને ગ્રાહકોની સ્પૃહા ન કરનાર દુકાનદારની દુકાને ઘણાં ગ્રાહકો જતાં શું તમે જાણ્યાં છે? મીઠી-વાણીથી ડોકટર અને વકીલ જેટલાં ગ્રાહકો પોતાના ભણી આકર્ષવા સમર્થ થાય છે તેટલાં તેમનાથી નિસ્પૃહ રહેનાર, આકર્ષવા સમર્થ થતા નથી.

જેનો જેનો સંબંધ થાય તેની સાથે સર્વદા મધુર વાણી બોલો. સામો માણસ ભલેનો પાદશાહ તમને જણાય તોપણ તે તમારા ઉપર સ્નેહ કરે, એવું જ તેની સાથે તમે વર્તન કરો. બીજાઓનું કંઇ કામ કરવાનો પ્રસંગ આવે તો તત્કાળ પ્રસન્નતાથી તે કરો. બીજાઓને તમારાથી બને તેટલી મદદ કરો. બીજાઓનું કાર્ય કરવાનો ઉદ્દેશ રાખો, તેઓ સુખી થાય એવું જ કૃત્ય કરો. તેમના સુખમાં વૃદ્ધિ થાય, એવું કંઇ પણ તમારા જાણવામાં આવે તો તે તરત તેમને જણાવો. પોતાની પાસેનું બીજાને આપવામાં મનુષ્યો અત્યંત કંજુસાઇ વાપરે છે. આવી કૃપણતાના બીજ અને તેમ તમારામાંથી કાઢી નાંખો. તમારી સાથે કામ કરનારાઓના કામની કઠિનતા દૂર કરવા પ્રયત્ન કરો. સામાને ક્યાં મુશ્કેલી નડે છે, તે શોધી કાઢો, અને તેમને અર્થે તે દૂર કરવા સર્વદા તત્પર રહો. તમારો બીજાઓને માટે આ પ્રમાણે જ્યાં પ્રયત્ન થવા માંડ્યો કે બીજાઓ તરત જ તમને પોતાના હિતચિંતક તરીકે ગણશે. તેઓ પોતાના દુઃખો ટાળવા તમારી પાસે આવશે, તેઓ તમારો વિશ્વાસ ધરશે અને પોતાની ગુપ્ત વાત તમને કહેશે. તેઓ તમારી સલાહ પ્રમાણે ચાલશે, તેઓ સર્વદા તમારા ઉપર પ્રેમ કરશે અને તમારું કામ કરવા મરી મટશે. તમે માગ્યું માગશો તે તમારા આગળ હૃદય ધરીને રજુ કરશે. સેવક થવાથી તમે બીજાને સેવક કરો છો. પ્રેમ દર્શાવવાથી તમે બીજાના પ્રેમને પ્રાપ્ત કરો છો.

તમે દુકાનદાર હો ત્યાં પણ આજ નિયમે વર્તો. તમારા ગ્રાહકોને તમારા મિત્ર સમાન ગણો, તેમને મુંડવાનો ઉદ્દેશ ન રાખો. પણ તેમનું હિત કરવાનો, તેમની સેવા કરવાનો ઉદ્દેશ રાખો. તેઓને જે જોઇતું હોય તે ઉત્તમ પ્રકારનું આપો. તમારા નોકરોને પણ ગ્રાહકોના સેવક થવાનું તમારી પેઠે જ તેમની સેવા કરવાનું શીખવો. તમારા વેચેલા માલથી ગ્રાહકને પૂર્ણ સંતોષ થાય ત્યારેજ તમે ઉત્તમ વિક્રય (વકરો) કર્યો છે, એમ માનો.

ગ્રાહકોને સંતોષ આપવા ઉપરજ જે દુકાનદાર દૃષ્ટિ રાખે છે, તેને ઘણી ઘરાકી મળે છે, અને ઘણી ઘરાકી જમાવી એટલે વ્યાપારમાં વિજય મળ્યો એ શું તમને સ્પષ્ટ નથી થયું! થોડાં ગ્રાહકોને મુંડવાથી જે લાભ થાય છે, તેના કરતાં પ્રમાણિકપણે વર્તીને અને ગ્રાહકોને સંતોષ આપીને હજારો ગ્રાહકો મેળવવાથી વધારે લાભ થાય છે.

વ્યાપારમાંજ આવું વર્તન રાખવાથી વિજય મળે છે એમ નથી. ગમે તે ઉદ્યોગ કરનારને આવુંજ વર્તન લાભકારક થાય છે. રાજાથી માંડીને તે રંક સુધી સર્વને, ધર્મગુરૂઓને, ઉપદેશકોને, વક્તાઓને, વિદ્વાનોને, અમલદારોને, નોકરોને, ગરીબોને, શ્રીમંતોને, પરપ્રજાને સર્વને આ પ્રમાણે વર્તવાથી પોતાના વ્યવહારમાં અત્યંત લાભ થયેલો જણાશે.

મનુષ્યોના ચાર વિભાગ પાડી શકાય. દસ્યુવૃત્તિવાળા, ભિક્ષુકવૃત્તિવાળા, હાથપગ હલાવ્યા વિના નિર્વાહ કરનારા અને પુરૂષાર્થ કરીને નિર્વાહ કરનારા.

ચોર, ઠગ લુટારા એ વગેરે દસ્યુવૃત્તિવાળા ગણાય છે.

સામો યોગ્ય બદલો આપ્યા વિના, જીવનની નિર્વાહક વસ્તુઓ ભીખ માગીને, પ્રાપ્ત કરનારા ભિક્ષુક વૃત્તિવાળા ગણાય છે.

કશો પણ પ્રયત્ન કર્યા વિના નિર્વાહનાં સાધનો જેમને પ્રાપ્ત થયાં હોય છે, તેઓ હાથપગ હલાવ્યા વિનાં નિર્વાહ કરનારા ગણાય છે. આ વર્ગમાં રાજાના તથા શ્રીમંતનાં પુત્ર તથા પુત્રીઓનો સમાવેશ થાય છે. આ લોકોને કશી વસ્તુ પ્રાપ્ત કરવા માટે મહેનત કરવી પડતી નથી, તેમ તેમને ભિખ પણ માગવી પડતી નથી. તેઓને જે જોઇએ તે ચિંતા કર્યા વિનાં બેઠાં બેઠાં મળે છે. આથી આ લોકો પ્રથમ બે પ્રકારના મનુષ્યો કરતાં ઉતરતા પ્રકારના છે; કારણ કે ચોર કે લુંટારા થવામાં અથવા ભિક્ષુક થવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે અને હાથપગ પણ હલાવવા પડે છે; પણ આ લોકોને તો આમાંનું કશુંજ કર્યા વિના તૈયાર ભાણા ઉપર બેસવાનું હોય છે.

પુરૂષાર્થ કરીને પોતાનો નિર્વાહ કરનારા–ઉદ્યોગી–કામ કરનારા મનુષ્યો આ સર્વમાં શ્રેષ્ઠ છે. આવા મનુષ્યોજ આ સંસારમાં વિજયને, સિદ્ધિને, મહત્તાને પ્રાપ્ત કરે છે, તેઓ મોટાં મોટાં પરાક્રમો કરી શકે છે. તેઓ મફતનું તાકનારા હોતા નથી. પોતા પરસેવાનું તેઓ ખાનારા હોય છે. બદલામાં કશું આપ્યા વિના કંઇ પણ તેઓ સ્વીકારતા નથી; જમીનમાંથી ધનના ચરૂ નીકળવાની કે આકાશમાં ઉડતી સમડીના ચાંચમાંથી નવ લાખનો હાર આવી ખોળામાં પડવાની તેઓ પહોળું મોં રાખીને રાહ જોતા નથી.

સદ્ગુરૂથી યથાર્થ શિક્ષણ પામ્યા વિનાના ઘણા મનુષ્યો આવીજ ભૂલ કરે છે. કોઇ સાધુનો કે સન્યાસીનો સમાગમ થવાથી અથવા કોઇ ભક્તનું યોગી કે તત્વજ્ઞાનીનું સારે પુસ્તક વાંચવાથી તેઓ ભક્ત, યોગી કે તત્વજ્ઞાની બની જાય છે. સવારમાં વહેલાં સ્નાન કરી શરીરે ભસ્મના અને ચંદનના મોટા મોટા લપેડા કરી કાઢે છે; ઢંગધડા વિનાના પાંચ સાત પ્રાણાયામો કરે છે, આંખો મીંચીને દશ વિશ માળાઓ એકેકને પિસે ફેરવી કાઢે છે; જ્યાં જાય છે ત્યાં હાથમાંથી બેરખો હેઠો મુકતા નથી, આખા જગતને અજ્ઞાનમાં ઉંઘતું અને પોતાનેજ કેવળ જાગતા માને છે, અને આસરે પાંચ સાત માસ વીતતાં પરમેશ્વરને પોતાના દ્રષ્ટિ સમીપ પ્રકટ થયેલા જોવાને તથા અષ્ટસિદ્ધિઓનું ઐશ્વર્ય પોતાને પ્રાપ્ત થયેલું અનુભવવાને આશા રાખે છે. અથવા તો નિર્વિકલ્પ સમાધિમાંજ પોતાનો પ્રવેશ થયેલો જોવાને ઇચ્છે છે. તેઓ ફુટી બદામ આપીને તેના બદલામાં કોહિનૂર મેળવવાનાં ફાંફાં મારે છે. તેઓને માહિને ચાર આના ભાડું આપીને મોટો મહાલય નિવાસ કરવાને માટે જોઇએ છે. પુરૂષાર્થ કરતાં તેઓને ટાઢીઓ ચડે છે. શ્રીમંતના પુત્રને જેમ વગર મહેનતે વારસો મળ્યો હોય છે, અથવા રાજાના પુત્રને જેમ વગર શ્રમે રાજગાદી મળી હોય છે તેમ તેઓને વગર પ્રયત્ને જ્ઞાનધન જોઇએ છે. આ લોકો પણ ભિક્ષુ કરતાં ઉતરતી પંક્તિના છે.

જેની પાસે પોતાને અન્ન નથી હોતું તેને પરસેવો ઉતાર્યા વિના ખાવાનું અન્ન નથી મળતું તો પરસેવો ઉતાર્યા વિના, હજારો વર્ષ પણ તપ કરવાથી ન મળનાર પરમેશ્વર શી રીતે મળે ?

# કર્તવ્ય અને સિદ્ધિ.

કર્તવ્યપરાયણ મનુષ્યોજ આ સંસારમાં સુખની સામગ્રી અને પોતાની ધારેલી વાંચ્છિત વસ્તુ મેળવવાના અધિકારી છે. કાર્ય કર્યા વગર ફળ મળે કે ? વિદ્યા, વિભવ, માન, પ્રેમ, પ્રભુતા, પરાક્રમ, ચરિત્ર-બળ, આત્માનું કલ્યાણ, પોતાના દેશની ઉન્નતિ, પોતાના દેશના ગૌરવનો વિસ્તાર, સ્વતંત્રતા અને સ્વર્ગીય સુખ ઇત્યાદિ સઘળી વસ્તુઓ કર્તવ્ય કરવાથીજ પ્રાપ્ત થઇ શકે છે. પ્રયત્ન કરવાથીજ નિયતી એક નોકરની માફક કામ કરે છે, પર્વત પોતાની છાતી ચીરીને કર્મવીર મનુષ્યોને જવાનો માર્ગ કરી આપે છે, અંધકાર પ્રકાશની માફક તેને તેજ સમયે રસ્તો બતાવે છે, અને જે વસ્તુઓ સામાન્ય માણસોની કલ્પનામાં પણ નથી ઉતરતી તેને ઉદ્યોગી પુરૂષો પોતાના કર્મ-બળ વડે પ્રત્યક્ષ એક સાધારણ યત્નથી સિદ્ધ કરી આપે છે. એટલાજ વાસ્તે કર્તવ્ય એજ વ્રત, કર્તવ્ય એજ તપ, અને એ કર્તવ્યનું નામજ યોગ મનાય છે. જેઓ કર્મ માર્ગના મુસાફર બનીને દક્ષતાપૂર્વક એ વ્રતનું પાલન કરે છે, તપસ્વીની માફક પોતાના કાર્યમાં તન્મય-બની જાય છે, તેઓજ અંતે સિદ્ધિ મેળવી શકે છે. જેઓ કંઇ પણ ઉદ્યોગ-કર્મ કર્યા વગર આળસુ-ઢોરની માફક-મડદાલ જેવા બેસી રહે છે તેઓ આખર મનુષ્ય મટીને પશુ થાય છે.

. માનવ અથવા કર્તવ્યપરાયણતાનું બીજું અંગ પોતાના કાર્ય-ઉદ્દેશને ગુપ્ત રાખવાનું છે. ઉદ્દેશને ગુપ્ત રાખવું એ ઉદ્દેશ સાધનમાં કેટલું સહાયક છે એ સરળતાથી સમજવાનું કાર્ય અત્યંત કઠણ છે. પરન્તુ જેઓ કલ્પનાના પ્રમોદ-વનમાં ફર્યા વગર મનુષ્ય જાતના કાંટાથી ભરેલા-કઠણ માર્ગમાં ચાલે છે, જે મનુષ્ય-પ્રકૃતિના અભ્યંતર ભાગોમાં હંમેશાં મૂર્ખની માફક ફરતા નથી રહેતા, વિચારની સરળતાથી તેના અંતઃપુરમાં પ્રવેશ કરી શકતા છે, તેઓજ તેમાં સમજી શકે છે. તેઓ વારંવાર એવોજ ઉપદેશ આપે છે કે:-જે કર્તવ્ય-ભાવના-મંત્ર કુવામાં નાખેલા એક સોનાના સીક્કાની માફક કર્મવીર-સાધકના હૃદયમાં છુપાઇ રહે છે એજ સાચો મંત્ર છે. જે વાત એક કાનથી બીજે કાન અને બીજેથી ત્રીજે અને ત્યાંથી હજારોને કાને પહોંચી જાય છે, તેથી કાર્ય નથી સરતું. કાર્યથી જે કાંઇ થાય છે તે બધો પ્રતાપ તેના મંત્ર-રહસ્યોનો છે. ખરી ખૂબી તો છે કે: તમે શું કાર્ય કયે રસ્તે સિદ્ધ કરો છો તે કોઇના જાણવામાં ન આવે તેને માટે કાળજી રાખવાની આવશ્યકતા છે.

ઇસામસિહે એક ઠેકાણે કહ્યું છે કે "તમારો જમણો હાથ શું કરે છે તેની ડાબા હાથને પણ જરીક ખબર ન પડવી જોઇએ." વર્તમાન સમયમાં યુરોપના મુત્સદ્દીઓએ દાન આદિના સંબંધમાં એ આજ્ઞાનું પાલન ન કરવા છતાં પોતાના લક્ષ્ય-મંત્રને ગુપ્ત રાખીને અક્ષરશઃ તેનું પ્રતિપાલન કરીને મહા સિદ્ધિ મેળવી છે. બર્લિનની કઠોર રાજ્ય-નીતિ ફક્ત લક્ષ્ય બિન્દુને છુપાવી રાખવાથીજ, અને બાહુબળના પ્રતાપેજ અભિમાની રાજ્યસત્તાઓને પણ નીચે ઝુંકી શકી છે.

રશિયાવાળા પોતાના આંતર હેતુને છુપાવી રાખવામાં ઘણા ચતુર છે. તેથીજ તેઓ હંમેશાં અનેક પ્રદેશોને હાથમાં નાખવાને સમર્થ થયા હતા. રોમનું વર્તમાન રાજ્ય, મંત્રને ગુપ્ત રાખવાને લીધેજ પુનઃ રોમને ઉત્તમ સ્થિતિએ પહોંચાડી શક્યું છે. એજ રીતે ઉદ્દેશને ગુપ્ત રાખવાથીજ બ્રિટીશવાળાઓ પણ એશિયા અને આફ્રીકામાં પોતાના વિશ્વાસપર અજેય બનાવેલાં રાજ્યોપર અધિક પ્રભાવ જમાવી શક્યા છે.

આવી જાતની એક પ્રચલિત દંતકથા છે કે:-" પ્રસિદ્ધ વિદ્વાન પિથાગોરસ[1] પોતાના શિષ્યોને પાંચ વર્ષ સુધી મૂગા રહેવાની આજ્ઞા કરતો હતો. જે આ પાંચ વરસ સુધી શાન્તિથી મૌન વ્રતનું પાલન કરતા હતા, તેમને એ પોતાના શિષ્ય બનાવી જ્ઞાન આપતો હતો. જેઓ તેમાં સમર્થ ન્હોતા થતા તેઓ ત્યાંથી પાછા ચાલ્યા જતા. ઉપર ટપકે જોનાર પિથાગોરસના આ મહાન નિયમની જરાય એવી નિન્દા કરે; પરન્તુ એમ કરવામાં તેનો એક અપૂર્વ આંતર હેતુ હતો. મૌન રહેવાથી મનનું ચિંતન થાય છે, મૌન રહેવાથી ગંભિરતા આવે છે, મૌનવ્રત પાલન કરવું એ ચિત્તને સંયમી બનાવવાના પહેલા પગથિયારૂપ છે કેટલાય દુર્બળ મનના માણસો વિના કારણ કાર્યમાં છુપાએલો ગૂઢ ભેદ જાહેર કરી દે છે; એનું કારણ શું છે? ખરી વાત એ છે કે: જેઓ સંકુચિત કલ્પના હોય છે તેઓ એ દ્વારા પોતાની નિચતા જણાવે છે. તેમનામાં એ બોલે

૧ પિથાગોરસ અગાઉના જમાનાનો એક ગ્રીક વિદ્વાન હતો તેના અનેક શિષ્યો હતા.

સહન કરવાની શક્તિ ક્યાંથી હોય ? તેઓ લૌકિક યશ મેળવવાની લાલસાવાળા હોય છે. તેઓ અથાક જળમાં રહેનારી " રાવત " નામની માછલીની સ્થિરતા અને અટલપનની રહેવામાં કેવી મહત્તા છે તે એ નથી સમજતા. જેનું હૃદય એક ન્હાનીશી માછલીની માફક થોડાક પાણીમાં રહીને સુખનો અનુભવ કરે છે, એ કાર્ય પૂર્ણ થવાની વાત તો આઘે રહી, પણ કાર્યનો આરંભ કર્યા પહેલાંજ તેનું ફળ ભોગવવાની પ્રશંસા સાંભળવાને માટે તલપાપડ થઇ જાય છે. કોઈ એક સ્ત્રી જેવી રીતે બીજી કોઇ સ્ત્રીના ગળે વળગીને પ્રયોજન વગર કેવળ પોતાના મનની સુખ–દુઃખની વાત કરીને આનંદ પામે છે, તેજ પ્રમાણે એ પણ દેશની ઉન્નતિ અવનતિ અને સમાજની ઉત્પત્તિ તથા વિનાશની ભયંકર વાતો કરીને આનંદ પામવાની લાલસા રાખે છે. એ હમેશાં બીજાઓની આંખેજ જોવાનું ઇચ્છે છે. તે હમેશાં બીજાઓની દૃષ્ટિ ઉપરજ આધાર રાખે છે. પ્રસિદ્ધ વિદ્વાન શિલિ આવી જાતના પુરૂષોને બેડીઓ જેવા કહેતો હતો. તેમના ઉપર જેટલી ઇચ્છા થાય તેટલી શ્રદ્ધા અને ભક્તિ રાખો, તેમાં કોઈ પણ પ્રકારની લેશ પણ હાની નથી. આનંદના વખતે તેમની સાથે ભાઇબંધની માફક વર્તો, એમાં પણ કોઇને કંઇ દુઃખ પામવા જેવું વા અહિતકર નથી. પરન્તુ કર્તવ્ય–સાધન મંદિરમાં તેમને કોઇ દિવસ પાસે ન રાખતા. કેમકે જેઓ કર્તવ્ય–મંત્રની રક્ષા નથી કરી શકતા તેઓ કુદરતી રીતેજ નિષ્ફળતા મેળવે છે.

કર્તવ્ય–સાધનાનું ત્રીજું અંગ ઉત્સાહ અથવા ઉદ્દેશ્ય–મંત્રમાં સંપૂર્ણ રીતે તલ્લીનપણે જવાનું છે. ચોથું અંગ ઉદ્યોગ અથવા કર્તવ્ય–મંત્રનો પ્રયોગ કરવાનું છે. પાંચમું અંગ આત્મ–ત્યાગ, પ્રાણાર્પણ અથવા કાર્ય–સિદ્ધિને માટે દેહની આહુતિ આપવી એ છે. છઠ્ઠું અંગ દક્ષતા અર્થાત્ કર્તવ્ય–મંત્રથી પવિત્ર થએલી આંખે સમયની રાહ જોવી એ છે. ઉપરનાં પાંચ અંગ મુખ્ય છે, તેના મિશ્રણથી મનમાં એક પ્રકારની અપૂર્વ અવસ્થા ઉત્પન્ન થઇ જાય છે. એ દૈવીભાવ–અવસ્થાનું વર્ણન ભાષા સંપૂર્ણ રીતે નથી કરી શકતી.

કોણ કહે છે કે મનુષ્ય દુર્બળ છે ? કોણ કહે છે કે રોગ મનુષ્યની શક્તિને ઓછી કરે છે ? કોણ પુરવાર કરી આપે છે કે શોક મનુષ્યને બાળી મૂકે છે ? કોણ સમજાવવા માગે છે કે વૃદ્ધ થવાથી જરા આવીને મનુષ્યને ગળી જાય છે અને દુઃખ ગરીબી અને અન્ય અનેક ઉપાધિઓ ઉપસ્થિત થવાથી તેનો આત્મા કરમાઇ જાય છે ? જેના હૃદયમાં ઉત્સાહનું ઉત્તેજન નથી, આત્મામાં સ્ફુર્તિ અર્થાત્ ચેતનપણું નથી, એને માટે તો આ સઘળું અવશ્ય થાય એમ છે; તેઓ કોઈ પણ પ્રકારના રોગ વગર રોગી હોવા જણાય છે, જરાવસ્થા આવ્યા વગર સંપૂર્ણ જુવાન છતાં ઘરડા–ખખ્ખડ જેવા, અને શોક તેમજ દુઃખ વગર પણ હમેશાં મ્લાન–દુઃખી અને નકામા બની રહે છે. (અપૂર્ણ)

૧૩. તમે જે કંઇ કરો તે બને તેટલી સારી રીતે કરો, અને તેમાં જ તમારી યોગ્યતા છે, તમારી ખરી લાયકાત તો તમે જે કંઇ કરો તે ખરા હૃદયથી કરો તેમાં જ સમાએલી છે.

૧૪. જાહેરખબર આપવાથી માલ બનાવનાર અને વેચનાર ઉભયની વચ્ચે સંપ અને સદ્‌ભાવ પેદા થાય છે.

૧૫. તમે જે કંઇ કામ સારામાં સારૂં જાણતા હો તેમાં જ ખરા દિલથી મંડ્યા રહો, કારણ સારામાં સારો લાભ એ વગર અન્ય એક રસ્તેથી તમે નહિ મેળવી શકો.

૧૬ વ્યાપારીને માટે મૂળ મંત્ર એ છે કે: જે કંઇ કામ કરવાનો નિશ્ચય કર્યો તે પુરેપુરૂં સમજી લેવું, અને જે કામ સંપૂર્ણ રીતે સમજાયું તે કરી નાખવું.

૧૭. નાની નાની-નજીવી બાબતોમાં પણ જેઓ બારિકાઇથી નજર ફેંકતા રહે છે, તેઓ જ પોતાના ધંધારોજગારમાં કંઇક ફાયદો કરી શકે છે.

૧૮. સાચો ટેક અને સાચી ઇમાનદારી આ બે ગુણ જેઓમાં હોય છે તેઓ પ્રત્યેક કાર્ય ઘણી જ સરળતાથી કરી શકે છે, એ વગર સઘળી યોગ્યતા અને ચાલાકી નકામી છે.

૧૯. સંસારમાં મોટાં મોટાં ઇનામના અધિકારી સાહસિક મનુષ્યો જ છે. સાહસ વગરનાને માટે કંઈ જ નથી.

૨૦. તમારી ટોપી ઉપર લખાવી લ્યો, મેજ ઉપર લખી લ્યો, ઘડીઆળ ઉપર કોતરાવી લ્યો અને તમારા દ્વારપર ચીતરાવી લ્યો કે:—“વખતસર કાર્ય કરો !”

૨૧. વ્યાપારીની ભૂલોમાં મોટી ભૂલ બેપરવાઇ છે.

૨૨. નવું કાર્ય શરૂ કરો અને નવી યુક્તિઓ શોધો.

૨૩. તમારા ઉપરી, હાથ નીચેના અને આસપાસના સઘળાં માણસોના કામમાં નજર રાખો—ન જાણતા હો તો શીખી લ્યો, એ સઘળાં માણસોનાં કાર્યની યોગ્યતા પ્રાપ્ત કરવા તમારે પ્રયત્ન કરવો જ જોઇએ, એમાં જ તમારૂં ભાવી મંગલ છે.

૨૪. જેઓ નિયમિત અને વ્યવસ્થિત કાર્ય નથી કરતા તેઓ હમેશાં અન્યની આગળ પાછળ હારી જાય છે, અને તે ઉઘાડી વાત છે કે હમેશાં દુર્બળ હારે છે અને બળવાન જીતે છે.

૨૫. પાંચસોનો વિદેશી માલ અને પચાસની ખાદી દુકાનમાં રાખી તમે “શાહ ખાદીના વ્હેપારી” થવાનાં ફાંફાં ન મારતા. સ્વદેશીને નામે પ્રજાને ઠગવાનું એ મહાપાપ તમને જરૂર નર્કમાં નાખશે.

૨૬. પૈસો ગુમાવ્યો તેણે કંઇ જ નથી ગુમાવ્યું. પ્રાણ ગુમાવ્યા તેણે કંઇક ગુમાવ્યું, પણ જેણે પ્રજાનો વિશ્વાસ અને પ્રતિષ્ઠા ગુમાવી તેણે સર્વસ્વ ગુમાવ્યું.

૨૭. દૈવયોગે અને છળપ્રપંચ કરી મેળવેલી લક્ષ્મી સ્વાર્થી અને દુષ્ટ મિત્રોની માફક શરૂઆતમાં ચમત્કાર દર્શાવી, પાછળથી રડાવીને રસ્તો માપી જાય છે.

# કંઈક જાણવા જોગ.

માર્ક એન્ટની:—આ નામાંકિત નર જ્યારે લાચાર અને ખ્વાર થઈ ગયો ત્યારે તે બોલ્યો હતો કે: “ મ્હેં મ્હારૂં ઘણું ખોયું છે, પરન્તુ, જે કાંઈ મ્હેં બીજાઓને આપ્યું છે તે ખોવાયું નથી.

સર વોલ્ટર સ્કૉટ:—આ વિદેશી કવિએ કહ્યું છે કે: મનુષ્ય પ્રાણી જો એક બીજાને મદદ કરવાનું બંધ કરે તો તે મરી જાય. માણસના જન્મથી તે મરણ પર્યંત તેને મદદ લીધા વગર ચાલતું જ નથી, માટે જેને આશ્રયની જરૂર છે, તેને તે મેળવવાનો પણ સંપૂર્ણ હક છે, અને જે માણસ મદદ આપવાને શક્તિવાન છતાં નથી આપતો તે ઇશ્વરનો મહાન ગુન્હેગાર થાય છે.

શેખ સાદી:—આ સાધુપુરૂષે કહ્યું છે કે: પ્રજા મૂળ છે, અને રાજા વૃક્ષ છે, એ વૃક્ષ તેના મૂળથી જ ઘટ બને છે.

સફેત દાઢી:—પ્લુટાર્ક નામનો ગ્રંથકાર કહે છે કે: એક યુનાનિ શખ્સે પોતાની દાઢી ઘણી જ વધારી હતી, તેને કોઈએ માણસે તેનું કારણ પૂછ્યું ત્યારે તેણે જવાબ દીધો કે: “ મ્હારી દાઢી સફેદ થઈ છે, અને લાંબી વધાર્યાથી તે હમેશાં મ્હારી નજરે તર્યાં કરે છે, તેથી તે મ્હને યાદ આપે છે કે: એવું કામ ન કરી બેસતો કે ત્હારી સફેત દાઢીને દાગ લાગે.”

દરરોજના વર્તમાનપત્ર વાંચનારાઓમાં ખરાબ હાનતના માણસો દિવાળીઆઓના નામની ટિપ શોધે છે, ધંધાદારીઓ જણસોના ભાવ–તાલ જુવે છે, પરવારેલાઓ ગપસપ શોધે છે, કન્યાઓ લગ્નની ટિપ વાંચે છે, ઉડાઉ જુવાનિઆઓ મરણની ટિપ તપાસે છે. અને ઉચ્ચપદાક ! તેઓ નાચ–મુજરા અને નાટક –તમાસાની જાહેરખબરો વાંચે છે.

કલમનો ગોદો:—

કૈંક ખમે બૂરો ઘાવ બરછીના ગોદા તણો,
ભાલા તણા ભેદે કૈંક ભયભિત થાય છે;
બંદુકનો ઘાવ કંઇક ઝીલે ગયો છે ગુમાવી,
ગુપ્તિ તણા ગોદા થકી કંઇક ગભરાય છે;
કંઇક હથિયારને ઓજારના પ્રહાર એવા,
મિત્ર મ્હારૂં મન નહિ તે થકી મુંઝાય છે;
એ સહુ ગોદાનો ઘાવ સ્હેજમાં રૂઝાય પણ–
કલમના ગોદામાં તો કંઇક મરી જાય છે.

ડાહ્યો રાજા:—ભેજાભાજથી ફકીરોનો નાશ થતો અટકાવવા માટે પોર્તુગલના રાજા પહેલા પિટરે એક એવો હુકમ બહાર પાડ્યો હતો કે: જો મ્હારી રૈયતમાંનું કોઇપણ રોકડા પૈસા આપ્યા વગર અગર લીધા વગર માત્ર સેરો અપરા આપશે તો, તેવો જ ગુન્હો તેણે ખીજ્યાર કરો એ વાત અને આવતાં તેને મોતની શિક્ષા કરવામાં આવશે,

લેખકઃ—રણછોડલાલ હરિલાલ ભટ્ટ.



॥ શ્રી સદ્ગુરવે નમઃ ॥

ભયંકર ભૂલ અથવા

# મંજૂર કે આલમનું નૂર?

એક સુબોધક, મનોરંજક, શૃંગાર, કરૂણારસપૂર્ણ
સામાજિક નવલકથા.

---

પ્હેલું પરિચ્છેદ.

## પ્રભુ ગયો છે?

"ન્યાયના પંથે જતાં અટકાવશો કે શું!"
"ત્યાગ ધર્મના રસ્તે જતાં ફટકાવશો કે શું!"
"અહિંસા, સત્ય, સેવા, સ્નેહના સિદ્ધાન્તની સ્હામે,—"
"અકલના દુશ્મનો આખર ખરેખર ફાવશો કે શું?"

રમણી કુળભૂષણ સતી-સાધ્વીઓના ભાગ્યમાં વૈધવ્ય કેમ સંભવે? કુલિન જનોને કલંક પણ ક્યાંથી હોય? સત્ય-ધર્મનો જય મનાય છે, તેવીજ રીતે અધર્મ-અસત્યકારક મનુષ્ય સ્વભાવને ભુલી ગએલાં જન-પશુઓનો, અનંત કાળેય ક્ષય હોય જ—એ કબૂલ કરવામાં વિવેકીજનો કેમ વિલંબ કરે?

---




ગતનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે સાચી ખાનદાની અને ઇમાનદારી ખરું જોતાં શ્રીમંતોમાં નથી જોવામાં આવતી. લક્ષ્મીના મદને લીધે કોના ઉપકારને ભૂલી જતાં, તેમને જરાય વાર નથી લાગતી. નીતિવેત્તાઓએ કહ્યું છે કે: ખરો ખાનદાન ઉપકારને નહિ ભૂલે! પ્રાણાન્તેય ઇમાન નહિ તજે!

લક્ષ્મી અને એક સામાન્ય ખાનદાન મદમાં અંધ બનેલા ગુરનારે વિપામુ મિત્રની ખાનદાનીનો કેવો ગેરલાભ લીધો, અનેક ઉપકારને વિસરી જઇ એ નરનારીએ પોતે પોતે નર્કમાં પડવાની ગોઠવણી ખાડમાં બેસી પણ ન ફાવવાથી આખર નરિમાનપર તેણે કેટલો જુલમ ગુજાર્યો એજ આ પ્રકરણમાં અમે વાંચક વર્ગને જણાવવા માગીએ છીએ.

પ્રેમ–ભિક્ષા લેવા જતાં પિરોજા તરફથી જે સખત અપમાન સહન કરી નીચે મ્હોંયે પાછા ફરવું પડ્યું તેથી ગુસ્તાદના ગુસ્સાનો પાર ન રહ્યો. પિરોજાએ કરેલા અપમાનનું આજ તેને પુરેપુરૂં ફળ આપવું એવી ભિષ્મ પ્રતિજ્ઞા કરી ગુસ્તાદ પિરોજાને છેવટના જે કંઇ બે શબ્દો કહેવા હતાં તે કહીને–જોઉં છું એ આવતી કાલ કેવો પ્રત્યુત્તર આપે છે એ સંબંધી તર્કવિતર્ક કરતો મીલમાં પહોંચી ગયો. ખાતામાં પગ મુકતાં જ સામેથી હાથમાં કાગળ સહિત ચાલ્યો આવતો તેણે નરિમાનને જોયો. નરિમાને જોયું કેઃ આજ સાહેબનો પિત્તો ઠેકાણે નથી, તોપણ હાથમાંનો કાગળ તેની પાસે જઇને તેના હાથમાં મુક્યો. કાગળપર નજર પડતાં જ તેણે મ્હોટા ડોળા કાઢીને એક જબરજસ્ત ગર્જના કરીને કહ્યુંઃ "કેમ અહીં મજૂર મહાજન મંડળનું કામ કરવા આવો છો કે કંપનીનું! જરીક તો મગજ સાફ રાખો!" જાણે તમને તે કોઇ કહેનાર કરનાર છે! મહાજન અને મંડળ કર્યા કરશો તો કોઈ આંગણેય નહિ બાંધે–પચાસ રૂપરડી પણ કોઇ નહિ આપે. આ બધું જ્ઞાન અને ડહાપણ ક્યાંય ચાલ્યું જશે, સમજ્યાને મહેરબાન! નોકરી કરવાનો વિચાર ન હોય તો રાજીનામું લખી આપો! મંજુરીયાંને ઉશ્કેરવાં અને મન ફાવતી નોકરી કરવી. અમનેય પાછો કોઇ પુછનાર છે, તમારે લીધે વારેઘડીએ અમારે સાંભળવું એ હવે નહિ પાલવે.

નરિમાન આ સઘળું અદબ વાળીને છાનોમાનો સાંભળ્યા કરતો દિવાલને અઢેલીને ઉભો જ રહ્યો છે. પિરોજાએ હમેશના કરતાં આજ મીલમાં વ્હેલા કેમ જાઓ છો એવું પૂછ્યું, તેના જવાબમાં અણે દસેક મિનિટમાં પાછો આવું છું કહીને ઉતાવળો ઉતાવળો મીલમાં જઇ પહોંચ્યો. આખી મીલમાં ખોળી વળ્યો પણ ગુસ્તાદનો પત્તો ન ખાધો, તેને ભલા માણસને શી ખબર કેઃ એ ઉઠાઉગિર તેની ગેરહાજરીમાં પિરોજાની પાસે જઇ પ્રેમ–ભિક્ષા માગી રહ્યો છે–પિરોજાને શિયળ–ધર્મભ્રષ્ટ થવા સમજાવી રહ્યો છે! ગુસ્તાદની કાળી દાનત ફળી જવાથી જ નરિમાને વિચાર્યું કેઃ હવે એ વિવેકભ્રષ્ટ પશુના સંસર્ગમાં આવવામાં જરાય સાર નથી, અને તેથી જ તેણે ક્હારનીય મીલમાંથી છૂટા થવા વાસ્તે એક નોટીસ પણ લખીને તૈયાર રાખી છે, પણ ગુસ્તાદ ક્યાં? ગુસ્તાદના આવવાના સમાચાર મળતાં જ તે તુરતજ હાથમાંનો કાગળ ગુસ્તાદના હાથમાં આપતો કે ઉભો રહ્યો. અને ઉતાવળને લીધે નોટિસ આપવાને બદલે દૈવયોગે કેટલાય કાળનું ગજવામાં પડી રહેલું મજૂર મહાજન મંડળનું ફોર્મ આપીને ઉલટો પૂરો પસ્તાયો. પરન્તુ નથી કહ્યું કેઃ **निस्पृहस्य तृणं जगत्**–એને નોકરી કરવાની પરવાહ હોય તો તે જરાય ગુસ્તાદથી દબાયને? તેણે તુરત જ ગજવામાંથી નોટિસ કાઢીને ગુસ્તાદના હાથમાં મુકી દીધી. નોટિસ વાંચીને ગુસ્તાદ સમજી ગયો કેઃ નરિમાન હવે જરાય વશમાં રહે એમ નથી, અને જો એ અહીંથી એકદમ છૂટો થશે તો પિરોજા સંબંધી વાત મારી જશે. તેથી તેણે સહજ દમ ભરાવતાં કહ્યુંઃ છૂટા થવું હોય તો જાઓ મેનેજર સાહેબ પાસે, નહિતો કંપનીના કાયદા મુજબ રીતસર નોટિસ આપો નોટિસ. વળી પાછો ચૂકતે પગાર જોઇએ છે! શી ચાલાકી! શી અક્કલ!

"અક્કલનો ઇજારો તો તમે જ લીધો છેને! કરેલા ઉપકારને વિસરી જઇ ઉપરથી પાછા દમ ભરાવો એનું જ નામ અક્કલ! જરીક તો ઇશ્વરનો ડર રાખો!

જારી કે પછી.........

નરિમાનને આગળ બોલતાં અટકાવીને ગુસ્તાદે વચ્ચે હમેશના સ્વભાવ મુજબ જાણે ઠરડવા જતો હોય એવી રીતે કહ્યું: "એટલે તું શું કહેવા માગે છે ? હું અમને તારા મનથી બેવકૂફ ધારે છે ? જા જા અહીંથી હેઠો જા, ખબરદાર, જો આગળ એક શબ્દ પણ બોલ્યો તો, જા, કરજે ત્હારે કરવું હોય તે, આ કંપનીમાંથી તને એક પાઇ સરખી નહિ મળે. લુચ્ચાનો સરદાર !

હવે લાંબીટુંકી કર્યા વગર મને એકવાર રજાચીઠ્ઠી આપોને એટલે હું મ્હારી મેળે જોઇ લઉં આગળ ઉપર કહીને નરિમાને કારકુન પાસેથી રજાચીઠ્ઠી લાવીને ક્રોધમાંને ક્રોધમાં ટેબલ ઉપર પાઝડી.

"લઇ જજે રજાચીઠ્ઠી એ દિવસ પાછી આવીને" કહી ગુસ્તાદે નરિમાનને હાથની જોરાજોરી ખસેડી નાખ્યો અને કહ્યું કે: કેમ હવે નકામી સમજાણીક કરતા અહીંથી માન-ભેર જવું છે કે: બોલાવું સિપાહિને !

ઉડીને માથા માંડતાં જ નરિમાને ખૂબ જ તપી જઇને ગુસ્તાદનો જોરથી હાથ પકડીને કહ્યું: "અરે ! જોયો ત્હારો સિપાહી અને તું, રજાચીઠ્ઠી આપે છે કે જોવું છે !"

"જોવું છે" એ શબ્દ કાને અથડાતાની સાથે ગુસ્તાદે પગમાંથી જોડ કાઢયો, તેની સાથેજ નરિમાને પણ ગુસ્તાદની ગરદન પકડીને એક એવો ધક્કો માર્યો કે ગુસ્તાદ ચાર ગુલાંટ ખાઇ ગયો, તેની સાથે જ ખાતાના મજૂરો કારકુનો વગેરે આવી પહોંચ્યા નરિ-માનને બાથમાં ઘાલીને કોરાણે લઇ ગયા, એટલે બરાબર લાગ આવ્યો જોઇને ગુસ્તાદે એક ખુણામાંથી મોટું પાટિયું લઇને નરિમાનના માથાપર એક સખ્ત પ્રહાર કર્યો, પ્રહાર થતાની સાથેજ નરિમાને પણ સહુના કબજામાંથી છટકી જઈ ગુસ્તાદને બેચાર ગડદા-પાટુ ઠોકી દીધા, એટલામાં જ બેચાર પહેરાવાળાઓ સહિત જમાદારે આવીને નરિમાનને ટિપવા માંડયો, દરમિયાન ગુસ્તાદે બેચારેક દંડા એવા જબરજસ્ત લગાવ્યા કે: નરિમાન લોહી-લુહાણ થઇને જમિનપર પડયો.

નરિમાન અને ગુસ્તાદની આ હકીકત જોતજોતામાં આખી મીલમાં પ્રસરી ગઇ તેની સાથે જ સઘળા કારીગરો ત્યાં આવી પહોંચ્યા. નરિમાનને નીચેષ્ટ જોતાની સાથેજ કારિ-ગરોની આંખો ફાટી ગઇ, તેમણે એક સાથે મહાગર્જના કરીને હાથમાં જે આવ્યું તે લઇને પૂછ્યું પણ એ ગુસ્તાદ મરી ક્યાં ગયો ? સહુ કામકાજ બંધ કરો અને એ અજાગિઆની આજ ખબર લ્યો એકવાર, કહી બેચાર વફાદાર કારિગર વગર સઘળા કારિગરોનું ટુથ ગુસ્તાદના બંગલે પહોંચ્યું. સખ્ત તપાસ કરતાં ત્યાં ગુસ્તાદ કે મીલ મેનેજર બેમાંથી કોઇનો પત્તો ન આવ્યો. કારીગરોએ એક પહેરાવાળાને દોડાવી મોટર મંગાવરાવી નરિમાનને તેમાં સુવાડી હોસ્પિટલમાં લઇ લીધો. સુલતાને કંપનીમાંથી પાંચ પચીસ રૂપીઆ આપવાને ઘણુંએ કહ્યું પણ કારિગરો તે તરફ લક્ષ આપ્યા વગર મીલના કમ્પાઉન્ડમાંથી નીકળી ગયા. લગભગ બસો-ત્રણસો કારિગરો સાથેજ-આસ્તેથી વગેરે બોલતા હોસ્પિટલ આગળ આવી પહોંચ્યા. હોસ્પિટલના મુખ્ય ડોકટરે તુર-તજ કેસને ઓપરેશનમાં લીધો, ગંભીર ઘા થએલી જગ્યાની તેને સારી રીતે તપાસી

દવા વગેરે આપી સંપૂર્ણ સાવચેતીથી તેને ઘેર લઈ જવા સલાહ આપી. ડોક્ટરની સલાહ માંગતાં મોટરમાં લઇ જવામાં હરકત નથી એવું કહેતાં ભાડાની મોટર કરી નરિમાનને તેને ઘેર લઇ જવામાં આવ્યો. ખાનદાન-ઇમાનદાર કારિગરોની કર્તવ્ય પરાયણતાની જાહેર રસ્તા ઉપર જતા આવતા લોકો વાહ વાહ! ગાઇ રહ્યા.

પતિ ભયંકર હાલતમાં ઘેર આવ્યા છે એ હકીકત પત્ર નાખવા ગએલી ચાકરડીને મ્હોડેથી સાંભળતાંજ પિરોજાના આણુ કંપિ ઉઠયા. તે હાંફળી ફાંફળી નિસરણી ઉતરવા જતાં પોતેજ ઉંધે માથે પડી! બેચાર કારિગરો ઉતાવળા ઉતાવળા ઘેર આવીને જુવે છે તો જીનામાંજ પિરોજા પણ નિશ્ચેષ્ટવત્ પડી છે. તેના માથામાં પણ એક સખત ઘા પડયો છે. આ દેખાવ જોતાંની સાથે દિલસોજ કારિગરોની આંખમાં પણ આંસુ આવી ગયાં. તેમણે મર્યાદાપૂર્વક માતૃવત્ ભાવથી પિરોજાને જીનામાંથી લઇ સાચવીને બેઠી કરી અને તેને મ્હાંમ્હારાણે માળપર લઇ જઇ એક કોચમાં સુવાડી, માથાપર પાટો વગેરે લગાવી દીધો; બાદ સઘળા કારિગરો મળીને ઘણીજ ચાલાકી અને આહોશીથી નરિમાનને પણ લઇ ગયા, અને એક પલંગમાં તેને સુવાડી દીધો. બેચાર-મુખ્ય કારિગરો વગર અન્ય સઘળા નરિમાનની દયા ખાતા અને ગુરતાદને સેંકડો ગાળો દેતા પોતપોતાને ઘેર ગયા.

પ્રારબ્ધની ગતિનો વિચાર કરતા કારિગરો અદબ વાળીને ઉદાસ ચિત્તે ઉભય પતિ-પત્નીના મ્હોં સ્હામે નજર ફેંકતા ઉભા રહ્યા છે. ચાકરડીના ખોળીયામાંથી પણ મામો કે: આ પણે જીવ ઉડી ગયો છે. તેતો ચોધાર આંસુ કાઢતી ધ્રુસકે ધ્રુસકે રૂવે છે, એને રડતી જોઇ બિચારા કારિગરોની આંખમાં પણ આંસુ ભરાય છે. લગભગ અર્ધા એક કલાક પછી પિરોજાએ આંખ ઉઘાડીને જોયું તો ચાર-પાંચ અપરિચિત યુવકો તેની નજરે પડયા. સ્હામેના પલંગમાં નરિમાન પર દ્રષ્ટિ પડતાંજ અશક્ત પિરોજાએ કોચપરથી ઉઠીને આસ્તેથી પતિની પાસે જવા માંડયું. તુરતજ ચાકરડીએ પિરોજાને ટેકો આપી પલંગ પાસે લીધી.

પતિની સ્થિતિ જોતાંજ પિરોજાના આણુ ઉડી ગયા: તેની આંખે અંધારાં આવી ગયાં. સઘળું ભાન અને જ્ઞાન ગુમાવી તે પુનઃ જમિનપર પડત પણ ચાકરડીએ તેને બચાવી લીધી.

વળી પાછી કારિગર વગેરેએ મળીને પિરોજાને કોચપર સુવાંડી દીધી.

શુદ્ધિમાં આવતાં હિમ્મત રાખીને પિરોજાએ અથથી તે ઇતિ સુધીની સઘળી હકીકત કારિગરોને પૂછી લીધી. સખ્ત વાગવા છતાં નરિમાન સંબંધી કંઇ ગભરાવા જેવું નથી એવું ડોક્ટર સાહેબે કહ્યું છે એમ જ્યારે પ્રતિજ્ઞા પૂર્વક કારિગરોએ કહ્યું ત્યારે પિરોજાના જીવમાં જીવ આવ્યો: સઘળા કારિગર બંધુઓનો તે ફરી ફરીને મહા પ્હાડ માનવા લાગી. પિરોજાની સહૃદયતા જોઇ કારિગરો ગદ્ ગદ્ થઈ ગયા. ફક્ત કારીગરો એટલુંજ કહેતા રહ્યા કે: સાહેબે અમારા ઉપર ઓછો ઉપકાર નથી કર્યો-એમના જેવો દિલસોજ અમલદાર અમે હજી જોયો નથી. આમાં અમે શું કર્યું છે: એતો એમ કહેતાં

ફિરોજાએ દાંતમાં જીભ દબાવીને કહ્યું: "અરરર ! બાઇ ! એનાં કર્યાં એ ભોગવશે. તમે એને કંઈ દગો તો નથી કરીને ? એ પણ બુદ્ધિનો અમારા અનેક ઉપકારને ભૂલી જઈ આજ સત્તાના મદમાં છકી જઈ, વિવેક—નીતિ કર્તવ્ય ભ્રષ્ટ થયો છે. પ્રભુ સમર્થ છે. એને એ જરૂર થોડાજ સમયમાં એનું કર્મફળ આપશે ! અમે કોઇનું બગાડ્યું નથી, પ્રભુ અમારૂં કેમ બગાડશે ! અરે ! પણ ગુલાબ ! તું અત્યંત દુઃખી નહિ થાય ! અમારા નિખાલસ સ્નેહ અને ભલમનસાઈનો શું આજ બદલો વાળ્યો કે ? ખેર ! પણ અમારો પ્રભુ ગયો છે !  (અપૂર્ણ.)

શ્રીગુરૂ સમર્થ.

## રાય બહાદુર !

દિલ્હીના એક વિશાળ મહોલ્લામાં જ્યાં આગળ સંખ્યાબંધ ઝવેરીઓ રહેતા હતા ત્યાં લાલા પોરીમલ નામે એક ગ્રહસ્થ રહેતા હતા. તેની સ્ત્રીનું નામ માનવતી હતું. માનવતીને એક શ્યામા કરીને દીકરી હતી. પોરીમલના પિતાનું નામ જાણવામાં નથી, પણ જ્યારે લોકો તેને જોતા ત્યારે કહેતા કે: જુઓ પેલો " કંજુસ મકખીચુસ " જાય. લાલા કંજુસ મકખીચુસે ખાવા પીવાનું ત્યાગીને, ઘણાજ સંકટો વેઠીને જીવન મહેનતે લગભગ એક કરોડ જેટલી રકમ એકઠી કરી હતી. દાન પુણ્યનું તો તે નામ સરખું જાણતો ન હતો. પોતાને ત્યાં સ્વાદિષ્ટ ભોજન જમવાની વાત તો આઘી રહી પરન્તુ પારકે ઘેર પણ તે પકવાનની સુગંધ સરખી લેતો નહતો. એમને દાદ સમજી જાય ! અમ-ત્યના કામે ભીનાશ તે કોઇ ઠેકાણે જતો ન હતો. લાલા કંજુસની વિશેષ પ્રશંસા કરવાની અત્યારે કાંઇજ જરૂર નથી.

પોરીમલ એજ કંજુસ મકખીચુસ લાલાના પુત્ર હતા. તેમને ગોરાંગ પુરૂષો સાથે સહવાસ રાખવાનો ઘણોજ શોખ હતો. સરકાર તરફથી તેમને રાયબહાદુરનો ખીતાબ મળ્યો હતો. બિચારી માનવતી ઘણી વખત કહેતી:—જુઓ, શ્યામાના પિતા ! રાયબહાદુર થવામાં શું સુખ છે ? કાંઇ દેશ સેવા કરો, પરંતુ તેનો કાંઇજ મગજમાં ન હતા. સઘળું પથ્થર ઉપર પાણી !

એક દિવસ એવું બન્યું કે મધ્ય રાત્રીના સમયે રાયબહાદુરના ઘરમાં ચોરે પ્રવેશ કર્યો. ચોરને ઘરમાં પ્રવેશ કરતા દેખીને માનવતીએ કહ્યું:—" શ્યામાના પિતા ! ઉઠો ! ચોર આવ્યા છે. રાયબહાદુરે કાંઇજ સાંભળ્યું નહિ. માનવતીએ ભુજો ઉપર ભુજો પાડી પણ તે ભલા માણસે એક પણ સાંભળી નહિ. સાંભળતા છતાં નખશીખ પર્યંત ચાદર ઓઢીને રાયસાહેબ નસકોરાં બોલાવતા નિરાંતે સૂતા રહ્યા. બિચારી માનવતી રાયબહાદુરની આ બહાદુરી જોઇ મનમાં ને મનમાં કહેવા લાગી—"વાહરે રાયબહાદુર ! જેનાથી પોતાના ઘરનોજ બંદોબસ્ત નથી રાખી શકાતો, તેમને પદ્વીમાં બહાદુર ગણાવું છે ! જે કાંઇ પાસે હતું તે સઘળું રાજ્યને અર્પણ કર્યું, અને બાકી રહ્યું છે તે આ ચોર લઇ જાય છે. હું નથી સમજી શકતી કે શા માટે આમને રાય બહાદુર કરેલા ! ક્યા પરોપકારી પુરૂષે આમને શું જોઇને રાયબહાદુર બનાવ્યા હશે ? શરમ છે, એ રાયબહાદુર બનાવનારને અને

કર્મવીર

વર્ષ ૧ લું. જુલાઈ ૧૯૨૧-૧૯૭૭ આષાઢ અંક ૧૨ મો

## કર્મવીર.

માસિકપત્રના શરૂ થતા બીજા વર્ષનો

પહેલો અંક –

૧—શ્રાવણ સુદ પુનમ ( બળેવ ) ના પવિત્ર દિવસે તા. ૧૮-૮—૨૧ ને રોજ પ્રકટ થશે.

૨—આજ દિન સુધી પ્રકટ થએલા દરેક અંક કરતા સુંદર અને દળદાર થશે.

૩—નવા વર્ષનું લવાજમ મનીઓર્ડરથીજ મોકલવાનો આજેજ બંદોબસ્ત કરો ! નહિ તો અંક પ્રકટ થતાં તુરત વી. પી. થી રવાના કરવામાં આવશે, એની ખાસ નોંધ લેજો, પરન્તુ તેથી તમોને વ્યર્થ ૦-૩-૦ના વધારે ખર્ચતળે આવવું પડશે.

૪—આ અંકના પૃષ્ઠ ૩૩૩ થી ૩૩૬ સુધીની 'કર્મવીર' ની મથાળાવાળી અમારી ખાસ નોંધ તરફ તમારું ખાસ ધ્યાન ખેંચવાની અમે રજા લઈએ છીએ. પહેલા વહેલાં એજ પાનું ઉઘાડો !

૫—શિરનામામાં સરખડ જણાતી હોય—માસિક વેળાસર ન મળતું હોય તો આજેજ ચોકસ ઠેકાણું લખી જણાવો.

૬—મનીઓર્ડરના ફોર્મમાં તમારું પૂરું શિરનામું દર્શાવજો !

૭—ગ્રાહક કરનાર અને થનારે આ પત્રોજ તે સંબંધી જરી મહેનત ઉઠાવી વ્યવસ્થાપકના શિરનામે સૂચના કરી દેવી.

# રોઇ રોઇ રાતી કરો માં આંખો !

વતન કરે કુરબાન જુઓ સુત હૈયાં સહુ હર્ષીઆરો,
નીતિ-મયદાન ભૂમિ ઉકળશું ઉરથી રક્ત ફુવારો,
જનેતા ક્ષણુ તેથી દુઃખ ચાંખો;
રોઇ રોઇ રાતી કરો માં આંખો !

થઇ તૈયાર ઉભા હરખાતા નોબત શરણાઇ ડંકે,
દુંદુભિને કંઇ વાદ્ય અનેરાં સુણીને કાયર કંપે,
હવે પ્રભુ સત્વર આપશે પાંખો,— રોઇ.
ત્યાગી મરણુ ભય રમણુ કરી રણુ-હાક ઉંડી ગુંજાવીશું,
સત્ય-સનાતન સાધન સત્વર સાધી સહુ ઘૂમિશું,
કરીશું સહુ જનનો યશ ઝાંખો,— રોઇ.
ઉછળે હૈયાં બ્હેંત જનની ઉદ્ધારણ કારણ માટે,
વિજય પતાકા તુજ ફરકાવા ભારત શિરને સાટે,
હવે ક્ષણુ શાન્તિ-ધીરજ મા રાખો,— રોઇ.
ભારત રમણી જાયા અમ સૌ રણુ એ રમત અમારી;
મરણુ તણો ભય લેશ મળે ના મરી મટીએ યુદ્ધ ધારી,
નીતિ-યુદ્ધ શું સમજે એ રાંકો, રોઇ.
આગળ એક ભર્યું ડગ કહો પછી વીર વળે કયમ પાછો !
ઇષ્ટ મનોરથ સિદ્ધ થતાં છો કાઇસ્ટ સમા કદિ બાંધો,
કરે ના આહ ! જરી ધરી ફાંકો,— રોઇ.
ધર્મ-યુધ્ધે ધસનાર ખસૂસ ખૂબ રક્ત વહાવી ન થઇએ,
મુક્ત-સ્વતંત્ર-સમાન થતાં, સંકટ સહન કરી લઇએ,
ભલે નિર્દોષ મરે જન લાખો,— રોઇ.
ભાત ભલી ભક્તી કૃતે તણી કંઇ ભેદ ગયા સહુ નાશી !
દિન ઉગ્યો સોનાનો આજે સહુ કહે છું હું ભારતવાસી,
બધો હવે ભેદ તમે મા હાંકો— રોઇ.
ધન્ય ! સુભટ સહુ સાથ મળી સ્વદેશ પ્રતાપે આવો !
"વાસુદેવ" વિનંતિ સ્વીકારી સુર દુર્લભ લ્યો ! લ્હાવો.
પ્રયાણે શુભ વચન હવે ભાખો,
રોઇ રોઇ રાતી કરો માં આંખો !

——— લેખક વાસુદેવ રામચંદ્ર.

इष्ट शिष्ट विशिष्टेभ्यः प्रणम्याऽभ्यर्थयामहे ॥
चिरं प्रथम वर्षीय कर्मवीर विवर्धनम् ॥

શાર્દૂલવિક્રીડિત છંદ.

પૂરૂં વર્ષ થયું; સહર્ષ ઉછર્યું, સહાયથકી ભર્યું,
નાના લેખ લખી લખાવટપથે સન્માર્ગમાં સંચર્યું,
જ્હો વર્ષે પ્રતિમાસ ખાસ કરતું સેવા રહે મ્હાલતું
શ્રી વિશ્વેશ્વર કર્મવીર શિશુને રાખો ચિરંજીવતું. ૧
જન્મી બાળક એક વર્ષ વયનું સેવા કરી શી શકે?
સ્વાલાપે, નિજ ચેષ્ટિને સ્વજનને સહુ સ્વયં રીઝવે,
ત્હેવું બાળક કર્મવીર પણ આ હર્નિશ ઉત્કર્ષતું
પ્રેમે પ્રૌઢ વયસ્ક આસજનની કરશે સુસેવા વધુ. ૨
ગાંડુ બાળક હોય, ત્હોય પણ તે લાગે વહાલું ઘણું
માંડુ હોય લખાય, ત્હોય પણ તે શિષ્ટો સહે શિષ્યનું,
હોંશે માસિક કર્મવીર શિશુને ઉત્સાહથી દોરતું
પેખી પ્રાથમિક પ્રયાસ, કરશો વિદ્વદ્વરો ! માનતું. ૩
પેખી બાળકને પડી પણ જતું હર્ષે સ્વમાતા પિતા
ભૂલે શિષ્ય ભણ્યું તથાપિ ગુરૂઓ સહે નથી કોપતા,
ભગ્નોત્સાહ સદોદિત સ્વજનનો ઉત્સાહ વર્ધાવતા
શિષ્ટો બાળક કર્મવીર ઉછરે, એવું ચહો સર્વદા. ૪
લેખોમાં સ્ખલનો થયાં પ્રતિપદે પેખી ક્ષમા બક્ષશો
વિદ્વાનો ! ઉપદેશ બેશ કરતા સારી સલા આપશો,
શાણા મન્ય ધની સહાય્ય સદા આ પત્રને આપશો
તો આ માસિક કર્મવીર કરશે સેવા, સદા હર્ષશો. ૫
ભૂમિ ભારત ભવ્ય ભાગ્ય કલા-કૌશલ્ય સર્વસ્વને
સારી શોધ કરી, વિશેષ કરતું પ્રાચીન અર્વાચિને,
દેશોદ્ધારક બેશ લેખ લખતું વિખ્યાત વિશ્વે બને
વર્તાવો, વિભુ ! કર્મવીર શિશુને સન્માર્ગને વર્તને. ૬
આલોચી નિજ દેશ કાળ સમયો સદ્વર્તાને સરે
લેખોલ્લેખનથી સનાતન પથે સદ્દેશ સેવા કરે,
પ્રૌઢ પ્રોદ્યત કર્મવીર વરતે સન્નીતિ રીતી પથે
પ્રાર્થી દેશ વિદેશ બેશ પ્રસરે એવું કરો ! શ્રીપતે ! ૭
શ્રી વિશ્વેશ્વર ! કર્મવીર મનુજો શ્રી ભારતે સૌ બને
નિઃસ્વાર્થે વરતી મહજ્જનપથે વર્તાવતા સર્વને,
લેખોલ્લેખક કર્મવીર જગમાં વર્ષે સુવિદ્વદ્વરો
વર્ષે માસિક કર્મવીર શિશુ આ, એહેવી કૃપા વિસ્તરો. ૮

ઉદ્યોગ કરીશું, અને તેથીજ તેના લવાજમમાં વર્ષના ફક્ત આઠજ આનાનો વધારો કરવાની રજા માગીએ છીએ—એટલે નવા વર્ષથી કર્મવીર માસિકપત્રનું લવાજમ રૂપીઆ ૨–૮–૦ અને આખા વર્ષના પોસ્ટેજ વીપી ખર્ચના ૦–૬–૦ તથા ભેટના પુસ્તકનું પોસ્ટ ખર્ચ મળી બીજા ૦–૩–૦ મળી કુલે રૂ. ૩–૧–૦ ઠરાવીએ છીએ. અમદાવાદના ગ્રાહક બંધુઓએ આ વાત લક્ષ્યમાં લઇ નવા વર્ષનો પ્રથમ અંક આપવા આવનાર અમારા માણસને રૂ. ૨–૮–૦ આપી તેની રીતસર છાપેલી પહોંચ લેવી અને આપવા આવનાર માણસદ્વારા નિયમીત ન મળવાની ફરીઆદ રહેતી હોય તો લવાજમના રૂ. ૨–૮–૦ ઉપરાંત પોસ્ટેજના ૦–૩–૦ આના વધારે આપવા એટલે પ્રત્યેક મહીને તેમને માસિક નિયમિત રીતે ટપાલ માર્ગે મળી જશે. વિશેષ ગ્રાહક બંધુઓએ આ છેલ્લો અંક મળતાંજ ફુરસદ લઇ ઓર્ડર આપી નવા વર્ષનું લવાજમ રૂબરૂમાં ભરી જઇ પહોંચ લઇ ગામ ઠેકાણામાં કંઇક ફેરફાર હોય તો તે ચોક્કસ કરી જવું.

પરગામની ગ્રાહક બંધુઓએ આ છેલ્લો અંક મળતાંજ નવા વર્ષના લવાજમનો પોસ્ટેજ સાથે રૂ. ૨–૧૪–૦ નો મનીઓર્ડર કરવા ચુકવું નહિ. વી. પી. કરવાથી નાહક તેનું ૦–૩–૦ આના વધુ ખર્ચ આવશે. નવા વર્ષનો પહેલો અંક શ્રાવણ સુદ પુનમ (બળેવ) તા. ૧૮–૮–૨૧ ને દિવસે અવશ્ય પ્રકટ થશે. તે તારીખ સુધીમાં જે ગ્રાહક બંધુઓનાં લવાજમ અમને મનીઓર્ડરથી નહિ મળ્યાં હોય તેમના ઉપર રૂ. ૩–૧–૦ નું વી. પી. કરી નવો ખાસઅંક મોકલવામાં આવશે. જે સ્વીકારી લેવા કૃપા કરવી.

ભેટ ફોટો:—નવો અંક પ્રકટ થયા અગાઉ જે સજ્જનોનાં લવાજમ અમને પહોંચી ગયાં હશે તેમને નવા અંકની સાથેજ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની ચિન્તામાં વિચાર મગ્ન અવસ્થામાં ઉભાં રહેલાં હિન્દ માતાની દર્શન–પુજન કરવા યોગ્ય નમન મનોહર છબી ભેટ તરીકે પહોંચતી કરવામાં આવશે. વેચતાં ઘણીજ જુજ કોપી સીલીક રહી છે. **ઉતાવળ કરજો! આજેજ મનીઓર્ડર કરી 'ભારતમાતા' ની ભેટ લેવા ભાગ્યશાળી થાઓ! વહેલો તે પહેલો!**

ઉપયોગી અને મનનીય લેખો સહિત પ્રત્યેક મહિને નિયમિત પ્રકટ કરવામાં આર્થિક બાબતજ આડે આવતી હોય તો ઘટતા પ્રમાણમાં તેનું લવાજમ વધારવા અમારા જે જે શુભેચ્છકો અને ગ્રાહક બંધુઓએ અમને અગાઉથી ખાસ આગ્રહ કરેલો તેમની વિવેકવાણી અમને માર્ગ દર્શક નીવડી છે. તેમના એ સદ્ભાવ ભર્યા શબ્દોએ અમારા હૃદયમાં અપૂર્વ શ્રદ્ધા અને બળ ઉત્પન્ન કર્યાં છે.

પ્રમાદ વગર તો એવાજ કોઇ કારણસર જે સ્નેહીઓ અને ગ્રાહક બંધુઓએ ગયા વર્ષમાં ગ્રાહકો વધારી યથિત મદદ કરવાનાં વચન આપેલાં છતાં જોઇએ તેવો અંગત તો કંઇજ ઉપકાર કરી શક્યા નથી તેમણે આ અંક મળતાં તુરત એકેક બબ્બે ગ્રાહક કરી મોકલવા ચુકવું નહિ. દરેક ગ્રાહક બંધુઓ ધારે તો પ્રત્યેક વર્ષે એક બે ગ્રાહકોની સહાયતા તો સહેલાઇથી કરી શકે. કર્મવીર માસિક હાથમાં આવતાં તમારા સ્નેહી–સબંધિઓ તમારો જરૂર આભાર માનશે–તેઓ અવશ્ય પ્રસન્ન થશે! નવા વર્ષમાં ગ્રાહક તરીકે કેવળ ચાલુ રહી કરેલા ઉપકાર કરતાં નવા ગ્રાહકો વધારવાથી કંઇક ઓરજ ઉપકાર થઇ શકે છે. એ ઉપકાર કરવામાં કર્મવીરના પ્રત્યેક

કાર આમ ક્રમ ભુલાય ? ગણાવેલા બંધુઓમાં, પાછળ ચાર બંધુઓએ અનુક્રમ ૧૦૫, ૨૫, ૨૫, અને ૧૫ ગ્રાહકો કર્યા છે. એ ઉપરાંત મુંબઈથી રા. રા. મુળજીભાઈ કરસનજીભાઈ ૧૫, રા. જયકૃષ્ણ મગનલાલ ત્રીવેદીએ ૧૦, રા. શંકરલાલ મોતીલાલ પંડ્યાએ ૭, રા. જયકૃષ્ણ મગનલાલ પાટશાળાએ ૧૦ ગ્રાહકો કરી મોકલી ઉપકાર કર્યો છે. આ સઘળા સ્નેહી-સંબંધિઓ અને વિસ્મૃતિને લીધે જેમનાં નામ પ્રકટ કરી જાહેર રીતે આભાર માનવો ચુકી ગયા છીએ તેઓ સર્વ આ નવા વર્ષમાં પણ પોતે કરેલા ઉપકારમાં ઉમેરો કરી સ્નેહ મમતા કાયમ રાખશે એ પ્રાર્થના સહિત, સહુનો ફરી એકવાર આભાર માનીએ છીએ.

(૫) કર્મવીર માસિક પત્ર પ્રત્યેક મહીને કાળજી પૂર્વક નિયમિત છાપી શ્રી વસંત પ્રેસના વ્યવસ્થાપકોએ પણ અમારા કાર્યને શોભાવવા જે શ્રમ લીધો છે તે પણ કંઈ જેવો તેવો નથી, તેમના પણ અમે ઉપકૃત છીએ.

(૬) જાણતાં અજાણતાં કર્મવીર સમય પર લેખક-લેખિકાઓ, વાંચકબંધુ-ભગિનિઓના અસંતોષનું કારણ બન્યું હોય તો તે બદલ અમે દિલગીર છીએ, ક્ષમા!

(૭) ઑર્ડર મળ્યા વગર માસિક મોકલવાનો અમારો રીવાજ નહિ છતાં, ઑર્ડર આપીને પાછળથી વી. પી. રીફ્યુઝ કરી અમને નિરર્થક પોસ્ટ ખર્ચ-નુકસાનમાં ઉતારનાર અમને આ વર્ષમાં એવા કેટલાક વિવેકશૂન્ય ગ્રાહકો-એજન્ટો પણ મળ્યા છે, એમાંના અમુક ગૃહસ્થોને વગર લવાજમે વર્ષ પર્યંત માસિક પૂરૂં પાડ્યું છે. તેમનાં નામ પ્રકટ કરવાનું હાલ તુરત મુલતવી રાખ્યું છે. ભવિષ્યમાં અમને અગર અન્યને એવી સજ્જનતા બતાવવા તેઓ ન લલચાય તો તેમનો ઉપર ઉપકાર થશે!

(૮) અમદાવાદના લગભગ સોએક ગ્રાહક બંધુઓનાં પ્રથમ વર્ષનાં લવાજમ હજી બાકી છે, તેમણે હવે મહેરબાની કરી બે વર્ષના ભેગા મળી રૂા. ૪-૧૩-૦ જેમ બને તેમ તાકીદે મોકલી આપી વિવેક સાચવવો-ઉપકાર કરવો! નવા વર્ષનો પહેલો અંક પ્રકટ થયા બાદ પ્રથમ વર્ષનું લવાજમ ભરી ભેટનું પુસ્તક મંગાવી લેવા વ્યવસ્થા કરવી. નવું વર્ષ શરૂ થયા બાદ પ્રથમ વર્ષનું લવાજમ ભરનાર ભાગ્યેજ ભેટનો લાભ મેળવી શકશે, કારણ ઘણી જ થોડી પ્રત શીલીકે છે.

અંતિમ, સકળ ઐશ્વર્ય સંપન્ન શ્રીહરિની કૃપા, ગ્રાહકોની દયા, સ્નેહી-મિત્રોની માયા, વિદ્વાનોની સહાય, વડિલોનો આશિર્વાદ પ્રાપ્ત થાય તો નવા વર્ષમાં કર્મવીર કંઈક ઑર જ જ્ઞાન અને અપૂર્વ આનંદ અર્પશે! કર્મવીર યથાર્થ કર્મવીર થઈ વાંચક વર્ગને કર્તવ્ય પરાયણતાના ગરવા પાઠ પઢાવશે! સ્વદેશ કીર્તન અને કર્મ મહાત્મ્ય સંભળાવશે! મજુર-કારિગર બંધુઓને સાચા હિતના સરલ માર્ગ બતાવશે! ભારતવર્ષના સુખ-સૌભાગ્યની અભિવૃદ્ધિને અર્થે અમે આ યથાશક્તિ -યતકિંચિત્ આદરેલી પ્રવૃત્તિના પોષણરૂપ અમારા સઘળા અભિષ્ટ મનોર્થ સિદ્ધ થાય એવી અનન્ય ભક્તિ-ભાવ પૂર્વક અમે ભગવત્ ચર્ણારવિંદમાં શિર નમાવીને પ્રાર્થના કરીએ છીએ! જય ભગવન્ જય! જય ભારતી જય! જયગુરૂદેવ જય! ૐ તતસત્.

* * * * *

ઉક્ત બનાવને આજે વર્ષો વીતિ ગયાં છે. ઇશ્વરના કૃપાકટાક્ષથી ઇન્દુને એક પુત્ર, તેનું વય લગભગ પાંચ છ વર્ષનું હશે. તેનું શુભનામાભિધાન મનુ રાખવામાં આવ્યું. આજે સાંજે ઓફીસમાંથી કાર્ય નિવૃત્તિ કરી ઇંદુ ઘેર આવ્યો, અને તેમની સાથે મના સ્નેહિ જ સુહૃદ્ શશીકાંત પણ હતા. તેની (ઇંદુની) ધર્મદારા પોતાના અલ્પ વયસ્ક ર્ભક મનુને-ઉત્સંગમાં લઇને દિવાનખાનામાં તેના કાન્ત ઇંદુના આગમનથી જ રાહ તી બેઠી હતી. ઇંદુ આવ્યો એટલે નોકર ચ્હા કરી લાવ્યો. તેને ત્યારે જ્યું ન્યાય પતા હતાં એટલામાં જ મનુ વચમાં બોલી ઉઠ્યો કે:—

"કાકાકાકા! મ્હારી કાકી સાથે તમે ફરી ક્યારે પરણો છો? મારે તો મિઠાઇ ખવી છે.

"એમ કેમ અખા મનુ?" કાકાએ પ્રશ્ન કર્યો.

"કેમ નહિ કાકા, મારા બાપુ મારી બા સાથે ફરી નથી પરણ્યા કે?"

આ નિર્દોષ પ્રશ્નનરથી સર્વે જણના મુખ ઉપર હાસ્ય છવાઇ રહ્યું.[1]



૧. આ [illegible] નથી કે [illegible] છે.

એ સમયે રશિયાના કેટલાએ લોકો આતુરતા પૂર્વક તેની સલાહનો મર્મ જાણવાની કોશિશ કરતા હતા. પ્રસિદ્ધ મિરાબો[5] ઉડતા પક્ષિની માફક પોતાના લાંબા આયુષ્ય વડે ફ્રાન્સની રાજ્યક્રાન્તિનો ભૂકમ્પ જોયો હતો. એ પહેલાં નેપોલીઅનના વિજય-વાદ્યથી નાચી રહ્યો હતો. તીજા નેપોલીઅનને કાકાના સિંહાસનપર બેસતો જોઇને તેણે તાળીઓ વગાડી હતી. તેનાજ વખતમાં રીડનની વિપત્તિ પડી હતી. ત્યાર બાદ પેરિસમાં લોહી લુહાણ થયો તે વખતે તેણે ત્યાંનો સઘળો દેખાવ જોયો હતો, અને દેશનાં કાર્યોમાં વળગ્યો હતો. છેવટમાં બહુ જ દિવસ સુધી જીવીને તેણે સ્વદેશની ઉત્તમ સેવા કરી. સંસારને કર્તવ્યનો ઉપદેશ આપી, તેમના કાર્યમાં તે ઉત્સાહ પ્રેરતો ગયો. બ્રિટિશ રાજ્યમંત્રી ડિઝરાયલી[6] વૃદ્ધાવસ્થામાં અત્યંત જકડાઇ ગયો હતો; પરન્તુ બ્રિટિશ નીતિનાં પ્રાણમાં તેના ઉત્સાહથી નવજીવન આવ્યું હતું. એંશી વર્ષનો બૂઢો ગ્લૅડસ્ટન જે Home-Rule —સ્વરાજ્યને માટે જંગ ભરતો હતો, તેના પ્રયત્નથીજ આયર્લેંડની પ્રજા ઉત્સાહિત થઇ રહી હતી. કર્મવીર—સાધકનો ઉત્સાહ અને ઉદ્યોગ દરેક બાજુએ દરેક વખતે એક સરખો-જ હોય છે. એ જ્વાળામુખી જેવો હોય છે. જે તેને રોકવા—ઓલવવા પ્રયત્ન કરવા જાય છે, એ પોતે જ તેમાં પડી—બળીને ખાખ થઈ જાય છે.

કર્તવ્યશાળી પુરૂષોના આત્મ—સમર્પણની વાત અદ્ભુત છે. તેમને માટે આત્મ-અર્પણજ યથાર્થ આરાધના ગણાય છે. જેવી રીતે ભક્ત પોતાના ઇષ્ટ—દેવના ચરણકમળમાં પોતે પોતાની જાતને પુષ્પાંજલિની માફક સમર્પણ કરીને તેમાં વિલીન થવાની ઇચ્છા રાખે છે, સાધક પણ એજ પ્રમાણે શરીર, મન, પ્રાણ અને પોતાનું સર્વસ્વ પોતાના લક્ષ્ય—સાધનમાં આહૂતિની તુલ્ય અર્પણ કરી પોતાનું અસ્તિત્વ પણ ભૂલી જાય છે. એ વખતે સુખ તેમને સુખી નથી કરતું. પ્રશંસાની મધુર અને મીઠી વાયુલહરી પણ એ વખતે તેના ચિત્તને પોતાની તરફ નથી ખેંચી શકતી. તેનું મન, સ્નેહ અને મમતાની માયા-જાળમાં નથી ફસાતું. વાલ્મીકીના અસ્થિ પિંજરમાંથી પણ જેવી રીતે રામનામ નીકળતું હતું, તેવીજ રીતે તેના મર્મસ્થાનોમાંથી પણ કેવળ એકજ નામ નીકળે છે. તેણે ગ્રહણ કરેલો મંત્ર—કાર્ય ગમે તેવું મુશ્કેલ હોય, પણ સત્યાગ્રહ—દ્રઢાગ્રહના સુંદર બળવડે તે કાર્ય ઘણુંજ સરળતા પૂર્વક સિદ્ધ થઇ જાય છે.

જીવનના ખાસ ખાસ પ્રસંગો ઉપર થનારી પોતાની માનસિક દશા ઉપર ધ્યાન દેવાથી, નિશ્ચે કરીને બેહોશ બનવાનું રહસ્ય બરાબર માલુમ થઇ શકે છે. મનુષ્યની સામે કેટલાક

---

[5] ફ્રાન્સનો પ્રસિદ્ધ વકતા, સારો લેખક અને અત્યંત પ્રસિદ્ધ રાજ્ય કર્મચારી હતો. ફ્રાન્સની લડાઇ પૂરી થયા બાદ તેને ફ્રાન્સનો પ્રધાન બનાવવામાં આવ્યો હતો. તેના યત્ન અને રાજકાજ કરવાની હોશિયારીથી ફ્રેન્ચ લોકોએ જર્મનીનાં બે અબજ રૂપિયા દેવું ચૂકવ્યું હતું.

[6] ઇંગ્લેંડનો પ્રધાન—ડિઝરાયલી—તેની નવી પદવી લોર્ડ બેકન્સફીલ્ડ હતી. તે યાહુદી વંશનો હતો. એ ઇંગ્લેંડમાં રહીને અંગ્રેજ બની ગયો હતો. તે મહાન બુદ્ધિમાન હતો. એવું કહેવાય છે કે જુવાનપણામાં તેના સોબતિઓ સાથે લડતી વખતે તેણે એક વખત કહ્યું હતું કે "યાદ રાખો હું એક દિવસ ઇંગ્લેંડનો પ્રધાન થઇશ."

ન થઇ શક્યો કારણકે જ્ઞાન મેળવવા કરતાં તેને સુખ ભોગવવાની વધારે લાલસા હતી. એલ્સિબાઇડ[૩] પ્રેમી ન થઇ શક્યો એ પ્રેમ કરતાં પોતાની જાતને વધારે કીમતિ સમજતો હતો. રવિસપિયર[૪] પોતાની જાતિનો મિત્ર ન થઇ શક્યો. એ સ્વદેશની સ્વતંત્રતા અને ગૌરવ કરતાં પોતાની સ્વતંત્રતા અને ગૌરવનો વધારે ભૂખ્યો હતો; આમાંથી એકે પણ સ્વાત્માર્પણ નથી કર્યો.

ઉદ્યોગશીલ થવા ઉપર આગળ આવી ગએલા સર્વ પ્રકારના સાધનોચિત ધર્મોનો આધાર છે. એ સ્વાસ્થ્યમાં અમૃત છે, રોગમાં ઔષધિ છે, અને એ સર્વ્વ સુશીલને માટે આધારરૂપ છે. જો આ સંસાર, સમુદ્રજ મનાતો હોય તો ઉદ્યોગશીલતા એના ઉપર ચાલનારૂં નાવ કહી શકાય છે. જો સાધનને એક પ્રકારની ઝળહળતી આગ કહો તો અધ્યવસાય અથવા ઉદ્યોગ-શીલતા તેને વધારે તેજ કરનારી છે. કર્તવ્યશાળી મનુષ્યના ભાવ જ્યારે શક્તિહિન થઇ જાય છે ત્યારે ઉદ્યોગજ તેને આશ્રય આપીને મજબૂત બનાવે છે. જો ઉદ્યોગી પુરૂષની ઉદ્યોગ-પ્રવૃત્તિ ઢીલી પડી ગઇ તો ઉદ્યોગ પુનઃ તેને ઉત્તેજીત કરી શકે છે. તેનો અધ્યવસાય-ઉદ્યોગતત્પરતા ભિષ્મ-પ્રતિજ્ઞા સમાન થાય છે; કદાપિ આ જગત્ ઉથલપાથલ થઇ જાય તો પણ તે નિષ્ફળ નથી થતી; એ કેવળ સાહસનો પ્રભાવ છે. ભય પણ તેને કોઇ પણ પ્રકારે વિચલિત નથી કરી શકતો.

પોતાનો ધારેલો સંકલ્પ પહેલીજ વખત સિદ્ધ થઇ જશે; એવી આશા કદાપિ કદી ન કરવી જોઇએ, પહેલેજ પગથિયેથી જેનો પગ લપસી જાય, અથવા શરૂવાતનો વિઘ્નથીજ જેનો સઘળો ઉદ્યમ, આશા અને સાહસનો અંત આવી જાય, તેનાથી કોઇ કાળે કોઇ પણ પ્રકારની કશીય સાધના નથી થઈ શકતી. એટલાજ માટે અધ્યવસાય અર્થાત-ઉદ્યોગ પરાયણતાથી કામ કરવાની અગત્ય છે. સામર્થ્ય શી વસ્તુ છે? કર્તવ્ય પરાયણતાજ કેવળ સાચુ સામર્થ્ય છે. શરૂવાતમાં ન્હાનું-નિર્બળ બાળક છેક ઉભી રહેલી માતાના આશ્રયથી મધુર હાસ્યથી ઉત્સાહિત થઇને ધીરે ધીરે ઉભા થતાં શીખે છે, તે કેટલીએ વાર જમીનપર ગબડી પડે છે, કેટલીય વખત તેને વાગે છે, કેટલીયવાર તે રૂવે છે; પરન્તુ તેની કોઈ જરી કે પરવાહ નથી કરતું, ધીમે ધીમે ઉમ્મર વધવાથી સંભવ છે કે કોઇને એક દિવસ એ બાળકના શરીર-સાહસ-બળથી પર્વત પણ કંપાયમાન થશે. એક ન્હાનો સરખો પત્થર પણ તેને માટે આ સમયે મ્હોટા હિમાલય જેવડો છે; પણ તેમાં કદિ અધ્યવસાય-ઉદ્યોગ પણ હો તો સંભવ છે કે એક દિવસ તેના કમળ જેવા કોમળ હાથ મ્હોટા મ્હોટા જબરદસ્ત પિરામિડોને પણ ઉથલાવી શકશે. યથાર્થ રીતે જોતા જતાં કર્તવ્યપરાયણતાની-ઉદ્યોગની બરાબરી નથી થઇ શકતી. ઉદ્યોગતત્પરતા વિઘ્ન અને આફતનાં ભયંકર વાદળને નિમિશ માત્રમાં વિખેરી શકે છે. સમુદ્રને સોસી લે છે,

[૩] ફ્રાન્સનો એક આદર્શ પુરૂષ હતો. એણે "હિલોઇસી" નામક એક પ્રસિદ્ધ સ્ત્રીના પ્રેમ-પાસમાં ફસાઇ અંતે પોતાના સન્માનની રક્ષાને વાસ્તે તેને બહુજ હેરાન કરી.

[૪] ફ્રાન્સના પ્રસિદ્ધ બળવા વખતે એ એક મ્હોટો આગેવાન હતો. એ અત્યંત નિષ્ઠુર, મોટાઇનો લોભી અને બીજાઓને હેરાન કરનારો હતો. અનેક શત્રુઓને હાથે તે બહુ ભયજનક રીતે માર્યો ગયો હતો.

જેઓ રહી છે—સહન-શીલ થઈ રહી છે, તો મનુષ્યોએ શા માટે અમૃતશીલ થવું જોઈએ ?

હાય ! જે દેશમાં ધીરે ધીરે વાચાળપણું વધી રહ્યું છે, અને કર્તવ્ય પરાયણતાનો ધીમે ધીમે લોપ થતો જાય છે, એ દેશમાં કાર્ય-સિદ્ધિ ક્યાંથી થશે ? જે દેશમાં લાખ્ખો માણસો પ્રતિજ્ઞા કરનારા છે, પણ પાલન કરનારા જણાતા નથી, જ્યાં એક શ્રીજાની અદેખાઈ કરવી અને મ્હોટાઈ મેળવવાનું નામ ઉત્સાહ છે. કુસંપ અને તોફાને મચાવવાનું કામ ઉદ્યમ છે. બની-ઠનીને હવા ખાવાનું નામ આત્મોત્સર્ગ, અને નિશ્ચળ-નિદ્રા, અઘોરીપણાનું નામ કર્તવ્યપરાયણતા વા ઉદ્યોગશીલતા છે, ત્યાં ઉન્નતિની આશા ક્યાંથી રખાય ? જેઓ પ્રાતઃકાળમાં સૂર્ય ઉગતી વખતે અમૂક કાર્ય કરવાનો સંકલ્પ કરે છે, અને સાંજ પડતાની સાથે તેનું ફળ મેળવવા માટે આતુર બની જાય છે, મ્હોંપર મૂછ ફૂટયા પહેલાંજ જીવનનાં સઘળાં કામોને પૂરાં કરી જેઓ કીર્તિના શિખર ઉપર ચઢી બેસવાની ચાહના રાખે છે—કહેવાનું તાત્પર્ય એ છે કે: જેઓ ઘડીવારમાંજ, કોઈ મ્હોટા કાર્યને પૂરું કરવાની ઈચ્છા કરે છે, તેમની તરફથી ભલા શી આશા રાખી-શકાય ! તેઓ નથી જાણતા—કે: કર્મવીર મનુષ્યનો અભ્યુદય-ઉદય પુનઃ ક્યારે થશે, અને ક્યે વખતે કાર્ય-પ્રયત્નનો પુનઃ આરંભ થઈને અંધકારને પ્રકાશમય કરી મુકશે !

વાંચક ! કર્તવ્યની સિદ્ધિને અર્થે પળવારમાં તરફડાટ કરનાર મનુષ્યો કાર્યાંતરે સાફલ્યતા નહિ મેળવે. શ્રદ્ધા-ભક્તિ અને ઉત્સાહપૂર્વક કર્તવ્ય-ક્ષેત્રમાં આગળ વધતાંથી સેંકડો વિઘ્ન અને ઉપાધિઓને ઓળંગીને જેઓ જરીક પણ પાછી પાની કર્યા વગર કર્તવ્ય સાધનમાં ફતેહ પામતા સુધી ઉલટભેર મંડયા રહે છે તેવા કર્મવીર-ઉદ્યોગી પુરૂષોજ અંતે અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.

"નથી ફળ લેવાનું એક ઉછાળે;
મોતી તો પાકે છે ઉંડે પાતાળે."

કમળા-કાન્ત.

---

# ભારતીય મજૂરોની દુર્દશા.

લેખક—શ્રીયુત્ બાલકૃષ્ણ એમ. એ.



જગતની જે કોઇ પ્રજાએ ભારતના મજૂરોની તરફ દ્રષ્ટિ ફેંકી છે તેઓ વિચાર કરીને એમની શોચનીય અવસ્થાનું હૃદયભેદક દૃશ્ય અવશ્ય જોઇ શક્યા છે. એમની ભયાનક દરિદ્રતા, પાશવિક જીવન, નગ્ન શરીર, ગંદાં મકાન, ભાડું અને તે પણ જૂનું સડું પડું ખાવાનું, ભટકી ગએલાં હૃદય, સંકુચિત મગજ અને ભિક્ષુક-અવસ્થા વિચાર, આ સઘળાંય ઉન્નતિ-નિરોધક અવસ્થાઓએ અમારા મજૂર બન્ધુઓને અધોગતિના નર્ક કુંડમાં ફસાવી રાખી છે. ઇંગ્લેંડના મજૂરોની સ્થિતિ સાથે અમે જ્યારે આનો મુકાબલો કરીને ધ્યાનપૂર્વક વિચાર કરીએ છીએ ત્યારે આ દેશના મજૂરોની દુરાવસ્થા અમને અનિર્વચનીય માલમ પડે છે. ઇંગ્લેન્ડનાં અનેક નગર અને ન્હાનાં ન્હાનાં ગામડાંઓના મજૂર અને કારિગરોને જોવાનો અવસર મ્હને મળ્યો છે, એ મ્હારા સંગત અનુભવનું પરિણામ સંક્ષિપ્ત શબ્દોમાં એ છે કે: હિન્દુસ્થાનના મજૂર તથા ઇંગ્લેંડના મજૂરોમાં આસમાન જમીનનો તફાવત છે. ભારતીય મજૂરો માનો કે નર્કમાં સડ્યા કરે છે ત્યારે ઇંગ્લેંડના સ્વર્ગીય મજા માણી રહ્યા છે. બન્નેની ભાવનાઓમાં મહાન તફાવત છે. તેમની માનસિક અવસ્થાઓ, સંસારને જોવા અને સમજવાની તેમની ભાવનાઓ, તેમના ઉદ્દેશો, તેમના સંગઠન અને સહયોગની શક્તિઓનું અનુમાન કરવું એ ઘણું જ કઠિન કાર્ય છે. ભારતીય તથા ઇંગ્લેન્ડની સ્વાભાવિક માન્યતાઓમાં પણ ઘણોજ ભેદ છે. જ્યારે કોઇ હિન્દી મજૂરપર દુઃખ, કષ્ટ, વા આફત આવે છે ત્યારે તે પોતાના કિસ્મત વા ભાગ્યનો દોષ અર્થાત્ પોતાનો દોષ સમજે છે. અને તેથી એ ભૂખે મરે છે, નાગા ફરે છે. મેલા-ગંદા, ચિથરે હાલતમાં રહે છે. એમની ગંદી ઝુંપડીઓમાં તો શ્રીમંત નર-નારીઓ કહેશે કે અમને પૂરો સાફ દસ્ત પણ નહિ ઉતરે! આ સઘળો એમના કિસ્મતનો દોષ છે, તેમનું પોતાનું કર્મ-નસીબ ખાડું લાગે છે, કોઇ બીજાનો દોષ નહિ, રાજાનો દોષ નહિ, સમાજ એને માટે જરાય જુમ્મેદાર નહિ, ખુદ તેમના જમીનદાર ક્રૂર અથવા તો શેઠ, માલિક કે એજન્ટ અર્થાત્ તેમની મહેનતથી મનમાન્યું કામ કરી લેનારાનો પણ એમાં દોષ નહિ, પરન્તુ એનો બાપડા પોતાનો દોષ! એનો એમની મેળે પૂર્વ જન્મનાં કર્મનું ફળ ભોગવી રહ્યા છે!

શું હિન્દુ કે શું મુસલમાન, પ્રત્યેક સ્ત્રી-પુરુષ આ ભયંકર ભાવનાઓમાં ફસીને નાના પ્રકારનાં અવર્ણનીય દુઃખ, ત્રાસ અને ઘોર આપત્તિઓના શિકાર બની રહ્યા છે. પરન્તુ તેઓ મ્હોંથી ચૂં કે ચાં સુદ્ધાં નથી ઉચ્ચારી શકતાં. તેઓ પોતાના જાલિમોને જાલિમ નથી સમજતા. તેઓ પોતાને ચૂંસનારા, ભૂખે મારનારા, એમને અજ્ઞાન

# કંઈક જાણવા જોગ.

**નસિબનું ફરતું પૈડું:**—મીસર દેશના જાણીતા શહેનશાહ સિસોસ્ત્રીસને તેની સત્તા નીચેના ન્હાના રાજાઓ દર વર્ષે ખંડણી આપવા મીસર દેશ આવતા ત્યારે તે અતિ માની બાદશાહ તેમને ભારે અપમાન આપતો; જ્યારે તે પોતે દેવળમાં બંદગી કરવા અગર તો રાજધાનીમાં સહેજ ફરવા નીકળતો ત્યારે પોતાની ગાડીના ઘોડા છોડાવી નંખાવી તેને બદલે ચાર રાજાઓને જોડી ગાડી હંકાવતો હતો. અને એવી હિણપ ભરેલી રીતે પોતે છકી જઈ મનફાવતી મોજ મારતો હતો. એમાં તો તે પોતાના મનથી મ્હોટું માન સમજતો હતો. એક વખત એવું બન્યું કે: એક રાજા જેને ગાડીમાં જોડવામાં આવ્યો હતો તેને ઘણીજ ટીકી ટીકીને તાકી તાકીને ગાડીના પૈડાં તરફ જોતે જોઈ બાદશાહે આતુરતાપૂર્વક તેને તેનું કારણ પૂછ્યું, ત્યારે તે રાજાએ જવાબ આપ્યો કે: " બાદશાહ! જેવી રીતે આ ગાડીનું પૈડું ફરતું જાય છે તેમ મ્હને માણસના નસિબનો ફેરફાર ફરી ફરીને યાદ આવે છે. કારણકે જેમ પૈડાંનો દરેક ભાગ વારા ફરતી ઉપર નીચે આવે જાય છે તેવીજ રીતે માણસની સ્થીતિમાં પણ ચડતી પડતી ચાલી જાય છે. એક દિવસ જે માણસ ઉંચામાં ઉંચા તખ્ત ઉપર બેસે છે તે આવતી કાલે કંગાલમાં કંગાલ ગુલામની પણ—જનાર આવનારની ઠોકરો ખાતો જુતામાં બેસે છે. આ સાંભળીને સિસોસ્ત્રીસને મહા ખેદ થયો. ત્યાર બાદ તેણે એ બુરી આદત છોડી દીધી અને હાથ નીચેનાને નીચા તો ઠીક પણ માણસની ગણત્રીમાં તો ગણવાજ લાગ્યો!

**રડતી સુરત:**—કોઈ એક ગામડીઆએ સામેથી એક ભપકાદાર માણસને આવતો જોઈ, એ ભલો માણસ મ્હને સીધો જવાબ આપશે એમ ધારી તેને પૂછ્યું: "ભાઈસાબ! એ સાબ!"

રડતી સુરત: "કેમ છે ત્યાં! ભસતો ભસવું હોય તે?"

ગામડીઓ: "અરે, પણ સાબ પેલા તુમાખચંદ ક્યાં રહે છે તે તુમાખચંદ?"

રડતી સુરત: "મુરખ નહિ તો! તુમાખચંદ નામના તો સાળા અમદાવાદમાં થોડી સુડતાલીસ વસે છે, એમ તો મહા મ્હારૂં નામ પણ તુમાખચંદ છે, પણ તું કોને પૂછે છે, ત્યારે કામ કોનું છે એ કહીશ?

ગામડીઓ: "બાપજી! હું એને ઓળખતો તો નથી ને હું એનું ખરૂં નામે જાણતો નથી. પણ મને એક ભાઈએ એંધાણી આપેલી કે: એ મુરખો તો બહુજ મીજાજી, ચીડીયો અને દેખાવે વિકરાળ લાગે છે. વળી મારે ત્યાંએ કહ્યું કે તેનું નામ મશ્કરીમાં રડતો તુમાખીઓ પાડેલું છે."

રડતી સુરત: (રડવા જેવું મ્હો કરીને) "અરે! બાપા ભાઈ! મારે વહેલાજ ઓળખને એ તો હું પોતેજ!"

સાંકળ ભેરવી દીધી. થોડાક સમય બાદ મહારાણી વિક્ટોરીઆએ એ ઓરડાની આગળ આવી બહારની સાંકળ ખખડાવતાં હાંક મારી: ઍલબર્ટ ?

ઓરડામાંથી પ્રશ્ન થયો: "કાણુ છે?"

મહારાણીએ જવાબ વાળ્યો: "ઇંગ્લેન્ડની રાણી."

બે એક મીનીટ થઈ છતાં ઓરડાનું કમાડ ન ઉઘડ્યું. વળી મહારાણીએ કહ્યું: "ઍલબર્ટ!

વળી પ્રશ્ન થયો: "એ કાણુ હશે!"

મહારાણીએ કહ્યું: "એ તો ઇંગ્લેન્ડની રાણી."

આમને આમ વળી બીજી પાંચેક મીનીટ ચાલી ગઇ પણ ઓરડાનું કમાડ ઉઘડ્યું નહિ. આખર શાણીને મહારાણીએ શાન્તિથી અવાજ કર્યો: "અરે ઍલબર્ટ!"

અંદરથી પુનઃ સવાલ થયો: "અરે! પણ એ છે કાણુ?"

શ્રીમતિ વિક્ટોરીયાએ પ્રત્યુત્તર આપ્યો: Your wife Albort.—"તમારી ધણીઆણી ઍલબર્ટ!"

છેવટનો જવાબ કાને અથડાતાંની સાથે ઍલબર્ટે તુરતજ ઓરડાનાં દ્વાર ઉઘાડી નાખ્યાં. પતિના મનોમંદિરમાં શ્રીમતિ વિક્ટોરીઆ મહારાણી તરીકે સ્થાન ન મેળવી શક્યાં. એક આદર્શ ધણીઆણી તરીકે તેમનો સુંદર રીતે સત્કાર થયો! સામાન્ય રમણિઓ આ ઉપરથી કંઈ સાર લેશે કે?

"સાંજ"

સાક્ષી કેમ ન લાવ્યો?:—સુરતમાં ઘણાં વરસ ઉપર કોઇ એક પારસીના ઘરમાં એક ચોર ચોરી કરવા પેઠો. પારસી ઘરમાં એકલોજ હતો, તો પણ તેણે હિમ્મત રાખીને બહાદુરીથી પેલા ચોરને કબજે કર્યો, અને સુરતના જડજ સાહેબ સન્મુખ તેને ઉભો કર્યો. મુકદ્દમો ચાલતી વખતે જડજે પૂછ્યું કે: "સાક્ષી કોણુ છે?" આ સવાલ પારસી ભાઇથી સાંખી શકાયો નહિ. તેમણે ચીડાઇને ડાબા પગમાંથી ખાસડું કાઢીને ભરે કોરટમાં પેલા ચોરના લમણામાં મ્હોડીને કહ્યું કે: સાળા ચોરી કરવા આવ્યો ત્યારે સાથે સાક્ષી કેમ ન લેતો આવ્યો?" આ સાંભળીને નામદાર કોર્ટ હસી પડી, જડજ સાહેબ હસી પડ્યા, રોવાને બદલે લમણે હાથ ફેરવતો બિચારો ચોર પણ દાંત ખખડાવીને હસવા મંડી ગયો!

વાંચક બંધુ! કર્મવીર દ્વારા એક વર્ષ પર્યંત યથાશક્તિ આપની સેવા થઇ છે. શરૂ થતા બીજા વર્ષનું લવાજમ રૂા. ૨–૧૪–૦ કૃપા કરી આજે જ મનીઑર્ડરથી મોકલી આપો! સ્નેહી સબંધી જનોને ગ્રાહક થવા ભલામણ કરી અમારા ઉત્સાહમાં ઉમેરો કરો! નવા વર્ષમાં નવું જ્ઞાન અને નવો આનંદ મળશે.

સંપાદક:-રણછોડલાલ હરિલાલ ભટ્ટ.



॥ શ્રી સદ્‌ગુરવે નમઃ ॥

ભયંકર ભૂલ અથવા

# મજૂર કે આલમનું નૂર?

એક સુબોધક, મનોરંજક, શૃંગાર, કરૂણારસપૂર્ણ

સામાજિક નવલકથા.

---

## સપ્તમ્ પરિચ્છેદ.

### કર્મફળ.

પીની શાન ક્યો ઠેકાણે લાવે ?
જન મૂર્ખ છતાં એ જરીન ફાવે,
કરવા કાજ અતિ ત્યાં મારી જાએ,
દુઃખે દાઝ વિકાસની વરસી પાએ;
બધાં કર્મના ફળ અરે સાથે સદા પમાય છે,
નીતિ-સત્યનો જગમાં ડંકો સદા વગ થાય છે.

---



હે! ત્યારે તું મ્હને તેનો એક રસ્તો નહિ બતાવે?"

"શેઠ! મ્હને માફ કરો! લક્ષ્મીનો લોભ બતાવી-મ્હારા ભોળા બચ્ચાંઓને ભમાવી, ખોટા પ્રલોભનો અને ખાનદાનીનો ખાલી ડોળ કરી, વિષયના ભયંકર પાશમાં ફસાવી મ્હારા સ્ત્રી-જીવનને નષ્ટ-ભ્રષ્ટ કરી તમે મ્હને જીવતી મારી નાખી છે. તેમજ તમે તમારી પાપ વાસના તૃપ્ત કરવા મ્હારા જેવી કેટલીએ અનાથ-અજ્ઞાન રમણીઓને શિયળ ભ્રષ્ટ કરી હશે! એક પાક ઓરતને ફસાવી તેની શાન ઠેકાણે લાવવા-અરે! નિર્દય શેઠ! તેને પાણી પીતી કરવા તૈયાર થયા છો! શેની ખાતર? અને તેમાંય તમે આજ મ્હેરબાન સમજી મ્હારી સલાહ માગો છો! અસહાય માનવ સમાજ પર જે આમીના આંખ રાખી સતત તેમના કલ્યાણ-સાધનને અર્થે જે અપૂર્વ કાર્ય કરી રહી છે-જે પૂર્વ-કર્મ-બળવડે મ્હારા જેવાં અનેક ભૂલ્યાં-ભટકવાં-વહેલ-ગમાર સ્ત્રી-પુરુષોને સુધારી-સન્માર્ગ પર લાવી સુખી કરવા આખું જીવન ભાવા છોડી જે અખંડ જહેમત ઉઠાવી રહી છે તે એક બહાદુર રમણીના-તમારી ચારિત્રશીલ-ધર્મપત્નીની શાન ઠેકાણે લાવવામાં તમે જરાય નહિ ફાવો! તમારો પ્રભુ

મહાદેવી !

તમે સાક્ષાત શિવની મૂર્તિરૂપ–મહાદેવી છો મ્હારા અનંત અપરાધની ક્ષમા આપશો કે ? મ્હેં કરેલાં મ્હારાં અનંત પાપના પ્રાયશ્ચિત્તને અર્થે મ્હને સૂઝેલા બે માર્ગમાંથી મ્હારે એક અનુકૂળ–ઉત્તમ માર્ગ લેવો એવો મ્હેં નિશ્ચય કર્યો છે. મ્હારા હૃદયના ઊંડા ભાગમાંથી જાણે કોઇ અદૃષ્ય રીતે મ્હને એ બોધા માર્ગ બતાવી રહ્યું છે કે: “ જીવન પર્યંત એકાંત જીવન ગાળી જનસેવા કરવી વા જીવન વિસર્જન !” પાપ પુન્યને પ્રમાણી–અરૂમ કરી કંઇક પવિત્ર થવા મ્હેં જીવન વિસર્જન કરવાનો જ સંકલ્પ કર્યો છે. પાપનું પ્રાયશ્ચિત્ત કરી પવિત્ર થવાના એ દિવ્ય માર્ગમાં આગળ વધવાનું જો પરમાત્મા મ્હને સાહસ–બળ આપશે તો આવતી કાલ આ સમયે તો હું મંગલમય ભગવાનના મંગલ-ધામમાં પહોંચી ગઇ હઇશ. એ મંગલધામની હું અધિકારિણી થાઉં એવી અંતરની આશિષ આપજો ! એ વગર હું અભાગિની તમારી પાસે શું માગું ? હા. પોતે.

સંકલ્પબળને લીધે ઉત્તેજીત થએલી મરીયમ તુરત જાતે જઇને તે પત્ર ટપાલમાં નાખી આવી. આ પળે તેના વદન પર નિર્મળતાની છાપ પ્રત્યક્ષ જણાય છે; પળે પળે તેની આંખમાંથી આંસુ ટપકે છે. હમેશના વિશ્રામભવનમાં એક ખુણામાં જમિન પર બેસી પવિત્ર થવા કુરાનની કલામો પઢી રહી છે. પ્રસંગ આવતાં વળી પાછાં આંખમાંથી અશ્રુબિન્દુ ઝરે છે.

આજ લગભગ એક અઠવાડીઆથી રહીમ શેઠજી મરીયમને વિનવી રહ્યા છે કે: મરીયમ અમીનાની શાન ઠેકાણે લાવવાનો કંઇ સન્માર્ગ બતાવશે, પણ કોણ જાણે શાથી મરીયમે આજદિન સુધી તે સંબંધી તેને કેમ કંઇ સલાહ નથી આપી ! એક બે વખત તે સલાહ આપવા પ્રેરાએલી તો ખરી પણ કોણ જાણે શાથી, તેના અંતરમાં તેને છુપી રીતે કોઇ એમ ન કહી રહ્યું હોય કે: દુષ્ટ ! ભ્રષ્ટ રમણી ! પાક ઓરતને ફસાવવા–હેરાન કરવાના કાર્યમાં મદદગાર થવાનું રહેવા દે ! એથી કોટિ જન્મેય ત્હારૂં કલ્યાણ–મંગળ નથી. આથીજ આજ કહીશ, આવતી કાલ જોઇશ, કહીને તેણે રહીમશેઠને આજ સુધી સંતોષ્યા છે. આજ તો રહીમ શેઠે ચોકકસ જવાબ માગ્યો છે. પણ અમીનાના પત્ર એ તેની સઘળી બાજી ઉંધી વાળી છે.

એક બે ત્રણ ચાર પાંચ એમ એક પછી એક પાંચ ટકોરા વાગ્યાની સાથે હમેશના નિયમ મુજબ રહીમ શેઠ આવી પહોંચ્યા. રોજ તો વિષયમાં અંધબની બનેલી મરીયમ પોણાપાંચ મીનીટ હોયને આફ્સૂફ–બનીઠનીને રહીમ શેઠની રાહ જોતી, મોટરના અવાજ તરફ કાન માંડીને બેસે, પણ આજ તો તેમાંનું કશુંય ન મળે ! મોટરના ભોંગાર અવાજ થયા જ્યાં મરીયમને તેની રજે ખબર ન પડી. રહીમ શેઠે મોટરમાં રહે રહ્યે ઘણુંય ડાફેરાં માર્યાં કે: મરીયમ નિયમ મુજબ ઝરૂખામાં સત્કાર કરવા સ્હામી આવે છે, પરન્તુ આજની એ આશા તો ઠગારી નીવડી. છેવટે આજ તો મરીયમને બે શબ્દો સંભળાવવાજ પડશે એવો નિશ્ચય કરીને શેઠ ધમધમ કરતા મરીયમની સમિપ આવીને કપડાં ઉતારતા કે: આરામખુરશી પર બેઠા. પણ મરીયમ તે આજ શું કરવા તેમની સ્હામું સરખુંએ જુવે ! લગભગ દશેક મીનીટ સુધી મરીયમ કંઇ બોલે છે કરે છે ખરી–પોયણામાંથી મોં બહાર કે છે, એવી રાહ જોઇ. પણ શુકરવાર ન વળ્યો તે નજ વળ્યો જાણી છેવટે આક દિવ-

લગાવી, એક હાથમાં હાથ ઉપાડી ત્યાંથી પલાયન કર્યું. રંગપર આવેલી રમણીના હાથનો તમાચો ત્યાં પછી પુછવુંજ શું ! ગાલ પર લોહીની લગરો બાઝી ગઇ. ગાલમાં દાંડ બેસી જવાથી રહીમ શેઠ સુલતાનની આવવાની રાહ જોતાં લમણે હાથ ટેકવીને સમજો કે પાનની–રંગની પિચકારીઓ મારવા લાગ્યા. ત્યાં તો સ્હામેથી સુલતાનની સ્વારી આવતી નજરે પડી. દરથી ગાડીમાં બેઠે બેઠેજ સુલતાને રહીમ શેઠના મ્હોં ઉપરથી પારખી લીધું કે આજ શેઠનો છુવર ઠામે ઠેકાણે નથી. મન–માનતો માલ મારી ગાંઠ હાથ કરી છે એટલે અમણોના તો સુલતાનજી પણ રહીમ શેઠને જેવું હોય તેવું સાફ સાફ કહી નાખે છે, પણ મરિયમને લીધે તે તેમને કશું કહી શકતા નથી. આજ તો મરિયમજ વખણી છે પછી ! સુલતાને ગાડીમાંથી ઉતરી બંગલામાં પ્રવેશ કરતાંજ મરિયમે દુકાણમાં સુલતાનના કાનમાં ફુંક મારી દીધી. સુલતાનને ઉપર આવતાં વિસંગ થતો જોઇને રહીમ શેઠ ખુબજ ગીડાયા. તેમણે નિશ્ચય કર્યો કે આજ કહેવું ન કહેવું પણ ઘણી ઘણીઆંથી બેઉ એક થયાં છે. મરીયમ નીચે રહી રહી તેના કાન ભંભેરતી હશે, પણ ઠીક છે અત્યાર કહીને માર ખાધો હોય મૂછ પર હાથ ફેરવી રહ્યા એ જોઇને નિસરણીએ ચડતાં ચડતાં જ સુલતાને મુઠ્ઠીમાં હસીને બે હાથે સલામો કરતા મુરબ્બી સાહેબ ! મુરબ્બી સાહેબ ! કહી ઉંચ ઉપર આવી રહીમ શેઠના મ્હોં સ્હામે તાકી તાકીને જોઇ વારે ઘડીએ રાતા હોમળા કરતા–ખાસ પિચકારીઓ મારતા રહીમ શેઠને કહ્યું: " શેઠ ! કેમ ! આજ કંઇ આટલી બધી પિચકારીઓ ઉડી રહી છે, અને આ ગાલ પર શું થયું છે ? " એટલું સાંભળતાની સાથેજ રહીમ શેઠે પોતાની ઉધાડી -મશ્કરી થતી જોઇ સમજીને સુલતાનની છાતીમાં એક એવી લાત ઠોકી દીધી કે સુલતાન નિસરણીએથી ગબડતો ગબડતો ઠેઠ નીચે તળીએ જઇ પડ્યો.

## નવા વર્ષથી ગ્રાહક થવાની રાહ જોતા હતા કે ?

તો

વિલંબ ન કરો ! સત્વર ગ્રાહક થાઓ ! આજેજ લખી નાખો !

## શ્રાવણ સુદ પુનમ (બળેવ)ના દિવસે પ્રકટ થશે !

નવા વર્ષનો પહેલો અંક ! **કર્મવીર** માસિકપત્રનો ખાસ અંક !

<u>વર્ષ ૨ જું.</u> <u>મુખ્ય વિષયો</u> <u>અંક ૧ લો.</u>

| અનુક્રમ નંબર. | વિષય. | | લેખક. |
|---|---|---|---|
| ૧ | જય જન્મભૂમિ ! | (કાવ્ય.) | રણછોડલાલ હરિલાલ ભટ્ટ. |
| ૨ | કરો જ્યાં ભારતનો જયનાદ ! | ,, | રા. રા. વાસુદેવ રામચંદ્ર શેલત. |
| ૩ | ગાંધી દંપતિને ! | ,, | રા. રા. નલિનીકાન્ત. |
| ૪ | પુરેથી વર્ષગાંઠ ! | ,, | રા. મણિશંકર મગનલાલ અધ્યારી. |
| ૫ | મંગલ પ્રાર્થના ! | ,, | અધિપતિ. |
| ૬ | હું પણ રાખડી બાંધીશ. | | રા. રા. કમળા કાન્ત. |
| ૭ | કર્મવીર તાતા. | | રા. રા. કમળકુમાર. |
| ૮ | સ્વતંત્રતાનો ઇતિહાસ. | | રા. રા. ગંગાપ્રસાદ એમ. એ. |
| ૯ | વ્યવહારિક શિલ્પ શિક્ષણ. | | રા. રા. વાસુદેવ રામચંદ્ર શેલત. |
| ૧૦ | ભયંકર ભૂલ. | | રણછોડલાલ હરિલાલ ભટ્ટ. |

સ્વદેશ-ભક્તિથી છલકાતાં કાવ્યો, વ્યાપાર-ઉદ્યોગ સંબંધી અને વાંચક સમુદાયમાં ઉલટભેર આતુરતાપૂર્વક વંચાતી સારું વાર્તા વગેરે તમારા જીવને જરૂર ખીલાવશે. બહાર ગામના ગ્રાહકોએ રૂ. ૨-૧૪-૦ નો મનીઓર્ડર કરવો વી. પી. ખર્ચ ૦-૩-૦ વધુ આપશે. અમદાવાદના ગ્રાહકોએ રૂ. ૨-૮-૦ ભરી જઇ પહોંચ મેળવવી. પોસ્ટથી મંગાવનારે ૦-૪-૦ પોસ્ટ ખર્ચ ઇલાયદું ભરવું પડશે.

જાહેર ખબર આપવા ઇચ્છનાર સજ્જનોએ પત્ર-વ્યવહાર કરી ભાવ પૂછાવવા તસ્દી લેવી.

કર્મવીરના ગ્રાહકો વધારી શકે એવા ગામોગામ ઉત્સાહી એજન્ટોની જરૂર છે, તુરત પત્રવ્યવહાર કરવો.

વ્યવસ્થાપકઃ—" કર્મવીર." અમદાવાદ.

॥ नमामि त्वां भारति ॥



વર્ષ ૨-અંક ૧
શ્રાવણ—ઑગસ્ટ.
૧૯૭૭-૧૯૨૧.

गुरु-शिष्य.

धर्मेण धर्मस्य विवादकाले, यो भारते धर्मं समन्वयाय ।
आविर्बभूव स्थिरधीर्महात्मा, तं रामकृष्णं सततं स्मरामि ॥

## અનુક્રમણિકા.



**પ્રાર્થના:—** ૧-જે જે ગ્રાહક બંધુઓના હાથમાં આ અંક આવે તેઓ સર્વ જાણે કર્મવીરની કદર કરી નવા વર્ષને માટે ચાલુ રાખ્યું છે એમ અમે માનીએ છીએ. તેમના એ ઉત્તેજન બદલ અમે તેમના ઉપકૃત છીએ. ડાંગર બાફતાં જેમ ફોતરાં અને કુશકા વેગળા થઇ ચોકખા સુંદર ચોખાજ પ્રાપ્ત થાય છે, તેમ જેમણે કૃપા કરી વેલાસર નકાર વાળ્યા છે, તેમને માસિક મોકલવું બંધ કરી ચોખા રહેલા સુજ્ઞ ગ્રાહકોની સેવામાં કર્મવીર પહોંચતું કર્યું છે. તેઓ સર્વે કૃપા કરી બનતી તાકીદે લવાજમના રૂ. ૨-૮-૦ મોકલી આપશોજી. વી. પી. પોસ્ટેજ જુદું ગણવું.

૨-અમદાવાદના જે ગ્રાહક બંધુઓનાં લવાજમ બીજો અંક પ્રકટ થતાં સુધી અમને નહિ મળ્યાં હોય તેમના ઉપર બીજો અંક વી. પી. કરવામાં આવશે જે સ્વીકારી લેવા તસ્દી લેશો પણ તેથી ત્રણ આના ખર્ચ વધુ આવશે. પહેલો અંક મળેથી તુરત મોકલી આપો

૩-પ્રત્યેક ગ્રાહક બંધુઓએ ભાગ લઇ આ અંક હાથમાં આવતાં એક એક ગ્રાહક કરી મોકલવા કૃપા કરવી, દરેકજનથી કર્મવીર સારામાં સારી સેવા કરશે-સંતોષ આપશે

૪-નવા વર્ષમાં પણ એક સુંદર નવલકથા ભેટ મળશે. ગ્રાહક થનારે વિલંબ ન કરવો, નહિ તો ભેટનો લાભ ચૂકી જવાશે.

૫-આવતા અંકમાં જેનાં લવાજમ પહોંચ્યાં હશે તેમનાં નામ પ્રકટ થશે.

૬-નવા વર્ષનું લવાજમ બાકી છે તેમણે અમારા માણસને આપી પહોંચ મેળવવી.

પ્રકાશક:—
રણછોડલાલ હરિલાલ ભટ્ટ.
ઠે. રાયપુર ભાઉની પોળ,
અમદાવાદ.

મુંબઈ, સુરત, કરાંચી, રંગુન, બરમા, વગેરે, સ્થળોએ એજંટોની જરૂર છે

આ માસિકપત્ર નીમનલાલ ઈશ્વરલાલે પોતાના રાયપુર, શામળાની પોળ પાસે આવેલા 'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું અમદાવાદ.

॥ श्री सद्गुरवे नमः ॥




# પ્રાર્થના.

પ્રિય દેશ દેશ રટતાં અમ પ્રાણ તનથી નીકળે !
ભારત વસુન્ધરાપર, સુખ-શાન્તિ બંધુતા પર,
શુચિ શસ્ય-શ્યામલાપર, અમ પ્રાણ તનથી નીકળે.
દેશાભિમાન ધરતાં, જાતીય માન કરતાં,
નિજ દેશ વ્યાધિ હરતાં, અમ પ્રાણ તનથી નીકળે
ભારતનું ચિત્ર-પટ હો ! શુભ નેત્રની નિકટ હો !
શ્રી જાહ્નવીનો તટ હો ! તવ પ્રાણ તનથી નીકળે,
દુઃખ-દૈન્ય પર વિજય હો ! અજ્ઞાન રાત્રિ ક્ષય હો !
ભારત સમૃદ્ધિમય હો, તવ પ્રાણ તનથી નીકળે,
ઉદ્યોગ-સત્ય-સુખ હો ! આલસ્ય શર ન દુઃખ હો !
સહુનાં પ્રસન્ન મુખ હો ! તવ પ્રાણ તનથી નીકળે
ક્યારે ન કષ્ટ રવ હો ! પ્રસર્યો બધે વિભવ હો !
એવો સુકાલ જવ હો ! તવ પ્રાણ તનથી નીકળે,
સૌએ સતત્ સજાગ હો ! વિદ્યા-કલા-કુશલ હો !
સ્વાભિષ્ટમાં અદક્ષ હો ! તવ પ્રાણ તનથી નીકળે
દેશોપકાર કરતાં, મન માતૃભક્તિ ભરતાં,
જય જય સ્વદેશ રટતાં, અમ પ્રાણ તનથી નીકળે,
ધીર ધર્મવીર થાઓ, કઇ કર્મવીર બનો,
સ્વાતંત્ર્ય યોગ્ય થાઓ, તવ પ્રાણ તનથી નીકળે.

રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

॥ શ્રીગુરુ સમર્થ ॥

# નાથ !
# રેંટીઓ
## અપાવો !



### ભૈરવી ગઝલ.

રસિક વરરાજ મનહર
રહેંટિઓ આજે અપાવોને !
હૃદય-અધિરાજ-પ્રિયતમ રહેંટિયો આજે અપાવોને !
અમે શણગાર કે શ્રૃંગાર કંઇ ના લેશ પણ સ્વામી,
હૃદયવર એક ખાસો રહેંટિઓ આજે અપાવોને !
ગુલામી આકરી તોડો ચતુર ચિત્ત દેશમાં જોડો,
વિલાસી વાદ છોડી રહેંટિઓ આજે અપાવોને !
કદિ પકવાન માગું ના કરાવું ખર્ચ પણ નાણું,
પગે લાગું પિયુજી ! રહેંટિયો આજે અપાવોને !
ઉઘાડાં છેક અટવાતાં ભરત સંતાન ભટકાતાં,
મરે છે લાજ માર્યાં રહેંટિયો આજે અપાવોને !
થથરતાં અંગ શાં કંપે ! કરે શ્રમ તોય ના જંપે,
નિહાળી ઢંગ એ દીન ! રહેંટિયો આજે અપાવોને !
સુતરના તારથી સત્તા મળે યા ના મળે તે શું !
યદિ લજ્જા ભરતની ઢાંકવા 'કહું' તો અપાવોને !
તમારે મન નથી લેખું ! (હું) અજબ જાદૂ ભર્યો દેખું !
સુદર્શન ચક્ર સાચું કિશનનું એ. છે અપાવોને !
કંઇ હિન્દી, મુસલમિન, પારસી નર-નારીએ સ્થાપ્યો,-
કરો ગૃહ-રાજ્યમાં એ રહેંટિયો આજે અપાવોને !
ધર્યો કંઇ ધર્મવીરોએ, ગ્રહો સદા કર્મવીરોએ-
ફરીને ફેરવે એ રહેંટિયો હે રાજ ! લાવોને !
પુત્ર-પુત્રી અને સાથે-ભગિની ને વળી ભાને-
મળી પિતુ-માત કાંતે રહેંટિયો એ આજ લાવોને !
હૃદય લોભન લલિત રસ વાહિની શક્તિ ભરી એમાં,
નયનમોહન ન્હાનો એ રહેંટિયો અનમલ અપાવોને !

તા. ૧૧-૮-૨૧ ગુરૂવાર. } રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

અનુવાદકઃ—મુમુક્ષુ. ॥ जय गुरु ॥

# नीति–कर्तव्य–बोध.

कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ।
को वाहं काच मे शक्तिरितिचिन्त्यं मुहुर्मुहुः ॥

કેવો સમયને કોણ મ્હારા મિત્ર સાચા છે ખરે,
મોધો કયો મમદેશને હું કોણ એ ચિન્તન કરે, ૧૪
છે આમદાની શી અમારૂં ખર્ચ ને છે શું ગજું,
કરવો ઘટે સુવિચાર એ નિત્ય શાસ્ત્રમાં સાચુ કહ્યું.

परं क्षिपति दोषेण वर्त्तमानः स्वयं तथा ।
यश्च कुप्यत्य मूढः सन्स च मूढतमो मतः ॥

વિવિધ દોષનો ભર્યો ખજાનો નિજમાં પણ એ ભૂલે,
આવર દોષના કોપ ઉચાડી મૂર્ખ મહા મન ફુલે,
ચતુર વિચિક્ષણ હોય છતાં જે ક્રોધ કરીને બેસે,
જન એવાને સકળ જગત મહા મનથી મુરખ કહેશે, ૧૫

यस्यार्थिनो न विमुखाः सर्वार्तिहरं यशः स किल राजा ।
अभिषेक पट्ट बन्धौ वालव्यजनं व्रणस्यापि ॥

આંગણુ આવ્યો યાચક ફરેન કહિયે વ્યર્થ પાછ ફેરો,
હરી પ્રજાનો વ્યાધી યશ લે તેને ભૂપ ભલો કહેવો. ૧૬

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥

એકનો ત્યાગ કરવો પડે જો કદી કુલના શુભ કલ્યાણ માટે,
અગર એ પાર્થ પ્રિય નગરના કુલનાશ મોહ ધરવો નહિ કોઈ વાતે,
નગર કુલ ઉભયના ત્યાગનો ધન્ય! નીજદેશહિત સાધને સમય આવે!
રક્ષતી જાત તજી વાત પૃથ્વી તણી દિશા જો દૈત્ર એવો બતાવે. ૧૭

(અપૂર્ણ.)

સમ્બંધી અમે અમારો અવાજ સમયપર રજુ કરીશું પરન્તુ હવે પછી નવા વર્ષથી કર્મવીર સમગ્ર ગુર્જર સમાજને ઉપયોગી વ્યાપાર–ઉદ્યોગ, કર્તવ્યપરાયણતા, નીતિ–જ્ઞાન અને સ્વદેશની ભાવનાને પોષનારા લેખોનેજ મુખ્ય સ્થાન આપશે, અને તેથીજ જેઓ કર્મવીરનો લાભ લેતા અને આપતાં અચકાયા છે તેઓ તેનો લાભ લેશે–આપશે !

પ્રથમ વર્ષમાં કર્મવીરે જે સેવા બજાવી છે તેનું સઘળુ માન તેનાં સુજ્ઞ ગ્રાહકો, ઉત્સાહી એજંટો અને વિદ્વાન લેખકોનેજ ઘટે છે. તેમની ભાવિ સહાયની આશાથી લલચાઇ નવા વર્ષના આરંભમાં એ સર્વ બંધુઓનો અમે આ પ્રસંગે પુનઃ એકવાર ઉપકાર માનીએ છીએ.

પ્રથમ વર્ષનો છેલ્લો અંક પ્રકટ થતાંજ અમારી પ્રાર્થનાને લક્ષ્યમાં લઇ ગ્રાહક તરીકે રહી–સાથે સાથે જેમણે ગ્રાહકો વધારવા જે શ્રમ લેવા માંડયો છે તેમનો, જેમનાં પ્રથમ વર્ષનાં લવાજમ બાકી હતાં તે પૈકી જેમણે તુરત તે મોકલી આપ્યાં તેમનો પણ અમે આભાર માનીએ છીએ. હવે જેમનાં પ્રથમ વર્ષનાં લવાજમ બાકી છે તે સઘળા બંધુઓ બે વર્ષના લવાજમના રૂ. ૪–૧૩–૦ આ પહેલો અંક મળતાં તુરત મોકલી આપશે, કાંતો અમારો માણસ ઉઘરાણા આવે તેમને મળે તેવી વ્યવસ્થા કરશે તો તેમનો પણ અવશ્ય ઉપકાર થશે !

ઉત્તેજનને અર્થે અગર શરમ અને સ્નેહની ખાતર પ્રથમ વર્ષમાં ગ્રાહક થઈ કર્મવીરને પગભર બનાવવામાં મદદ કરેલી તેઓ પૈકી "દાનાથી ભલો સૂમ" એ ન્યાયે પ્રથમ વર્ષનો છેલ્લો અંક પહોંચતાંજ જેમણે નવા વર્ષથી કોઈપણ કારણસર માસિક બંધ કરવાની વગાસર સૂચનાઓ કરી છે–અમને નુકસાનમાં ઉતારી–આશામાં તણાતાં બચાવી લીધા છે તેમનો ઉપકાર પણ કંઇ જેવો તેવો નથી ! ખેદમાત્ર એટલોજ કે તેઓ કર્મવીરની કદર કરતાં ચૂકયા છે. પુનઃ કર્મવીર તેમના ચિત્તને આકર્ષવા સમર્થ થાય તો તેમાં અમે કંઇ આશ્ચર્ય જોતા નથી. અસ્તુ.

ભેટઃ—શરૂ થતા બીજા વર્ષમાં પણ એક સુંદર નવલકથા કર્મવીરના ગ્રાહકોને ભેટ તરીકે આપવાનો અમે સંકલ્પ કર્યો છે. છપામણી–કાગળ વગેરેની સખ્ત મોંઘવારીને લીધે તેની જરૂર જેટલીજ પ્રત પ્રકટ થશે. ગ્રાહક થવામાં વિલંબ કરનાર તેનો લાભ ચૂકી જશે. માટેજ અમારી શરૂવાતથીજ ખાસ પ્રાર્થના છે કે નવા થનાર ગ્રાહકોએ અવિલંબે ગ્રાહક થવું. ગ્રાહક કરી મોકલવાની સદ્ભાવનાવાળા મિત્રોએ પણ નવા ગ્રાહકો ભેટનો લાભ ન ગુમાવે તે બાબત ખાસ કાળજી લઇ તુરત તેમને ગ્રાહક થવા સમજાવવા શ્રમ લઇ નાખવો. એજ પ્રાર્થના !

અંતિમ ઉન્નતિના આ કાળમાં ભારતવર્ષની પ્રજા કર્તવ્યપરાયણ બની સુખ–શાન્તિ પૂર્વક સંપૂર્ણ ઉન્નતિ પ્રાપ્ત કરે–કર્મવીર નરનારીદ્વારા પૂર્વવત્ ભારતવર્ષ પુનઃ થાય–ભારત પ્રજાના સઘળા અભિષ્ટ મનોર્થ મંગલમય ભગવાન સત્વર સિદ્ધ કરે એજ અને નૂતન વર્ષ મંગલપ્રભાતના શુભ પ્રભાતે થાય એ વગર અમે શ્રી હરિ પાસે આજ બીજું શું યાચિયે ? ને.

વંદેમાતરમ્ !

---




[ લેખક:-શ્રીયુત કમળા-બહેન. ]

(૧)




હું પણ રાખડી બાંધીશ "

વાહ ' આજની બ્રાહ્મણો તે શા ધામધૂમ ' બ્રાહ્મણોની સર્વત્ર મહાન્ આનંદ તથા ઉન્માદથી જીવનનો ઉત્સવ ઉજવી રહ્યા છે બ્હેન ભાઈઓને તથા બ્રાહ્મણો પોતાના યજમાનોને પવિત્ર હૃદયથી દિવ્ય ભાવના વડે આનંદિત થઇ અપૂર્વ રક્ષાબંધન કરી આશિર્વાદ ઉચ્ચારી રહ્યા છે "ભગવાન સર્વની રક્ષા કરો ! પરમાત્મન્ સર્વનું મંગળ કરો ' ચીરંજીવ ભવ ! આદિ આશિર્વચનથી આનંદિત યજમાનોના ધર્મમિશ્ર પવિત્ર અંતઃકરણમાં ગુંજારવ, વાહ ' વાહ ! શી અદ્ભુત વૃદ્ધિ કરી રહ્યા છે ' આ અનુપમ સમયે એક ન્હાના ઘરમાં રહેલ એક દશ વર્ષની દિવ્ય બાલિકાએ પોતાની જનેતાને કહ્યું "મા ! હું પણ રાખડી બાંધીશ '

પ્રત્યુત્તરમાં માતાએ એક દીર્ઘ નિશ્વાસ નાખીને ખેદિત હૃદયે કહ્યું " બ્હેન ! તું કોને રાખડી બાંધીશ ? હેં, આજ ત્હારો ભાઈ હોત તો ....."

માતા આગળ એક પણ શબ્દોચ્ચાર કરી શકી નહિ. તેનું ગળું રૂંધાઇ ગયું, હૃદય ભરાઇ આવ્યું, અને આંખમાં ઝળઝળીયા બરાઇ ગયા.

અજ્ઞાન બાલિકાએ હાસ્યપૂર્વક કહ્યું: ' તો શું ભાઇ સિવાય બીજા કોઇને રાખડી નહિ બંધાતી હોય કે ! એ મા ! ભાઇ નથી તો હું મ્હારે મન ત્હને રાખડી બાંધીશ "

દુઃખની પળે પણ પુત્રીની વાત સાંભળી માતાએ સ્મિત હાસ્ય કરતાં કહ્યું: " અરે ! તું તે ક્યાં એટલી બધી મ્હોટી થઇ ગઇ છે કે ત્હારે રાખડી બાંધવી છે રાખડી બાંધવાના ત્હારે હજી ઘણા દિવસ છે ઇશ્વર એ સમય પણ આપશે, પણ માડી ' ભાને ને

માતા ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઈ. ગૃહકાર્યથી પરવારી તેણે પુત્રીને કહ્યું: "લે! આવ જોઈએ તને ન્હવરાવું."

ગંભીર મુખમુદ્રા કરીને બાલિકા બોલી–"હું નહિ ન્હાઉં........"

માતા: "કેમ, નહિ કેમ ન્હાય?"

બાલિકા: "મ્હારે ક્યાં કોઈને રાખડી બાંધવી છે તે?"

માતા: "અલી! રાખડી નથી બાંધવી તેથી શું ન્હાઈશ પણ નહિ કે? આજ તહેવારનો દિવસ છે. ચાલ, ન્હાવા ઉઠ જોઈએ. બ્હેન! ઉઠી કે?"

બાલિકા: "રાખડી ના બાંધું તો પછી મ્હારે મનથી તહેવાર શાનો?"

માતા: (કંઈક ક્રોધિત થઈ) "અલી! કંઈ ગાંડી–માર ખાવાની થઈ છે કે ક્યારની મ્હારી મા રાખડી રાખડી કરી રહી છે! મ્હોટી રાખડી બાંધનારી ના જોઈ હોય તો! એવું જ હોત તો આજે આ દિવસ હોય શાનો! જનમતાં જ્હેંત જ બાપને ખાધો! અરે! વર્ષની થતામાં તો બાપને ઘર છોડવાનો સમય આવ્યો! ત્યારે જ નશિબે લખ્યું ઘેદાન મેદાન થઈ ગયું તો!"

બાલિકા મહા શોકમગ્ન થઈ, સ્તબ્ધ બની ગઈ અને આંખમાં આંસુ લાવીને કંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય ચુપચાપ ન્હાવાને માટે ઉભી રહી. વાચક! અશ્રુ વેરતી નિર્દોષ દીન બાલિકાના દયાર્દ્ર વદનકમળ પર તો મહેર દૃષ્ટિ કરો!

સેવકના ગયા પછી યુવકે રૂમાલવડે આંખો લૂછી નાંખી અને મુખપર ગંભિરતા ધારણ કરવાનો યત્ન કર્યો.

પુનઃ દ્વાર ઉઘડયું અને એક યુવક અંદર દાખલો થયો.

યુવકઃ "આવો ! અમરકુમાર પધારો !"

અમરઃ "કહો, ઘનસ્યામ ! આજ એકલા કેમ બેસી રહ્યા છો ? મુંબાઈથી ક્યારે આવ્યા ?"

ઘનસ્યામઃ "કાલનો આવ્યો છું ને ભાઈ !"

અમરઃ "હું ધારું છું કે આપ સુરત પણ અવશ્ય ઉતર્યા જ હશો ?"

ઘનસ્યામઃ (કપાળે હાથ મૂકી એક ઉંડો નિશ્વાસ મૂકતાં) "હા ! ઉતર્યો તો હતો, પરન્તુ વ્યર્થ ! હવે ત્યાં મ્હારૂં કોણ છે !"

અમરઃ "પરન્તુ કરવું શું ? હૃદય નથી માનતું–કેમ ? ભાઈ ! જો સત્ય કહેવરાવો તો વસ્તુસ્થિતિ પણ એવી જ છે. જો તમારી જગાએ હું પોતે હોત તો કદાચ હું પણ એજ કરત કે બીજું ? તમે તમારો ધર્મ નથી બજાવ્યો એમ તો નથી જ ને ? પરમાત્મા પર શ્રદ્ધા રાખો. એ પણ સમય આવશે કે તમારી ઇચ્છિત વસ્તુ તમારી નજર સમક્ષ આવીને ઉપસ્થિત થશે. પેલું ભુલી ગયા કે: विपदि धैर्यं—"

ઘનસ્યામઃ "ભાઈ ! શું કહું ? હું તો હવે હારી–થાકી ગયો. તમે ક્યાં નથી જાણતા કે મ્હને રાજનગર આવીને રહેતાં આજકાલ કરતાં એક વર્ષ થયું. જ્યારથી હું અહીં આવ્યો છું ત્યારથી તેમને શોધવાની ગડમથલમાં નિરાંતે પગ વાળીને બેઠો પણ નથી. મ્હારાથી બનતું હું સર્વ કરી ચૂક્યો છું, પણ મ્હારા સર્વ પ્રયત્નો–પરિશ્રમ પર અત્યારે તો પાણી ફરી વળ્યું છે ! હાય ! સર્વ નિરર્થક !"

અમરઃ "એમણે કોણ જાણે ક્યારે ત્યાંથી સુરતનો ત્યાગ કર્યો એનો પણ કંઈ પત્તો લાગતો નથી એતો ખરેખર આશ્ચર્યજનક છે !"

ઘનસ્યામઃ "એટલી તો હકીકત કાને આવી છે કે મ્હારા ગયા પછીથી લગભગ એક વર્ષે એ લોકોએ સુરત છોડયું છે, પણ ક્યાં ગયાં એ કંઈ માલુમ પડતું નથી."

અમરઃ "ઉપરોક્ત હકીકત ક્યાંથી મેળવી ?"

ઘનસ્યામઃ "જે મકાનમાં અમે રહેતાં હતાં તે મકાનવાળાએ જ મ્હને કહ્યું હતું."

અમરઃ હા ! આ એક જબરી વિટંબના છે, પણ હવે કંઈ ઉપાય ? હવે તો એમજ મન વાળો કે પરમાત્માની પણ એવી જ ઇચ્છા હશે."

ઘનસ્યામઃ "હું તો એમ જ સમજીને બેઠો છું. ભાઈ ! હું ચોક્કસ માનું છું કે કંઈ નહિ પણ માત્ર એ મ્હારાં કર્મનું જ ફળ છે જો હું એમનો ત્યાગ કરીને ન ચાલ્યો ગયો હોત તો આ સમય ન આવત. પરન્તુ પૈસા કમાઈ મોજ–મજાહ કરવાની ઇચ્છાથી પરદેશ ચાલ્યા ગયા, પૈસા કમાવાના લોભમાં તેમની લેશમાત્ર પરવાહ કહો કે કોણે રાખી છે ! તેમની ખબર અંતર લીધી છે કોણે ! ખરા હૃદયથી મ્હેં તેમનું કદિ સ્મરણ સરખું નથી કર્યું–કર્યું તો ઘડી પછી પાછું કંઈ નહિ ! હાય ! એવો તે કોઈ હશે કે જે પોતાની જન્મદાતા–જન્મભૂમિને ભૂલી જાય ! હું જ એવો અભાગી, અધમ......"

અમર: ( વાત અટકાવીને ) "આહ ! ગાંડા છો, એમાં તમે શું કરો ? ભારી પ્રબળ છે. એ પણ સમયનો જ પ્રતાપ."

ઘનશ્યામ: "જો હું તેમનો લાભ કરી પરદેશ ન ગયો હોત તો કેવું સારું ?"

અમર: "શેઠ ! પરદેશ–પર્યટન સિવાય પૈસો ક્યાં છે ? જો ન ગયા હોત તો ઘનશ્યામલાલ શેઠ ક્યાંથી થવાના હતા ?"

ઘનશ્યામ: "અરે ભાઇ ! જહન્નમમાં ગયા તે અને મસાણમાં ગઇ એ લક્ષ્મી ! લક્ષ્મીએ મ્હારી કઇ સારી ગરજ સારી છે ? મ્હારા હૃદયમાં સુખ–શાન્તિ નથી તો પછી કહો અમરકુમાર ! એ લક્ષ્મી એવા કયા દર્દની દવા છે ? તમે જોઇ શકો છો કે હાલ મ્હારી કેવી સ્થિતિ છે ?"

અમર: "ઠીક, પણ આ હાથે લાલ દોરો શેનો બાંધ્યો છે ?"

ઘનશ્યામ: "એ બાબતની તો વાત જ ભૂલી ગયો, ભાઈ ! એ તો રાખડી છે."

અમર: "સાહેબ ! વાહ ! આને પણ તમે રાખડી કહો છો કે ? જરી કહેવાની જરૂર હતી કે, તમને એ રાખડી બાંધી કોણે ? જણાય છે કે બાંધી હશે કોઈ મવાલી–કંજુસ ભટ્ટ મહારાજે ! તેમને એક પૈસો ખરચવો પડે એ પણ મહા મોટું પાપ–શામાપણું ! ખાવામાં પણ મહા હિસ્સાર ! મ્હારા વ્હાલાએ એક ગના દોરાથી જ કામ પતાવ્યું ! પછી કંજુસ ! જબરો મળિયો !"

ઘનશ્યામ: "ભાઇ ! તું ખરી ખાત્રીથી માનજે કે આ સંસારમાં કદિ મ્હારી ભાવિમાં સારે રાખડી બનતી હોય તો પણ મ્હને તેના કરતા આ દોરો અનંત પ્રિય છે. સમજ કે આ મ્હારી મ્હોટામાં મ્હોટી દોલત છે." એમ કહીને હાથપરથી રાખડી છોડી ઘનશ્યામે તેને અન્તઃપૂર્વક–માવજતીથી પોતાની એક મહામૂલ્ય રત્નજડીત દાબડીમાં મુકી દીધી."

અમર: "ઘનશ્યામ ! આપ પણ કંઈ વિચિત્ર પુરૂષ જણાઓ છો ! આવા નજીવા દોરાનાં તે વળી આટલાં જતન ! કૃપા કરી એટલું તો કહો કે એ દોરો બાંધનાર એવું છે કોણ !"

ઘનશ્યામ: "એક સુકુમાર બાલિકા !"

અમર: "શું કહો છો ! બાલિકા ! કેવી રીતે ક્યાં બાંધી ?"

ઘનશ્યામ: "મુંબાઇમાં."

ઘનશ્યામે રાખડી બંધાવી ત્યારથી માંડી સર્વ વૃત્તાન્ત અમરકુમારને કહી સંભળાવ્યો.

અમર: "જો તમે કહ્યું તે સર્વેક સત્ય જ હોય તો અવશ્ય એ દોરો અનમૂલ છે ! એક અપરિચિત બાલિકાનું અનાથાશ્રમે બહેન ! એ તમને અપૂર્વ સુખ–શાન્તિ અને વિજય પ્રાપ્ત કરાવશે."

[ અપૂર્ણ ]



# સ્વતંત્રતાનો ઇતિહાસ.

[ लेखकः-श्रीयुत् गंगाप्रसाद एम. ए. ]

સ્વતંત્રતાનો ઉપભોગ કરવાની ઇચ્છા સંસારમાં કયા અભાગી જીવને ન હોય! મનુષ્ય તો શું પણ પશુ-પક્ષિઓને પણ પરતંત્રતા વ્હાલી નથી -એમને પણ સ્વતંત્રતા ઉપર નૈસર્ગિક પ્રેમ છે. સ્વતંત્રતા વિહિન કોઇ પણ દેશ અથવા જાતિ મૃતપ્રાય માનવામાં આવે છે. કેવળ એ સભ્ય જીવનના આધાર રૂપ છે એટલું જ નથી. પરન્તુ સમસ્ત જગતની સભ્યતાની ઉત્તરોત્તર ઉન્નતિ સ્વતંત્રતા વગર કાળાંતરેય નથી થઇ શકતી. જે દેશ પરાધિનતાની બેડીમાં જકડાંએલા છે, તેમજ નાના પ્રકારની ઉપાધિઓ-બાધાઓથી વિંટળાએલા છે તેઓ ઉન્નતિના માર્ગમાં આગળ વધવાને સર્વથા અશક્તિવાન નિવડે છે.

સ્વતંત્રતા એ એક જીવતી-જાગતી શક્તિ છે. સ્વતંત્ર પ્રજાના મગજમાં એક પ્રકારનો જૂદો જ ફાંકો રહે છે-સ્વતંત્ર પ્રજાના મુખકમળપર એક પ્રકારનુ વિલક્ષણ નૂર ઝળકે છે. સ્વતંત્રતાને વળાવી-ગુમાવી બેઠેલી ધર્મ-કર્મ-ભ્રષ્ટ જાતિ મહાકાળના અનંત ગર્ભમાં ક્યાંય સમાઇ જાય છે-કાળનો કરાળ ગ્રાસ થઇ જાય છે. એ પવિત્ર ભાવનો આવિર્ભાવ ઇતિહાસમાં સૌથી પહેલો ગ્રીસ દેશમાં થયો. તદ્નુસાર સમાજ અને રાજનીતિમાં જે જે ફેરફાર થયો છે તેનુ લક્ષ્યપૂર્વક યથાર્થ રીતે અવલોકન કરવાની પરાધિન અને દૈન્યગ્રસ્ત ભારતવાસિઓને માટે ઘણી જ અગત્ય છે-હિતપ્રદ છે. અમે સ્વતંત્રતાના ઇતિહાસના એક જાજવલ્યમાન પર્વનુ પર્યાલોચન ગ્રીસ દેશના એથેન્સ નગરના ઇતિહાસમાં કરીએ છીએ.

સ્વતંત્રતાના પરમ પૂનિત ભાવનો ઉદય પ્રથમ ગ્રીસના એથેન્સ નામક નગરમાં થયો. રાજનીતિમાં એ શબ્દના મુખ્ય બે અર્થ છે. બીજા દેશની આધીનતાના બંધનમાં અમુક દેશ નહોવો જોઇએ, એ એનો પહેલો અર્થ છે. બીજો અર્થ એ છે કેઃ જે નીતિ દ્વારા પ્રત્યેક મનુષ્ય પોતાનુંહિત-સાચવવાંમાં પોતાની ઇચ્છાનુસાર પ્રવૃત્ત થઇ શકે, અર્થાત્ વિવેકપૂર્વક કાર્ય કરવામાં એને કોઇ પણ પ્રકારની અડચણ ન આવે-એવી રાષ્ટ્રનીતિનુ નામ સ્વતંત્રતા છે. દેશ અને વ્યક્તિ હમેશાં સ્વતંત્ર હોવાં જોઇએ. જે દેશ અથવા જાતિ પરાધિન છે તેમનો કોઇ કાળે ઉદય નથી થતો. જગતની કોઇ પણ સુસભ્ય જાતિ પરાધિનતાને ક્ષણુમાત્ર-લેશ પણ પસંદ નથી કરતી. શાસક વર્ગ ગમે તેટલો હિતોત્સુક હોય તો પણ-છાશ મીઠી હોય તોપણ કંઇ દુધ જેવી હોય કે? મનાય જ કેમ? પ્રત્યેક દેશમાં સ્વતંત્રતાનો ભાવ સ્વાભાવિક રીતે હોય જ, પરન્તુ અત્યારે અન્યથી પરાજીત થએલા દેશની દુર્ગતિની તો વાત જ ન કરશો-એનો છેડો જ ન મળે! સારાંશ સ્વતંત્રતા વગર

કોઇ પણ દેશનો સંપૂર્ણ રીતે વિકાસ થયો નથી-થશે પણ નહિ.

વ્યક્તિગત સ્વાતંત્ર્યનું પ્રતિપાદન જ્હૉન સ્ટૂઅર્ટ મીલે ઘણીજ વિવેચના પૂર્વક સુંદરરીતે કર્યું છે. વિવેકી આત્મા પોતાના હિતની વાત ઘણીજ સારી રીતે સમજી શકે એ વાત નિર્વિવાદ સ્વતઃ સિદ્ધ છે. તોપણ સમાજ અથવા રાષ્ટ્રે તેની સાથે બાળકની માફક વ્યવહાર રાખવાનો નથી. તેમ જ્યાં તેની ઇચ્છા વિરુદ્ધ પણ દોર ચલાવવાથી તેની આત્મોન્નતિ નથી થતી. સમાજનો કોઇ પણ વર્ગ તેની સ્વતંત્રતામાં વિક્ષેપ કરતા થાય એ એને માટે અનર્થ કારક છે. વ્યક્તિગત સ્વાતંત્ર્ય સર્વથા અનિષ્ટ રત્ન છે.

જે ભૂમિમાં સ્વાતંત્ર્ય-ભાવનો અંકુર સૌથી પહેલા ઉત્પન્ન થયો તેના ઇતિહાસનું દિગ્દર્શન અત્યંત શિક્ષાપ્રદ છે. વિક્રમની કેટલાક સૈકા પહેલા ગ્રીસના એથેન્સ નગરમાં સર્વોત્કૃષ્ટ ભાવનો ઉદય થયો. વ્યક્તિગત સ્વતંત્રતાની સાથે એ લોકોને પરવશતાનું દુઃખ સહન નહતું કરવું પડતું. અને તેને લીધે જ તેમની સ્વતંત્રતા તેમને સભ્યતાના ઉન્નત શૃંગપર પહોંચાડવાના કારણરૂપ થઇ. એ દેશની સ્વતંત્રતા-સ્વાધિનતામાં ત્રણ મુખ્ય વાતો હતી. એક તો પરાધિનતાનું નામ નહોતું બીજું પ્રત્યેક વ્યક્તિને સુરક્ષિત સ્વતંત્રતા પ્રાપ્ત હતી, ત્રીજી અગત્ય સૌથી સારી વાત તો એ હતી કે તેમની સ્વતંત્રતાનું પરમ લક્ષ્ય ઉત્તરોત્તર ઉન્નતિ પ્રાપ્ત કરવાનું હતું. એથેન્સવાસી લોકોનો એ ઉદ્દેશ્ય હતો કે તેમને અન્નવસ્ત્રની ચિન્તા ન હોવી જોઇએ અને પોતાના સમય અને સામર્થ્યનો ઉપયોગ તેઓ વિજ્ઞાન અને કળા-કૌશલ્યની ઉન્નતિમાં કરે. એથેન્સના ઇતિહાસમાં સ્વતંત્રતાના સંરક્ષણને અર્થે જે મહાયુદ્ધ થયું હતું એ સંસારની ચિરસ્મરણીય ઘટનાઓમાંનું મુખ્ય છે. ઇરાનના બાદશાહ, ડેરિયસ અને જરક્સીસ એ ઘણે જોરે ધપાને ગ્રીસની પ્રજા વિરુદ્ધ મહા પ્રયાસ કર્યો, પરન્તુ એથેન્સના મુઠ્ઠીભર વીરોના અતુલ પ્રતાપને લીધે તેમનો દેશ પરવશતાથી ઉગરી ગયો. ગ્રીસના પ્રથમ ઇતિહાસ લેખક હીરોડોટસનું કહેવું છે કે એથેન્સ જ ગ્રીસનું રક્ષક હતું.* ગ્રીસના સ્વાતંત્ર્ય-સંરક્ષણની પવિત્ર યાદગિરી કાયમ રાખવાને અર્થે તેમણે ત્યેડી નામક વિજય ક્ષેત્રમાં પ્રત્યેક ચોથે વર્ષે તરહ તરહના ખેલ કરવાના શરૂ કર્યા. એથેન્સવાસિઓને એ વાતનું અભિમાન હતું કે તેઓ પોતે કોઇને પોતાનો માલિક નહોતા કહેતા. મહાશક્તિશાળી ઇરાનને પરાસ્ત કરવા ઉપરાંત, સ્વતંત્રતા એ એથેન્સના જીવનની સૂત્રાત્મા બની ગઇ. એ વિજયનું પરિણામ એ આવ્યું કે એથેન્સનગરે સ્વાધીન રહીને પોતાના રાષ્ટ્રીય જીવનને સર્વાંગ સુન્દર બનાવવાને માટે અથાક ઉદ્યોગ કર્યો, અને તેથી તેઓ એટલે સુધી કૃત કૃત્ય થયા કે આજ પણ સકલ સભ્યસંસાર એથેન્સની આશ્ચર્યજનક ઉન્નતિપર મુગ્ધ થઇ ગયા છે. યુરોપનું જ્ઞાન, વિજ્ઞાન અને કળા કૌશલની લલિત કુસુમ-કલિકાઓનો વિકાસ એથેન્સમાં થવાની સાથે તેની સૌરભ સમસ્ત સભ્યસંસારમાં હજીસુધી મહેકી રહી છે. એ વાતની ઇતિહાસ સાક્ષી પુરે છે કે પરવશતાના બંધનનો અવિશ્રાન્ત યત્ન પૂર્વક-પ્રાણ-પણથી ઘોર વિરોધ કરવાથી જ એથેન્સની ઉન્નતિ થઇ છે. માનવ ધર્મશાસ્ત્ર પ્રણેતા ભગવાન મનુનો ઉપદેશ નિતાન્ત સત્ય છે કે.— '

---

* "The Saviour of Hellas."

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
यद्यत् परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ॥

પરાધીનતા જેવું જગત્‌માં બીજું દુઃખ નથી અને સ્વાધીનતા સમાન સંસારમાં અન્ય સુખ નથી. જે સઘળાં પરવશ કર્મ હોય તેનો યત્નપૂર્વક પરિત્યાગ કરવો જ ઉચિત્ છે.

પરાધીન જન જન્મમાં સ્વપ્ને સુખી ન થાય;
પરાધીનના ઉમળકા જવાસા વ્હેલા જાય.

સ્વતંત્રતાના સિદ્ધાન્તમાં પરવશતાના અભાવની સાથે સાથે પ્રત્યેક સમાજના અન્તર્ગત યથેષ્ટ હિતસંપાદનનો અવકાશ મળવાની પરમ આવશ્યકતા છે. એટલા જ માટે સ્વતંત્રદેશમાં કોઇ પણ વ્યક્તિ કોઇ પણ સમાજ અથવા વ્યક્તિના અનુચિત બંધનમાં રહેવાનો સ્વીકાર કરી શકતી નથી. એટલા માટે રાજ્ય-શાસન પ્રતિનિધિ-સત્તાત્મક પ્રજાના પ્રજાતંત્ર હોવું જોઇએ. વસ્તુસ્થિતિ જોતાં રાજ્ય-વ્યવસ્થા લોકમતને અનુકૂળ જ હોવી જોઇએ. સમાજના પ્રત્યેક મનુષ્ય સ્વયં રાજકાજમાં ભાગ નથી લઇ શકતા, તો પણ તેમણે પસંદ કરેલા પ્રતિનિધિ દ્વારા દેશની શાસન-પ્રણાલી રચાવી જોઇએ. તેમના પ્રતિનિધિ અવશ્ય તેમના હિતૈષિ જ હશે અને તેમના મત મુજબ જ તેઓ રાજ્ય-કાજ કરશે. આ પ્રતિનિધિ-સત્તાત્મક શાસનનો વિકાસ ક્રમે ક્રમે થયો. જ્યારે સ્વતંત્રતાનો વાદ સાર્વભૌમ થવા લાગ્યો, ત્યારે રાજ્ય-સમાજની અનેકાનેક વ્યક્તિઓને રાજ્યકાર્યો માટે એકત્ર થવાનું અસંભવ થવા લાગ્યું, તે કારણથી પ્રતિનિધિક પદ્ધતિનું અવલંબન કરવામાં આવ્યું. પરન્તુ સ્વતંત્રતાની જન્મભૂમિ એથેન્સમાં આ પદ્ધતિનું અવલંબન કરવાની આવશ્યકતા ન્હોતી, કેમકે: એમનું રાજનૈતિક ક્ષિતિજ એથેન્સનગર પર્યંત જ સંકુચિત હતું. અર્થાત્ તેમની રાજકીય સંસ્થામાં નગરની બહારના પ્રદેશનો સમાવેશ ન્હોતો થતો. એથેન્સ એક રાજ્યનગર હતું;* જેમાં સ્વતંત્રતાયુક્ત નાગરિકોની સંખ્યા મોટી હોવાથી, સહુ કોઇ સ્વતંત્ર રીતે રાજકાજમાં ભાગ લઇ શકતા હતા. તેથી જ, એથેન્સની રાજ્યપદ્ધતિ શુદ્ધ-પ્રજાતંત્ર રાજ્યના ઉદાહરણરૂપ છે.× અર્થાત્ એ રાજ્યનું કામ પ્રજા પોતાની મેળે જ કરતી હતી અને તેથી તેમને પોતાના પ્રતિનિધિ દ્વારા મોકલવાની જરૂર ન્હોતી.

આ પ્રકારે એથેન્સના રાજકીય સમાજનું સંગઠન થયું. આથી શાસન-પદ્ધતિ લોકમતના આધાર ઉપર નિશ્ચિત થઇ. "રાજ્ય પ્રજાના હિતને અર્થે બનાવવામાં આવ્યાં છે, નહિ કે પ્રજા રાજાના અર્થે." એ રાજનીતિના મહત્ત્વના સિદ્ધાન્તની આધુનિક યુગના જગતમાં પહેલવહેલી એથેન્સ વાસિઓએ કરી. પ્રજા રાજકાજની નિયામક બની. એક વિશિષ્ટ વ્યક્તિ વા સમાજના અત્યાચાર પ્રજાતંત્ર-શાસન સ્થપાયા બાદ અસંભવ થઇ ગયા. અમુક એક વ્યક્તિ અથવા સમાજનું શાસન ભલે ગમે તેટલું ઉત્તમ કેમ ન હોય, તો પણ એટલું પ્રજાધીન-શાસનથી પ્રજાનું હિત થયાય છે તેટલું અન્ય કોઇ પણ સ્વતંત્રતાના પ્રકારના શાસન દ્વારા નથી થઇ શક્યું.+

*City State. ×Direct Democracy. +"A beneficent tyranny is not compared even with an unsuccessful government that is in our own hands."

સ્વતંત્રતામાં કેવા કેવા જાદુ-તિલસ્મ ભર્યાં છે એ જાણવાને માટે આમારે એથેન્સના ઇરાન સાથેના યુદ્ધ પછીનો ઇતિહાસ અવશ્ય તપાસવો-જોવોજ જોઇએ. એક વિદ્વાનનો એવો મત છે કે સ્વાધીનતાના સ્વર્ગીય સુખ-ભોગમાં મસ્ત બની જઇ-ફુલી જઇને એથેન્સ વાસિઓએ થોડાજ સમયમાં દર્શન, કાવ્ય અને કળામાં અનુપમ ઉન્નતિ કરી. એ ઉન્નતિમાં ભાગ લેનારા કંઇ એકલા અમુક ગણ્યાગાંઠ્યાજ વિરલી વિભૂતિને કાઢેલા પ્રતિભાસમ્પન્ન માણસોજ નહતા, પરન્તુ અધમ અને મધ્યમ શ્રેણીના લોકો પણ તેમાં શામિલ હતા. સ્વતંત્રતાના પુણ્ય સંસ્કારથી તેઓ પણ સભ્ય બની ગયા, અને પોતાનાં આદર્શ કર્તવ્ય-વિલક્ષણ કૃત્યોદ્વારા તેમણે પણ સ્વદેશના-સ્વાતંત્ર્યના ઇતિહાસમાં પોતાનાં નામ સુવર્ણ અક્ષરે અંકિત કર્યાં. અન્ય સઘળી સમકાલિન જાતિયોનાં અનેક કોટી માણસોની આંખો ચકિત કરતાં સ્વાતંત્ર્ય સુખ પ્રાપ્ત કરી કૃતાર્થ થએલા બે હજાર વર્ષ પહેલાંના મુઠીભર એથેન્સવાસિઓને આજ પણ અમે પ્રેમપુષ્પાંજલિ સમર્પણ કરીએ છીએ.*

અમે આજકાલ પાશ્ચાત્ય સભ્યતાનાં અનેક ઘણાં ગુણગાન થતાં સાંભળીએ છીએ. વિજયી અને સ્વાધીન એથેન્સ એ પાશ્ચાત્ય સભ્યતાનો પ્રાણ અને સત્વાત્મા છે. એ નગરની પુણ્ય ભૂમિમાંજ તેનો અંકુરોદ્ભવ થયો. પાશ્ચાત્ય લોકોના વિકાસમાં સ્વતંત્રતાનો આદર્શજ મૂળ હેતુ છે. વિજ્ઞાન, ધર્મ, રાજનીતિ અને સમાજ ઇત્યાદિ પ્રત્યેક ઉપર તેનો જબરો પ્રભાવ પડયો છે. એથેન્સવાસિઓની માફક પ્રત્યેક પાશ્ચાત્ય વ્યક્તિ રાજકાજમાં સારી રીતે ભાગ લે છે, તેથીજ તેઓ સ્વાશ્રયી તેમજ પોતાના સ્વત્વના રક્ષક બની ગયા છે. એજ સ્વતંત્રતાના ભાવે તેમના મસ્તિષ્કને નિર્મળ-પવિત્ર બનાવી તેમાં સદ્સદ્વિવેકની શક્તિનું બીજારોપણ કર્યું છે. પાશ્ચાત્ય દેશોમાં અનિયન્ત્રિત બુદ્ધિ-બળ-દ્વારા વિજ્ઞાનિક ક્ષેત્રમાં સત્યની શોધ કરવામાં આવી જેનું પરિણામ એ આવ્યું કે અનેક યુગના કુસંસ્કાર, મૂઢ વિશ્વાસ, કલ્પિત વાતો, ઇત્યાદિ જેને લઇને માનવ જ્ઞાન-ચક્ષુ તિમિરાચ્છન્ન થઇ રહ્યાં હતાં એ અજ્ઞાનતાનાં સઘળાં પડળ છીન્ન ભિન્ન થઇ ગયાં. બાદ બુદ્ધિનો નિર્મળ પ્રવાહ સત્યના પ્રવાહ-પથમાં વહેવા લાગ્યો. આધુનિક સભ્યતા, આ સઘળી વિચાર શૈલિઓ અને સંસ્થાઓ પ્રાચીન યુનાનની વિચક્ષણ પ્રજા પાસેથી શીખી છે.×

---

* "For any One but a pedant this is why a handful of Athenians of two thousands years ago are more interesting than the millions of most nations our contemporaries."

*Mathew Arnold Democracy.*

×What we call the western spirit in our own day is really Hellenism reincarnate. "And the Political freedom to which it owes its birth, though faintly present in many Hellenic cities, had no more splendid expressiont han on Athens."

*E. R. Bevan, The Houses of Seleucus.*

આજકાલ જે વસ્તુને અમે પાશ્ચાત્ય ભાવ કહીએ છીએ, એ નિઃસંદેહ યુનાનની પ્રાચીન સંસ્કૃતિનું પુનર્વિકસિત સ્વરૂપ છે, અને જેને લીધે એ સભ્યતાનો વિકાસ થયો તેના મૂળ મંત્ર સ્વરાજ્ય નો ઉદ્ઘોષ એથેન્સ નગરની ચારે દિશામાં ફેલાયો હતો.

એ સ્વરાજ્યના હૃદયમોહન નાદથી અમારો દેશ પણ યુગ યુગાન્તરની મોહભરી પ્રમાદ-નિદ્રાથી જાગી ઉઠ્યો છે—સેંકડો વર્ષોની પરતંત્રતાને લીધે ચેતન વગરના જેવો થઈ ગયો છે. તેના શરીરની નાડિયોનું રક્ત શોષણ નિરંતર થયાજ કર્યું છે. દુર્દૈવના અસહનીય આઘાતથી જર્જરિત થયેલા તેના અસ્થિ પિંજરમાં ક્યાંક નામનો કેવળ શ્વાસ બાકી રહ્યો છે. તેના મહા રોગની મહૌષધિ ફક્ત એ પરમ વાંછનીય સ્વતંત્રતાજ છે. એની તૃષાથી અમારા હોઠ સુકાઈ ગયા છે. એ આદર્શ ઉપરજ અમારા મનની તન્મયતા છે—એજ અમારૂં અંતિમ જીવન-લક્ષ્ય છે. અમારો આત્મારૂપી ભ્રમર તેની એવી દૃઢ આશા ભરી રાહ જોઈ રહ્યો છેઃ—

इहि आशा अटक्यो रहे, अलि गुलाबके मूल।
अइहैं बहुरि बसन्त ऋतु इन डारिन वे फूल॥

## મ્હારી અભિલાષા.

પ્રભુ ! મ્હારી અભિલાષા ક્યારે પૂરી કરીશ ?

"ભારતપર અશુભનાં ઝરતાં કાળાં વાદળ વિખેરાય, હિંદની ગગન પ્રાંગણમાં ઐક્ય સ્થપાય, આબાલ-વૃદ્ધ સર્વના કર્ણમાં સ્વતંત્રતાનાં રણશિંગાં ફુંકાય, અને તે અનહદ નાદથી નવું ચૈતન્ય તેમના હૃદયપટમાં પ્રેરાય, ક્ષુલ્લક ભેદ ભાવને ભૂલીને સર્વના અંતરમાં બંધુત્વ, પૂર્ણ સમાનતા અને સ્વાતંત્ર્યનો ઉજ્વલ જ્વલંત પ્રકાશ પ્રકાશે અને માતૃભૂમિપરનો મંદ પડતો અપૂર્વ પ્રેમ સકળ ભારતવાસીના હૃદયમાં પૂર્વવત્ તેજસ્વીતા પામે, અને પ્રથમના જેવો ભારતપ્રદેશ ફરીથી સમૃદ્ધિના સુવર્ણ શિખરે પહોંચે."

"અભિલાષી."

# વ્યવહારિક શિલ્પ શિક્ષણ.

[ लेखक-श्रीयुत् वासुदेव रामचंद्र शेलत. ]




તિયતા અને એકતા દેશોન્નતિની પ્રધાન સહાયિકાઓ છે. વ્યવહારિક શિલ્પ પણ એ રીતે ઉન્નતિનું એક મહત્વપૂર્ણ સાધન છે. જે દેશનું વ્યવહારિક શિલ્પ જેટલા પ્રમાણમાં વિશેષોન્નત છે તે દેશ તેટલા પ્રમાણમાં વિશેષ ધનવાન છે. આ તત્વના સમર્થક દૃષ્ટાંત તરીકે જાપાન અને ભારતવર્ષનુંજ ઉદાહરણ લઇએ. જે જાપાન થોડાક સમય પૂર્વે અત્યંત ક્ષુદ્રકોટિ અને નગણ્ય સ્થિતિ–દિંમડુના યસ્મિન્ કસ્મિન્ કક્ષામાંજ વિરાજમાન હતુ, અને જેને લોકો માત્ર પૃથ્વીના નકશાની શોભાવૃદ્ધિ કરવા માટેજ નિર્મિત થએલું સમજતા હતા, તેજ જાપાન વ્યવહારિક શિલ્પની સહાયતાથી સમસ્ત સૃષ્ટિના અત્યુન્નતિશીલ રાષ્ટ્રોની સમકોટિને પ્રાપ્ત કરવા ભાગ્યવાન થયું છે. આ અખિલ બ્રહ્માંડ વ્યાપક યાદવાસ્થળીના દુર્દિનોમાં ત્યાંનીજ વ્યવહારિક વસ્તુઓએ સમગ્ર જગતની આવશ્યકતાઓની પૂર્તિ કરી છે. એક સામાન્ય સોયથી માંડીને તે ઠેઠ મ્હોટાં મ્હોટાં ઔષધ અને ઇંજીન સુધીની સર્વ વસ્તુઓ આપણને આ દિવસોમાં એની સહાયતાથી સુલભ થઇ શકી હતી. હવે એનાજ અદૂરવર્તિસહ નિવાસી ભારતની સ્થિતિનું અવલોકન કરીએ. તે વ્યવહારિક શિલ્પ શિક્ષાના અભાવને યોગે, પોતાનાં સંતાનોની દેહલજ્જાનું પણ પોતે તૈયાર કરેલાં વસ્ત્રોથી આચ્છાદન કરવા અસમર્થ છે!! સામાન્ય લેખિની માટે પણ તેજ વિદેશીય કૃપા ઉપર વિશ્વાસ રાખવો પડે છે!! આ વ્યવહારિક શિલ્પ સિવાય ભારતના સંસ્કાવધિ સુપુત્રો, આજ દસ પંદર રૂપીઆ જેટલો ક્ષુદ્ર પગાર મેળવવા અર્થે વિદેશી વ્યવસાયિઓના કાર્યાલયોમાં આવેદનપત્રો ગ્રહણ કરીને દર્શાવતા ફેરા ખાવા કરે છે!! વિશેષ શું ઉલ્લેખીએ! આ વિના ભારતની 'સુવર્ણ પ્રસવાન્વસુંધરા' દારિદ્રયની નિર્વિરોધ ક્રીડાભૂમિ થઇ રહી છે!

ત્યારે શું ભારતજનની સદા સર્વદાથીજ વ્યાવહારિક શિલ્પ શિક્ષણથી વિરહિત છે? ના, માત્ર એકસો પચાસ વર્ષો પૂર્વેજ ભારત વિદેશની અંશ: કોઇ પણ વસ્તુની અપેક્ષા રાખતું નહોતું. પ્રત્યુત આદિની શિલ્પ સામગ્રીથીજ કેટલાક દેશો પોતાની ન્યુનતાઓ પરિપૂર્ણ કરતા હતા. ઢાકાની મલમલ, ભાગલપુરની મખમલ, મહેશ્વરી અને બનારસી સાડીઓ, નાગપુરી ધોતિઓ, મુરાદાબાદના પાનો, અમૃતસર અને કાશ્મીરની શાલો, ઇંદોરના દુપટ્ટા અને પાઘડીઓ ઇ. ઇ. ભારતદેશોત્પન્ન અનેક અત્યુત્કૃષ્ટ પદાર્થો મિસરિયા, આફ્રિકા, દક્ષિણ યુરોપ આદિ સ્થળોના ફેલાય, પ્રતિમૂર્તિ ભૂતલના કુબેર ભંડારી તુલ્ય, દેવી પદ્માસનાના સુધામય કૃપાકટાક્ષના ભાજન થએલા ધનવાન મનુષ્યોના પુરંદર પ્રાસાદ તુલ્ય ભુવનોની શોભામાં અભિવૃદ્ધિ કરવા સમર્થ હતા. એવા પૌર્વાત્ય પદાર્થોને

મહાકષ્ટે પણ પ્રાપ્ત કરવામાંજ એવા અનુપ ધનાધિકારી ત્રિનપતિઓ પોતાના ગૌરવની ઉત્કર્ષ સીમા સમજેલી માનતા હતા. પરન્તુ જ્યાં પ્રત્યેક વસ્તુ નાશવંત છે ત્યાં જીવનની પ્રતિક્ષણે પરિવર્તનશીલ આ અશાશ્વત કિંવા નશ્વર સૃષ્ટિમાં પણ અનન્ત કાલપ્રવાહના અવ્યાહત પરિવર્તનના ધર્મની અસરનો કોણ સ્વલ્પ પણ પ્રતિકાર કરી શકે એમ છે વારુ? અર્થાત્ સમય સરિતાના પ્રવાહના સંચાલિત વહનની સાથે એક સમયે ઉન્નતિના અત્યુત્તુંગ અને ગગન ચુંબક ગિરિશૃંગે વિરાજમાન ભારતીય શિલ્પને પણ અધોગતિની ગહનગતિમાં ઉત્તરોત્તર વિશેષ માર્ગક્રમણ કરવાની અને તેમાં ક્રમશ પતન કરવાની દુર્ભાગ્યમય ઘટિકાઓ સર્વથા અદૃશ્ય કિંવા નિકટવર્તી દૃશ્યમાન થવા લાગી. એક પક્ષ ઉપર રાજ્ય વિપ્લવ થયો અને અન્યપક્ષે શિલ્પકારો એટલા સ્વાર્થાન્ધ થઇ ગયા કે જે જે કાર્યોમાં તે નૈપુણ્યની પરાકાષ્ઠાને પ્રાપ્ત કરી ચુક્યા હતા, તે તે સર્વ કલાઓથી, પોતાને ભવિષ્યમાં મદદ કરતા પસ્તાવાની અધિક કાળજીના મર્મમાં મન, કલ્પિત ભયને લોભે, પોતાના બુદ્ધિ બેગ પુત્રો અને સ્વજન પરિવાર વિના અન્ય કોઇને પણ તેઓ પરિચિત કરતા ન હતા. આ પ્રકારે એક પછી શિલ્પીઓની સંખ્યામાં સતત હ્રાસ થયો અને અન્ય પક્ષમાં પ્રબળ અને શક્તિશાળી વિદેશી વણીકોએ દેશી નાગરીકોની સહપ્રતિસ્પર્ધાના કાર્યનો પ્રારંભ કરી દીધો. આ ઉભય પ્રયોજનોના નિર્મિત પરિણામ રૂપે દેશી શિલ્પકળા મર્યાદ નષ્ટપ્રાય: દશાને પ્રાપ્ત થઇ.

હુતા તેથી વિશેષ વિશિષ્ટતા એક શિક્ષિત અને અશિક્ષિત ઉભય શિલ્પકારોમાં અસ્તિત્વ ધરાવે છે. તાતપર્ય કે: યદિ શિલ્પ વિદ્યામાં ઉત્કર્ષ લક્ષ્ય કરવો હોય તો ઉચ્ચશિક્ષણ **સર્વતો ભાવથી અવશ્ય પ્રયોજનીય છે.**

વર્તમાન સમયને જો યાંત્રિક સમય કહેવામાં આવે તો તે ભાગ્યેજ અયુક્ત કિંવા અનુચિત થઇ પડશે. વિજ્ઞાન વિના વ્યવહારિક શિલ્પ શિક્ષણ કોઇ પણ પ્રકારે ઉન્નત થઇ શકતું નથી, કારણકે જે વસ્તુ વિજ્ઞાન શાસ્ત્રાનુસાર તૈયાર કરવામાં આવે છે એમાં દ્રવ્યનો વ્યય ન્યુન પ્રમાણમાં કરવો પડે છે, અને તે સાથે સાથે અધિક લાભદાયક પણ નીવડે છે. વિજ્ઞાનના સમવાયથી કેટલાક પ્રકારનાં એવાં અનુલેપન દ્રવ્યો–વાર્નિસ–તૈયાર કરવામાં આવ્યાં છે કે જેના ઉપયોગથી મૂલ્યવાન કાષ્ટોમાં વર્ષોપર્યંત સડો પડી શકતો નથી! પૂર્વે વસ્ત્રોને રંગવાનુંજ કાર્ય અત્યંત પરિશ્રમ યુક્ત અને દ્રવ્યકારી થઈ પડતું હતું. વળી કેટલાક રંગો કાચા કિંવા ફીકા નિવડતા હતા પરંતુ વિજ્ઞાનશાસ્ત્રની સહાયતાથી એવા સુદૃઢ રંગોને જન્મ આપી શકાયો છે કે: જે અત્યંત મનોહર અને સાથે સાથે સુલભ પણ હોય છે. હસ્તોદ્વારા ગંજીફ્રાક, મોજા, ઇ. ના વણાટમાં કષ્ટનો પરિચય થતો હતો અને સમયનો પણ વિશેષ વ્યય થતો હતો. પરંતુ વિજ્ઞાન બળ ઉપર આપાને વિદ્યુત શક્તિથી ચાલતા એવા પ્રકારનાં યંત્રોનો નૂતન આવિષ્કાર કર્યો છે કે જેના યોગે માત્ર એક કલાક જેટલાજ અલ્પ સમયમાં કેટલાંય ડઝન ગંજીફ્રાક, મોજાં ઇ. તૈયાર કરી શકાય છે! અને આ પ્રયોજનના યોગેજ ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે: વિજ્ઞાન વિના વ્યવહારિક શિલ્પની ઉન્નતિ થવી શક્ય નથી.

વ્યવહારિક શિલ્પ શિક્ષણ માટે ગણીતશાસ્ત્રના જ્ઞાનની પણ અત્યંત અગત્ય છે. શિલ્પ વિદ્યાર્થિઓને સંકલન, વ્યવકલન, ગુણ અને ભાગ, ઇ. ની જેટલી આવશ્યકતા છે તેટલીજ કિંબહુના તેથી અધિક પ્રમાણમાં ભૂમિતી ત્રિકોણ, ચતુષ્કોણ, વર્તુલ, સમાન્તર ઇ. અંગોના શિક્ષણની પણ અગત્ય છે. કયી વસ્તુને ઉત્પાદન કરવા માટે કયા પરિમાણની કયી વસ્તુઓ આવશ્યકીય હશે તેનું યોગ્ય જ્ઞાન ગણીતશાસ્ત્રનું અધ્યયન કર્યા સિવાય પ્રાપ્ત થઇ શકતું નથી. એવી રીતેજ કોઇ પણ કાર્ય–કામગીરીનું કાર્ય–રેખાગણીતના જ્ઞાન સિવાય થવું બહુધા અસંભવિત છે. તેથીજ વ્યવહારિક શિલ્પ શિક્ષણ માટે જેવી રીતે વિજ્ઞાનની જેટલી અગત્ય છે તેવી રીતે ગણીતશાસ્ત્ર પણ તેટલુંજ સપ્રયોજન છે.

[ અપૂર્ણ. ]

---

વસ્ત્રકાળઃ—સંસારમાં લગભગ ૧૫ અબજ માણસોની વસ્તી છે. એમાંથી અડધાને આજ ફાટયાં તૂટયાં પાતળાં આછાં કપડાં પહેરવા મળે છે, છઠ્ઠા ભાગના માણસો તો કોઇ પણ પ્રકારનું કપડુંજ અંગે અડકાડતાં નથી. એનું કારણ? કોઇ દેશમાં ફેશન કોઇ દેશમાં તાણાતાણ!

ઉસ્તાદીઃ—આ દેશમાંથી પ્રતિવર્ષ સાઠ કરોડ રૂપીયાનું અનાજ વિદેશમાં જાય છે, પછી ભારતવાસિઓ દુકાળીયાજ દેખાય ને! એ જ રીતે આ દેશમાંથી દરેક સાલ સાઠ કરોડનું રૂ પરદેશ પહોંચે છે, પછી છોકરાં લંગોટી વાળે એમાં આશ્ચર્ય શું? છત્રીસ કરોડ રૂપિયાનાં તેલનાં ઘી અને પાંત્રીશ કરોડનાં ચાંમડાં ચડે છે, તેની તરહતરહવારની જાલુસો બનાવી મોકલી મનફાવતાં નાણાં ઉસ્તાદ વ્યાપારિઓ ઉપજાવે છે!




અપૂર્વ ઐતિહાસિક ચિત્ર.

[ લેખક—શ્રીયુત્ મહાશંકર સોમેશ્વર પાઠક. ]



આપણા જગત પૂજ્ય પિતૃદેશ ભારતવર્ષની પ્રાચીન કાળમાં જે અનુપમ જાહોજલાલી હતી, તે જાહોજલાલીના શ્રવણ-સ્મરણ માત્રથી પતિત છતાં અમારો આત્મા આજપણ અલૌકિક-નિર્મળ આનંદ અનુભવે છે. પવિત્ર હિન્દવાસીના હૃદયમાં તેથી સ્વાભાવિક રીતેજ સ્વદેશાભિમાન ઉત્પન્ન થાય તો તેમાં કશું વધારે પડતું નથી-એથી તો આર્ય-પવિત્ર હિન્દી તરીકેની તે સાબિતી આપે છે. માતર સમાજમાં કંટકરૂપ-કલંકરૂપ મર્કટવત્ વર્ણસંકર જનોમાં માતૃભક્તિ-સ્વદેશાભિમાન ન જ હોય એ વાતની અંતરાત્મા સાક્ષી પૂરે છે-એનો સહુ કોઇ સહેલાઇથી સમજી શકે એવી બાબત છે-સહેલો હિસાબ છે. આવા એક જગતવંદ્ય આર્યદેશમાં શું છે! એવો પ્રશ્ન કરનારા અને તેને ટેકો આપનારા મતિભ્રષ્ટ મનુષ્યો ક્યાંક નજરે ચડે છે! અમે તેમને કેવળ એજ પ્રશ્ન કરીએ છીએ કે: કહો ત્યારે હિન્દુસ્થાનમાં શું હોતું અને નથી? વાત એ છે કે: અમારી સનાતન આર્ય સંસ્કૃતિને ભાગે એવુંજ કંઇક પૂછજો! બેગડ ગળે પદ્મપત્ર અને કમરપટ્ટ પરી જરાતી મોજ કરનારી માનિનિઓ કદાચ નમ્ર હોય અને નમુના દાખલ મળી આવે તો! બાકી અમારા જુદો હૃદય કહે છે કે: તાજ નાવેતર કરતા જુના જમાનાએથી સાચા જ્ઞાનદાનની વાત ન્યારી છે-જમાનાએથી લોપ જ્ઞાનદાનની જાય છે! એ તો "ભાગ્યું ભાગ્યું તોય ભરુચ!" માનો કે: આજ પણ અમારો દેશ અગાઉના જેટલોજ-તેવોજ દરેક દેશ કરતાં નિઃશંક ચડીઆતો છે-જેને ન લાગે તેમના જ્ઞાનનો દોષ ન કાઢીએ તો કહો બીજા કોનો કાઢીએ? કારણ વશ ગભરાઇને તેનું કારણ શોધવા શ્રમ લેશો તો કદાચ જડી પણ જાય! આજ આ દેશમાં જેને જેટલી ખોડો જણાતી હોય તેમને જણાવા દો! અમને તો કેવળ એમાં એકજ બાબતની ખાસ ખામી રહી ગએલી જણાય છે, જેને લઇને બધું આકુળ વેતરાય છે; અને તે એજ કે: હિન્દુસ્થાનનો ઇતિહાસ પ્રાચીનકાળમાં આપણા આ દેશના કોઇ ઇતિહાસકારે જેવો જોઇએ એવો સત્ય-સ્પષ્ટ લખ્યો નથી. કાશ્મીરના કવિ કલ્હણે ઇ. સ. ૧૧૪૮-૪૯ માં લખેલું "રાજતરંગિણી" નામક એક પુસ્તક છે, જેને સાચો-જેવો જોઇએ એવો ઇતિહાસ-ગ્રંથ કહી શકાય. તેમ જ્યાં જુના વખતના તામ્રપત્રો, શિલાલેખો, સિક્કાઓ વગેરે અનેક સ્થળેથી આજપણ મળી આવે છે, જેની ઉપર રાજાનાં નામ, તેમની વંશાવળી અને

સાલ લખેલાં પ્રત્યક્ષ થાય છે. જો યથોચિત્ શ્રમ લેવામાં આવે તો એ ઉપરથી આ પ્રાચિન દેશનો સત્ય ઇતિહાસ આપણે ગુંથી શકીએ એમ છે. વળી હ્યુએનસંગ, સુમાચિ-ચેન, ફહિયેન, વગેરે ચીની અને ગ્રીક આદિ મુસાફરોએ હિન્દુસ્થાનમાં આવીને ઠેર ઠેર ફરીને કરેલી નોંધ પણ આપણને ખપમાં લાગે એમ છે. આપણા હાથની આપણી નોંધની વાત તો ન્યારીજ! અસ્તુ કલકત્તાના હિન્દી અજાયબખાનામાં આશરે ૨૦૦૦૦ સિક્કાઓ છે, તે પણ આપણો પ્રાચીન ઇતિહાસ ગુંથવામાં ઘણાંજ મદદરૂપ થઇ પડે એમ છે.

આવાં પુરાણાં સાધન–કથન અને શિલાલેખો તપાસતાં એવું લાગે છે કે હિન્દ એક વખત જગતના અનેક સભ્ય–અસભ્ય દેશોમાં તે વખતે વિરલાક વગાડતો હોવો જોઇએ. કવિઓએતો એ વાત વિરરસવાણીમાં સ્વતઃ સિદ્ધ કરી આપી છે. તેમ છતાંય એના સમર્થનમાં અમે એક ફકરો ઇતિહાસ પ્રેમીજનોની જાણને અર્થે નીચે રજુ કરીએ છીએ.

"શ્રીગુપ્ત અને ઘટોત્કચ થઇ ગયા પછી પહેલો ચંદ્રગુપ્ત ગાદિએ આવ્યો, તેણે ઇ. સ. ૩૨૦ માં ગુપ્તવંશ સ્થાપ્યો એમ કહેવાય છે. તે ઇ. સ. ૩૨૦ ની ૨૬ મી ફેબ્રુઆરીને [illegible] ગાદીએ બેઠો, તેની યાદગિરીમાં તેણે ગુપ્તવંશ શરૂ કર્યો હતો. તેની પછી તેની મરજી પ્રમાણે તેનો પુત્ર [ આપણા આ ટૂંક ઐતિહાસિક લેખનો મુખ્ય નાયક કર્મવીર ] **સમુદ્રગુપ્ત** ગાદિએ બેઠો. **મી.** વિન્સેન્ટ સ્મિથે એક સ્થળે તેને **"હિન્દુસ્થાનનો નેપોલિઅન"** કહ્યો છે, એથી નિઃસંશય એ વીરની વીરતાનો ખ્યાલ આવી શકે એ બાબત સત્ય છે, પરંતુ વ્યાજબી રીતે ઐતિહાસિક દ્રષ્ટિએ જોવા જઇએ તો નેપોલિઅન નેજ **"ફ્રાન્સનો સમુદ્રગુપ્ત"** કહેવો જોઇએ. કારણ એજ કે સમુદ્રગુપ્ત, નેપોલિયન **કરતાં લગભગ દોઢેક હજાર વર્ષ અગાઉ થઇ ગયેલ છે.** તેણે અપૂર્વ દિગવિજય કર્યો હતો એમ કહીએ તો પણ તે કદાચ અસ્થાને નહિ ગણાય. તેણે એ વખતની રૂઢીને અનુસરીનેજ મુલકગિરી માંડી હતી. વધારે આશ્ચર્યની વાત તો એ છે કે તે પોતે સમર્થ કવિ પણ હતો, એમ ધારવામાં આવે છે. કમનસિબે અદ્યાપિ પર્યંત તેનું લખેલું એકપણ કાવ્ય હાથ આવ્યું નથી. નહિતો આજે સાહિત્યના ક્ષેત્રમાં કંઇક વિસરજ નવીનતા ઉદ્‌ભવી હોત. તેની શૈલિ તદ્દન સરળ અને માધુર્યભરી, હતી એવી સામાન્ય કલ્પનાથઇ શકતી. તેના કેટલાક સિક્કામાં તેના હાથમાં ભાલો, બાણ, કે ફરશી જોવામાં આવે છે, તે પરથી તે કેવો ફાંકડો–અજેય સાવંત હશે તે સમજી શકાય એમ છે.

સમુદ્ર ગુપ્તના પુત્ર બીજા કુમાર ગુપ્તના વખતમાં થયેલા કવિ હરિષેણે ઇ. સ. ૩૬૯ માં પ્રયાગમાંના અશોકના થાંભલા ઉપર લખેલો એક લેખ મળેલો છે તેમાં સમુદ્રગુપ્તની લડાઇઓનું ઘણુંજ ઉત્તમ વર્ણન આપેલું છે, એજ આપણા લેખને સિદ્ધ કરી આપે છે–યોગ્ય પુષ્ટિ આપે છે. આમાં કવિએ સમુદ્રગુપ્તની લડાઇઓની ૭ ભાગમાં વહેંચણી કરી નાખેલી જણાય છે (૧) સમુદ્રગુપ્તે આર્યાવર્તના અનેક રાજાઓને હાંકી કાઢયા હતા, તે પૈકી અમુક નવ રાજાઓનાં નામ કવિએ આપ્યાં છે. (૨) તેણે અરણ્ય પ્રદેશોના રાજાઓને પોતાના આશ્રિત નોકર બનાવ્યા હતા (૩) દક્ષિણના અનેક રાજાઓને જીતી પાછળથી તેણે તેમને છોડી મુક્યા હતા, એ પૈકી બાર રાજાઓનાં નામ

॥ श्रीगुरु समर्थ ॥




[ लेखकः—श्रीयुत् यामळकुमार. ]

## જન્મ અને આરંભકાળ.



વિસમી શતાબ્દીમાં ભારતવર્ષમાં થએલા અનેક કર્મવીર મહાપુરૂષોમાં અગ્ર સ્થાન મેળવનાર ધર્મવીર, કર્મવીર, દયાવીર, રાજભક્ત, દેશભક્ત મહાત્મા જમસેદજી નસરવાનજી તાતાનું આદર્શ–પરમ પવિત્ર જીવનચરિત્ર લખી તે દ્વારા કર્મવીર માસિક પત્રનાં ગ્રાહક નર–નારીની સેવા કરવાનો મળેલો શુભ યોગ કેમ જવા દેવાય ! આજ જે ભારતભૂષણ નરમણીનું જીવનચરિત્ર અમે આ સ્થળે રજુ કરવા પ્રવૃત્ત થયા છીએ તેમનો શુભ જન્મ ઈ. સ. ૧૮૩૯ માં ગરવી ગુજરાતના ભૂષણરૂપ વડોદરા રાજ્યના ખેનમૂન નવસારી ગામમાં થયો હતો. ધન્ય ! તે દિવસ ! અને ધન્ય ! તે ઘડી ! પરન્તુ સહુથી વધારે ધન્ય તો વડોદરા રાજ્યને કહેવાય ! હિન્દુસ્થાનની કળા–કારિગરીમાં, તેના ઉદ્યોગ અને આર્થિક ઉન્નતિમાં નવજીવન રેડનાર એક અદ્વિતીય કર્મવીર નામે તો નવ–સારી–ઠીક નહિ, પરન્તુ વાસ્તવિક જોતાં જતાં તો રાજ્યનગર વડોદરા કરતાંય નવ ઘણી સારી એવી નવસારી નગરીમાંથી નીપજાવી, ભૂમિ–ભારતિમૈયાના ચર્ણે સમર્પણ કરનાર વડોદરા રાજ્યે અમારા ઉપર કરેલા અનંત ઉપકારમાં ઉમેરો કરી અમને સવિશેષ ઉપકૃત કર્યા છે. સાચા આર્યજનો કલ્પાંતરેય ઉપકાર કેમ ભૂલે !

લગભગ એક હજાર કરતાંય વધારે વર્ષથી નવસારી એ પારસી પુરોહિતોનું કેન્દ્રસ્થાન મનાતું આવ્યું છે. ઇરાનમાં મુસલમાનોના અત્યાચારથી કંટાળી હેરાન થઇ પારસિઓ પ્રાણોપમ સ્વદેશનો ત્યાગ કરી જે સમયથી હિન્દુસ્થાનમાં આવ્યા, તે સમયથી નવસારી એક પ્રસિદ્ધ પારસીનગર થઇ રહ્યું છે. ધર્માચાર્યો, પંડિતો અને પુરોહિતોમાં હમેશાં ઠેરઠેર વાદવિવાદ થતા રહે છે તેમ નવસારીમાં પણ એવા ધાર્મિક વાદવિવાદ થયા કરતા હતા. નીતિ રીતિની અનેક પ્રકારની ભાંજગડો ચાલુ જ રહેતી. તેમના પૂજ્ય ધર્મગ્રંથ ઝેંદાવસ્તાનો સ્પષ્ટ અર્થ–તેનું આંતર રહસ્ય શું છે, પુરાણા રીત–રિવાજ શા છે વગેરે સિદ્ધાન્તોપર સમયે સમયે ઝગડા ભર્યા શાસ્ત્રાર્થ થતા હતા.

ઇશ્વર નિરાકાર છે કે સાકાર ! જીવતા અને જાગતા પિતૃઓનાં શ્રાદ્ધ થવાં જોઇએ કે મરેલાઓનાં ! એ ગૂઢ પ્રશ્નો સંબંધી આર્યસમાજીઓ અને સનાતનિઓ વચ્ચે દાંત કચ કચાવીને ચાલતા ઝઘડા જેઓએ જોયા–સાંભળ્યા છે તેઓ અમારા પારસી શહાચારોની

મર્મજ્ઞમાં મગરૂરી ધમાવતી પણ ઘડીભર આંખ મીંચીને કલ્પના કરી લેજો !

ભગવાનની સૃષ્ટિમાં જ્યાં નિરંતર અનેક પ્રકારની અકલ્પનીય–આશ્ચર્યજનક ઘટનાઓ થએ જાય છે, તેમાં આ પણ એક મહા અચંબો પમાડે એવી વાત બની ગઇ છે કે નવસારીના વચન વીર ગણાતા પારસી પુરોહિતમાં કર્મવીર જમશેદજી નસરવાનજી તાતાએ જન્મ લીધો ! તાતાના પિતા પણ એક સામાન્ય કોટિના પુરોહિત જ હતા.

એ સમયે નવસારી ગામમાં એકે અંગ્રેજી નિશાળ નહોતી. તેથી બાળક તાતાએ એક ઑલીયા ગુરૂની પાસેથી લખતાં–વાંચવાનું સામાન્ય જ્ઞાન મેળવ્યું થોડો ઘણો હિસાબ કિતાબ પણ તેઓ તેમની પાસેથી જ શિખ્યા હતા. પરન્તુ જેને હાથે મહાકાર્ય થવાનું નિર્માણ થયું હોય તેને એટલી સામાન્ય જ્ઞાન–શિક્ષા કયાંથી પુરતી થાય ' એટલા માટે બાળક તાતાને ઉચ્ચ શિક્ષણ લેવાને અર્થે સને ૧૮૫૨ માં મુંબઇ મોકલવામાં આવ્યા. ત્યાં એ મહાભાગ બાળકે અનેક મહાપુરૂષો પેદા કરનાર એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો. આ ગ્રામ્ય બાળકને મોહમયી નગરી તદ્દન નવી અને નિરાળી સ્થિતિની જગા જણાવા લાગી. કારિગરી, રોજગાર, કૉલેજ, કચેરી, નાટકશાળા, આ બધી વસ્તુઓ તેને અમુક સમય આશ્ચર્યજનક લાગે એમાં આશ્ચર્ય પણ શું ? સને ૧૮૫૮ માં પુરા ૧૯ વર્ષની વયે તાતાએ ભણવાનું પડતું મુકી કૉલેજ છોડી દીધી. એજ વર્ષમાં સરકારી યુનિવર્સિટિઓ ઉઘડી અને બી. એ, એમ. એ, આદિ ડીગ્રીઓ અપાવા લાગી. પુછડાં આપવાનાં એ શરૂ થતા કાળમાં જો તાતાએ ધાર્યું હોત–એ મોહજાળમાં ફસાયા હોત તો બે ચાર વર્ષમાં ગ્રેજ્યુએટ થાત, પરન્તુ પરમાત્માએ તેમને કોઇ એક એથીય ગરવાં–ઉત્તમ કાર્યોને પેદા કર્યાં હતા. અને ભાગ્યવતી ભારતજનની એ સપૂતના હાથ દ્વારા મહાન અલૌકિક ઉન્નતિનું સ્વપ્ન જોઇ રહી હતી.

જેને પાપિ પેટનો ખાડો પુરવાને અર્થે એક મનુષ્ય તરીકેની પોતાની જન્મસિદ્ધ સ્વતંત્રતા વેચી–ગુમાવીને–જી, સાહેબ, નોકર કહેવું, જેને વકીલ બનીને પોતાના જ દેશવાસિઓ–અજ્ઞાન–ચિંથરે હાલ ભાઇઓને અજ્ઞાનતાનો ઉપયોગ કરી–લડાઇ મારવામાં–નાણાં નીચોવી લેવાની, તેમનાં હાડકાં અને ચામડાં ચુસી–તેમનું લોહી પીને મસ્ત બનીને ફરવાનું પસંદ નહોતું, જેને જમિનદાર થઇને દીન ખેડુતોની હાય–નિસાસા નહોતા લેવા, પુરોહિત –ગોરપદું કરીને જે પરમાત્માની દલાલી કરવાનું–યજમાનને ઠગવાનું નહોતા ઇચ્છતા, જેને પરદેશી વ્યાપારિઓના લાભને અર્થે મ્હોટી પેટી ગ્યાધિ દેશને ભીખ મંગાવવાનું મન નહોતું. જે ગુમાસ્તાના હાથમાં ભારતની કારિગરીના ઉદ્ધારનો પરમ પદ વખતો હતો, પોતાના દેશના અશિક્ષિત–ભિખરના યુવાનોને વિજ્ઞાનનું ગહન જ્ઞાન આપવાનું જેના ભાગ્યમાં સુઝાયું હતું, નિરૂદ્યમી ભારતના ગૌરવ–આનંદને અર્થે જળમાંથી વિજળી પેદા કરી કોઇ અપૂર્વ–અદ્ભૂત ચમત્કાર અને આનંદ જેને દર્શન કરાવવું હતું, તેને કોઇ એક અનેરી જ્ઞાન–દિક્ષાની આરાધના હતી. એજ કારણથી યુવક–તાતાએ સરસ્વતી મંદીરનું પૂજન સમાપ્ત કરી લક્ષ્મી મંદિરમાં નૈવેદ્ય ધરાવવાનો સંકલ્પ કર્યો. ધન્ય ! યુવક ! ધન્ય ! ત્હારી ઇચ્છાશક્તિ !

તેમના પિતાની પાસે કંઇંક થોડી ઘણી મુડી હતી જેથી તેઓ ચીનની સાથે વ્યાપાર કરતા હતા. એ વખતે અફીણનો વ્યાપાર અમુક ગણ્યા–ગાંઠ્યા લોકોના જ હાથમાં હતો.

તાતાએ લાંબો વિચાર કરીને નાગપુર પસંદ કર્યું. અને તેમને એ કામમાં જેવી જોઈએ એવી સફળતા પણ પ્રાપ્ત થઈ. તેનું કારણ એજ કેઃ તેમણે જગ્યા ઉત્તમ પસંદ કરી હતી. ત્યાં તેમણે જે કંપની સ્થાપન કરી તેનુ નામ "સેન્ટ્રલ ઇન્ડિયન સ્પિનિંગ એન્ડ વીવિંગ કંપની" પાડ્યું.

તા. ૧ લી જાન્યુઆરી સને ૧૮૭૭ ને દિવસે મીલ ચાલુ થઇ. એ દિવસનુ મહાત્મ્ય ઓછું નથી. એ એજ દિવસ હતો કેઃ જે દિવસે શ્રીમતી મહારાણી વિક્ટોરિયા આ દેશનાં રાજરાજેશ્વરી થયાં. એજ પરમ મંગલ દિવસે મીલ ઉઘાડીને તાતાએ માનો કેઃ એ સિદ્ધ કર્યું કેઃ સુશાસનને લીધે ઔદ્યોગિક ઉન્નતિને એક પણ દિવસ મોડી કરી–અટકાવવી એ સર્વથા અનુચિત છે. કારખાનાનું નામ "ધી એમ્પ્રેસ મીલ" રાખવામાં આવ્યું. શ્રી ગણેશ તો ખોટા પરંતુ કામ જેટલું મહત્વનું હતું તેટલું જ કઠિન પણ હતું.

ગમે તેમ પણ તાતા એથી કંઈ ડરી જાય એમ ન્હોતુ, જમીન ખરીદવામાં આવી. ઇમારત તૈયાર થઇ ગઇ, અને કામ ચાલવા લાગ્યું. એમ્પ્રેસ મીલને માટે સૌથી વધારે સાભ્યની વાત તો એમાં એ થઇ કેઃ સર બેજનજી દાદાભાઇને તેના મેનેજર તરીકે રોકવામાં આવ્યા. તે અગાઉ તેઓ પોતે જી–આઇ. પી રેલ્વેના ટ્રાફિક મેનેજર હતા. જો કે કાપડના કારખાનાનો તેમને જેવો જોઇએ એવો અનુભવ ન્હોતો. તોપણ એવા પરિશ્રમી, ચતુર અને ઇમાનદાર વ્યવસ્થાપકને તેમાં ક્યાંથી અગવડ જણાય ! આજ એમ્પ્રેસ મીલની જે ઉન્નતિ જણાય છે તે ઉપરથી સાફ માલુમ પડે છે કેઃ મેનેજરની પસંદગીમાં મહાનુભાવ તાતાની બુદ્ધિ કંઇક અજબ કાર્ય કરતી હતી. આ દેશની કારિગરીની ઉન્નતિ ચાહનાર સદ્ગૃહસ્થોએ જાણી લેવું જોઇએ કેઃ ઔદ્યોગિક ઉન્નતિને અર્થે તાતા જેવા સાહસી અને દુરદર્શી પૂંજીવાળાની જેટલી અગત્ય છે તેટલી જ સર બેજનજી જેવા કાર્યદક્ષ મેનેજરની પણ છે. તાતાના મગજમાંથી રોજ નવા નવા વિચાર નીકળતા હતા અને બેજનજી તેને કાર્યના રૂપમાં–અમલમાં મૂકતા હતા. કારખાનુ શરૂ થયુ અને કપડ તૈયાર થવા લાગ્યુ પણ તેથી વધારે મહત્વનુ કામ કાપડ વેચવાનું હતું. જો જરા પણ બેદરકાર રહ્યા તો વિદેશી કારખાનાંના મુકાબલામાં અહીંનુ કાપડ પડ્યું પડ્યું સડી જાય અગર તો સસ્તા મૂલ્યે કાઢી નાખી ઉલટી નિષ્ફળતા પ્રાપ્ત થાય, પરંતુ પરમાત્માએ એક સાથે એવા બે કર્મવીર પેદા કર્યા કે જેઓ નિત્ય નવાં નવાં વસ્ત્રોથી ભારતમાતાની લાજ રાખી, તેનાં લાખો નિરસહાય સંતાનોને અન્ન–વસ્ત્રથી પોષે. કાપડ ખપાવવાને અર્થે ઠેર ઠેર જગ્યાજગ્યાએ આડતો બાંધવામાં આવી–ગુમાસ્તાઓ મોકલવામાં આવ્યા, એજંટો નિમવામાં આવ્યા અને એ પ્રમાણે કર્મવીર તાતાએ મીલઉદ્યોગને ધમધોકાર ચલાવ્યો. અચાનક જગતની દ્રષ્ટિ તાતા પર ઠરી કેઃ હવે આ સાહસિક કર્મવીર હવે આગળ શું કરે છે ? !

તા. ૨૦–૯–૨૧. ભરૂચ. ( અપૂર્ણ )

---

સાચું શું ? :—રાજા હોવાને રાજા તેના બદલામાં પોતાના ખર્ચને અર્થે પ્રજા પાસેથી કર લે છે, જેથી રાજા એ પ્રજાનો દાસ છે. જ્યાં સુધી એ પ્રજાનું પાલન સંરક્ષણ સારી રીતે કરે ત્યાં સુધી જ તેને રાજ્યપદ શોભાવવાનું છે. એ વગર બીજાં કોઇપણ વખતે એ પ્રજાનો માલિક નથી. રાજા કે નોકર એમાંથી સાચું શું ! 'શુક્રનીતિ'




**પ્રદર્શન** :—એક વખત એક અજા આદમીએ એક એવી જાહેરખબર છપાવી હતી કે: ફલાણી તારીખે અમદાવાદમાં રોનકખાનામાં દેશી વિદેશી અને વર્ણસંકર ગધેડાઓનું પ્રદર્શન ભરાશે. વકીલ બેરીસ્ટર અને ડાક્તરોએ ખાસ પધારવું. "સુંદર નારીએ નોતરેલાં નગ એક પછી એક ત્યાં જમે થયાં, પણ પરિણામે તેમના પોતાના વગર ત્યાં અન્ય કોઈ તેમના જોવામાં ન આવ્યું." આખર "આજે આતે ગધેડાંનું પ્રદર્શન !" એમ માંહોમાંહે પ્રશ્નો કરતા સૌ ઘેર પહોંચ્યા.

**ભારતીય નૌકા**:—ભારતવાસિઓએ અગાઉના વખતમાં દરિયો ખેડેલો ખરો કે ? ખેડ્યો હોય તો ઓળંગેલો-દરિયાની મુસાફરી કરેલી કે ? કરી હોય તો શા રીતે ? યુક્તિ કલ્પતરૂમાં જુદાં જુદાં ભારતીય જહાજ-નૌકાઓની જે લંબાઇ પહોળાઇ આપી છે એ ઉપરથી સહેલાઇથી સમજી શકાશે કે: ભારતવાસિઓએ દરીઓ ખેડેલો તો શું પણ ડોળી નાંખેલો ! મુસાફરી તો શું પણ દરિયાઇ માર્ગ અથાક વ્યાપાર ખેડેલો ! જે વખતે ભારતવર્ષ ઉન્નતિના શિખરપર વિરાજતું હતું તે વખતે વ્યાપારિક-ઔદ્યોગિક ઉન્નતિનો ખરો મધ્યાહ્ન હતો. ભારતીય નૌકાઓની વિગત જુવો જોઇએ:—

| નૌકાનાં નામ | લંબાઇ-ક્યુબિટમાં | પહોળાઇ-ક્યુબિટમાં | ઉંચાઇ-ક્યુબિટમાં |
|---|---|---|---|
| ક્ષુદ્રા | ૧૬ | ૪ | ૪ |
| મધ્યમા | ૨૪ | ૧૨ | ૮ |
| ભીમા | ૪૦ | ૨૦ | ૨૦ |
| ચપલા | ૪૮ | ૨૪ | ૨૪ |
| પટલા | ૬૪ | ૩૨ | ૩૨ |
| ભયા | ૭૨ | ૩૬ | ૩૬ |
| દીર્ઘા | ૮૮ | ૪૪ | ૪૪ |
| પત્રપુટા | ૯૬ | ૪૮ | ૪૮ |
| ગર્ભરા | ૧૧૧ | ૫૬ | ૫૬ |
| મન્થરા | ૧૨૦ | ૬૦ | ૬૦ |
| જંઘાલા | ૧૨૮ | ૧૬ | ૧૨૬ |
| ધારિણી | ૧૬૦ | ૨૦ | ૧૬ |
| વેગિની | ૧૭૬ | ૨૨ | ૧૭૬ |

પંજાબમાં ઉપર ગણાવેલી નૌકાઓ સિન્ધુનદિ પર વિહાર કરતી હતી. ત્યાંથી એ હજાર નૌકાઓ એકઠી કરીને સિકંદરે અખિલ ભારતવર્ષ પર આક્રમણ કર્યું હતું.

**રાજધર્મ** :—મહાભારતનું શાન્તિપર્વ કે જે રાજનીતિનો ભાણ્ડાર માનવામાં આવે છે, તેમાં રાજાનાં નીચે મુજબ કર્તવ્યો ગણાવ્યાં છે.

( ૧ ) પ્રજાને પ્રસન્ન રાખવી. ( ૨ ) પ્રજાની રક્ષા કરવી. ( ૩ ) હમેશાં પ્રજાનું ભલું કરવું. ( ૪ ) પ્રજાને પોતપોતાના ધર્મ-કર્મમાં જોડવી. ( ૫ ) અપરાધિ જનોને દંડ દેવો. ( ૬ ) પોતે આ સાથેના સઘળા ગુણો પ્રાપ્ત કરવા. ૧–ઉત્સાહ. ૨–ઉદ્યોગ. ૩–સત્ય. ૪–ઇન્દ્રિયદમન. ૫–નમ્રતા. ૬–સાહસ અને ૭–દયા.

**તમારી ફરજ બજાવો !** કોઇ એક ગૃહસ્થને ત્યાં ત્રણ છોકરાં હતાં. બાળકોના આનંદની ખાતર તેમને પ્રસન્ન રાખવા એ ગૃહસ્થે પોતાને ત્યાં એક પોપટ અને એક ઝાફરીયું-ગુરખું કુતરૂં પાળ્યું હતું. આ બે જનાવર ઉપર બાળકોને અથાક પ્રેમ હતો. તોપણ બોલતું છોકરૂં સહુને વ્હાલું લાગે એ ન્યાયે પેલા પોપટને જરીક જરીક બોલતાં શીખવેલું એટલે બાળકો અને ઘરનાં સર્વ સ્વાભાવિક રીતે પોપટ તરફ કંઇક વધારે આકર્ષાતાં. ધીમે ધીમે બાળકોએ મહા માથાકૂટ કરીને પોપટને **"તમારી ફરજ બજાવો"** એ વાક્ય ઘણી જ સારી રીતે શીખવી દીધું. હવે પછી પોપટ વારે વારે એ પ્રમાણે બોલી સહુને અત્યંત આનંદ આપવા લાગ્યો. હવે કુતરૂં ? એ તો બિચારૂં નિમકહલાલ છતાં મુગું પ્રાણી એટલે એની તરફની લોકોની કાળજી દિવસે દિવસે ઓછી થતી ગઇ. એક દિવસ તે ત્રણે છોકરાં ઘરથી થોડેક છેટે એક બાગ હતો ત્યાં પોપટને લઇને ફરવા-રમવા ગયાં. આ બાગની એક દિશાએ વહેતા પાણીનો એક સુંદર-નિર્મળ ઝરો હતો. તેની પાળપર-કિનારે પોપટ અને કુતરા સાથે રમતાં-કુદતાં કુદતાં સહુથી ન્હાનું બાળક હતું તે ભોગજોગે ઝરામાં ગબડી પડ્યું. પાણીમાં તણાતા બાળકને જોઇને બાળકોની સાથે પોપટ પણ જાણે ગભરાઇ ગયો હોય એવો ભાવ કરીને ઉતાવળથી બૂમો પાડીને બોલવા મંડી ગયો **"તમારી ફરજ બજાવો, તમારી ફરજ બજાવો"** પેલાં બાળકો બિચારાં હમેશની માફક આજ પણ રમવા આવ્યાં હતાં તે ન્હાના ભાઇને પાણીમાં પડેલો જોઇ મહા આક્રંદ કરવા મચી ગયાં. ડસકે ડસકાં લેતાં તેઓ આંખો ચોળવા લાગ્યાં, પણ શું કરે ? એટલામાં જ પાણીમાં એક જબ્બર ધડાકો થયો, તેની સાથે જેઓ આ બાળકોના રડવાનો અવાજ સાંભળીને ત્યાં આવી પહોંચ્યાં હતાં તે સહુએ ચમકીને તે તરફ દ્રષ્ટિ કરી તો જણાયું કે: "એક કુતરો ન્હાના બાળકને પોતાના મ્હોંમાં ઘાલી કિનારા પર આવી પહોંચ્યો." આ જોઇને સહુ કોઇ ખુશી થઇ ગયાં. બેશક કુતરો કંઇ પોપટજીની માફક "તમારી ફરજ બજાવો" કે એમાંનું કંઇ બોલી શકતો ન્હોતો પણ તેણે તો બોલ્યા વગર સમયે તે પ્રમાણે કરી બતાવ્યું-ફરજ બજાવી. સારાંશ કે: કહેનાર કરતાં વર્તનારની જગતમાં બલિહારી છે. હવે પછી કુતરો પણ તેમનો માનીતો થઇ ગયો,

**ઉપાધીના પોટલા:**—ઇંગ્લેન્ડથી જાળીવાળું કાપડ દર વર્ષે આ દેશમાં કેટલું આવે છે ! ખરેખરા ઉન્હાળામાં આ કાપડની ખપત બેસુમાર હોય છે, એ જાણીતી વાત છે. એકલું ૨,૫૦,૦૦૦ –અઢી લાખ રૂપિયાનું જાળીવાળું કાપડ મદ્રાસ ખાતે જાય છે. સમજી જાઓ કે: આખા હિન્દુસ્થાનમાં એ જાળીવાળું કાપડ કેટલું વપરાતું હશે. ગાંધીજીએ વિલાયતી કાપડની હોળી તો કરાવી પણ ખરા ઉનાળામાં મુખ્યત્વે મદ્રાસી અને બાકીના સહુ ખાદીથી કેમ ખૂશ થશે ? ગજબ ઉપાધિ ! અરે ! આનો ઉપાધીના પોટલા !

( અપૂર્ણ )




[ लेखक.—श्रीयुत शंकरलाल. ज. ज्ञानी. ]



રાષ્ટ્રીય જાગૃતિના વિરોધી લેખો વર્તમાન સર્વવ્યાપી અને મહાન ભગવાનને પ્રથમથીજ વિદ્રોહના કારણરૂપે દર્શાવવા આવ્યા છે. અને તે પ્રમાણે તેમનું અનુકરણ કરનાર આપણા કેટલાક ભારતવાસીઓ પણ તેમનાજ મતને અનુસરવામાં બુદ્ધિનો જરાયે ઉપયોગ કરતા નથી. રાષ્ટ્રીય જાગૃતિ એ ધર્મનું મુખ્ય અંગ છે એમ સાબીત કરીને તેમાં આપણે આપણી શક્તિનો ઉપયોગ કરીએ છીએ, અને તે દ્વારાજ ધાર્મિક પ્રચાર માટ મથી રહીએ છીએ. જો એ જાગૃતિ વિદ્રોહના કારણરૂપે હોય તો તેને ધર્મનું અંગ બનાવીને તેનો પ્રચાર કરવાનું સાહસ આપણે કદિ પણ કરીએ નહી. વિરોધ અને યુદ્ધ ધર્મનાં અંગ હોઇ શકે, પરન્તુ વિદ્વેષ અને તિરસ્કાર ધર્મમાં કદિએ સમાઇ શકે નહિ. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે સંસારની કોઇપણ ઉન્નતિ વિદ્વેષ અને તિરસ્કારથી થઇ શકી નથી અને તેથીજ તે ઇચ્છવા યોગ્ય નથી. જેઓ આ વૃત્તિઓને પોષે છે, અને રાષ્ટ્રમાં તેનો પ્રચાર કરવા પ્રયત્ન કરે છે તે અજ્ઞાનથી મોહમાં પડીને પાપને પકડાવે છે. આપણે એટલું તો નહિજ કહી શકીએ કે, આ ચળવળમાં પ્હેલેથી તે અત્યાર સુધી વિદ્વેષનો અંશ કદિએ આવ્યો નથી. જ્યારે એક પક્ષ વિદ્વેષ અને તિરસ્કાર દાખવે છે, ત્યારે બીજા પક્ષમાં તે તેના પ્રત્યાઘાતરૂપે આપોઆપજ ઉત્પન્ન થાય છે. આવી બાબત બનવાને માટે કેટલાંક એંગ્લો ઇન્ડીયન પત્રો અને બેહુદી અમલદારોનાં આચરણજ જવાબદાર છે. આવાં વર્તમાનપત્રોની નિયમિત ઉપેક્ષા, ઘૃણા અને વિદ્વેષ ભર્યો તિરસ્કાર ઘણા દિવસ સુધી સહીને, તેમજ રેલ્વેમાં, રસ્તામાં, બજારમાં, અને બીજા વ્યવહારમાં, ગોરા લોકોની અપમાન ભરેલી ગાળો, અપમાન, મારપીટ તથા બીજા પ્રકારે અત્યાચારો અનેક દિવસો સુધી સહીને શાન્ત સ્વભાવના ભારતવાસીઓ પોતાનો શાન્ત સ્વભાવ ભૂલીને અધીરા થઇ ગયા, અને ગાળોને બદલે ગાળો તથા મારને બદલે માર દેવા [illegible] ના દેશભાઇઓના દ્વેષ અને અશુભ વર્તનનો [illegible]

* [illegible] નામક પત્ર [illegible] તે ૧૯૧૦માં પ્રસિદ્ધ થએલ શ્રીઅરવિન્દ ઘોષના લેખ ઉપરથી—લેખક.

સત્તા અને ધન લોભમાં છકી ગયેલા ઘણાએ અંગ્રેજોએ એવા ઘોર અત્યાચાર આદરવા માંડયા કે જેથી પ્રજામાં સર્વત્ર અતિશય અસંતોષ ફેલાઇ ગયો છે. પ્રજાને હેની મર્મભેદના સહમજાઈ છે, અને પોતે કરેલી ભૂલોનું અનિષ્ટ પરિણામ હેને મળ્યું છે.

મનુષ્યનો સ્વભાવજ ક્રોધ યુક્ત છે; એટલે સ્વાર્થમાં આઘાત પડવાથી, અપ્રિય આચરણથી અથવા પ્રિય વસ્તુ કે પ્રિયજન પ્રત્યે દુષ્ટતા જોવાથી જે ક્રોધાગ્નિ સર્વે પ્રાણીઓમાં ઓછાવત્તા અંશે પ્રવર્તિ રહે છે તે પ્રજ્વલિત થઇ જાય છે. અને ક્રોધના વધવાથી તથા હેની અન્ય ગતિથી વિદ્વેષ અને વિદ્વેષ સૂચક આચરણ પણ સહજ જ થઇ જાય છે. અંગ્રેજોના અન્યાયથી અને ઉદ્ધત આચરણને લીધે તથા વર્તમાન રાજ્ય પદ્ધતિમાં પ્રજાનો કોઇપણ રીતે વાસ્તવિક અધિકાર અને શક્તિ ન હોવાથી ઘણાએ દિવસોથી ભારતવાસીઓના હૃદયમાં પ્રજ્વલિત ભાવથી અસન્તોષની વૃદ્ધિ થતી રહી. લોર્ડ કર્ઝનના અધિકાર સમયમાં આ અસન્તોષે તિવ્રરૂપ પકડયું. અને બંગભંગની તિવ્ર અસહ્ય વેદનાથી પીડાઇને સમસ્ત દેશ અસાધારણ ક્રોધથી ધગધગી ઉઠયો; અને છેવટે નોકરશાહીની દમન નીતિનું એ ફળ આવ્યું કે તે અસંતોષ વિદ્વેષરૂપે બદલાઈ ગયો. આ સ્થળે આપણે એટલોએ સ્વીકાર કરવો જોઇએ કે ઘણાએ હિન્દવાસીઓ આ ક્રોધથી અધીરા બનીને આ વિદ્વેષાગ્નિની ભભૂકતી જ્વાળાઓમાં ભસ્મીભૂત થઇ ગયા છે. ભગવાનની લીલા અતિ વિચિત્ર છે. એમની સૃષ્ટિમાં જગતની ક્રમોન્નતિ શુભ અને અશુભદ્વારા જ થઇ રહે છે; અને અશુભ ઉલટું શુભને સહાય કરે છે, તથા ભગવાનને જે અભિષ્ટ છે તેજ મંગળમય ફળને ઉત્પાદન કરે છે. એટલે વિદ્વેષની સૃષ્ટિ પરમ અશુભ છે, પરન્તુ તેથીયે એવું ફળ આવ્યું કે તમોગુણથી અભિભૂત ભારતવાસીઓમાં ઉત્કટ રાજસી પ્રેરણા ઉત્પન્ન થઈ, કે જે રાજસી શક્તિને ઉત્તેજન આપવાને અત્યન્ત ઉપયોગી છે. આથી એમ સમજવાનું નથી કે અશુભ અને શુભ કાર્ય કરનારાઓ પ્રશંસનીય છે. જે લોકો રાજસી અહંકારને વશ થઇ અશુભ કાર્ય કરે છે હેમનાં કાર્ય ઇશ્વર નિર્દિષ્ટ શુભ ફળનાં સહાયક થાય છે, એમ કહેવાથી હેમની જવાબદારી તથા ફળભોગરૂપ બન્ધન લેશ માત્ર પણ ઓછાં થતાં નથી. જે લોકો જાતિગત વિદ્વેષનો પ્રચાર કરે છે, તે ભ્રમમાં ભૂલે છે; ખરી રીતે વિદ્વેષનો પ્રચાર કરવાથી જેટલું ફળ મળે છે, તેથી દસ ગણું ફળ નિઃસ્વાર્થ ધર્મનો પ્રચાર કરવાથી મળે છે; અને તેથી અધર્મ અને તે દ્વારા મળતા પાપ ફળના પણ ભોગ ભોગવવા પડતા નથી, તથા ધર્મની વૃદ્ધિ અને શુદ્ધ પુણ્યની સૃષ્ટિજ બની રહે છે. માટે આપણે જાતિગત વિદ્વેષ અને ઘૃણાની વાત નહિ વિચારીએ, અને બીજાઓને પણ તેમ કરતાં અટકાવીશું.* જ્યારે બે જાતિઓમાં પરસ્પર સ્વાર્થ વિરોધ થાય અથવા તે સ્વાર્થ વિરોધ વર્તમાન સ્થીતિનું અપરિહાર્ય અંગ થ.ય તો આપણે શાસ્ત્ર અને ધર્મનીતિ અનુસાર પરજાતિના સ્વાર્થનો નાશ કરી શકીએ, અને સ્વજાતિનો સ્વાર્થ સાધી શકીએ સમાજ વ્યવસ્થા કે રાજ્ય વ્યવસ્થામાં અત્યાચાર અને અન્યાય થાય તો આપણે શાસ્ત્ર અને ધર્મનીતિની દૃષ્ટિએ તિવ્ર ઉલ્લેખદ્વારા, તથા સ્વજીવ શક્તિનો સંચય કરીને અને સર્વ પ્રકારના સાત્વિક ઉપાય અને સાત્વિક પ્રતિરોધથી એ અત્યાચાર અને અન્યાય દૂર કરવાનો આપણો અધિકાર છે. જો કોઇ વ્યક્તિ ગમે તો તે રાજપુરુષ હોય,

* આ સિદ્ધાન્ત ઉપરજ સ્વદેશી અને અસહકારના સિદ્ધાન્ત રચાયા છે—લેખક.

સ્વયં આણુ ત્યાગ પણ કરી શકે છે. ત્હેમને સુખ પ્રિય હોય છે, અને દુઃખ અપ્રિય હોય છે, પરન્તુ તે સુખમાં અધીર બનતા નથી અને દુઃખમાં પણ ત્હેમનાં ધૈર્ય અને સંતોષ ગળતાં નથી. તે પાપનો પરિત્યાગ અને પુણ્યનો સંચય કરે છે, પરન્તુ પુણ્યકર્મ કરવાથી ત્હેમને ગર્વ થતો નથી અને પાપમાં પડીને તે દુર્બળ બાળકની પેઠે રોતા નથી. એ તો એ કાદવમાંથી સત્વર ઉઠીને પોતાના મેલા શરીરને શુદ્ધ કરી ફરીને આત્મોન્નતિ કરવા પ્રવૃત્ત થાય છે. આર્ય લોકો સિદ્ધિને અર્થે અથાક પ્રયત્ન કરે છે. હજારોવાર પરાજીત થવા છતાંય તેઓ પોતાના કાર્યથી લેશ પણ વિચલિત થતા નથી—પાછા પગ નથી માંડતા. ત્હેમાં નાસિપાસ થવા છતાં પણ દુઃખી થવું, અસન્તુષ્ટ અને વિરક્ત રહેવું, વગેરે ભાવને તેઓ પોતાના મનથી મહા અધર્મ ગણે છે. એતો નિઃસંદેહ વાત છે કે જે માણસ યોગારૂઢ થઈ ગુણાતીત ભાવથી કર્મ કરવા સમર્થ થાય છે ત્હેમના દ્વંદ્વનો નાશ થઈ જાય છે. જગન્માતા ત્હેને જે કાર્ય સોંપે છે, તે કાર્યને શ્રદ્ધા ભક્તિ પૂર્વક વિના વિચાર્યે કર્યે જાય છે. અને તે જે ફળ આપે છે, ત્હેનોજ તે આનંદ પૂર્વક ઉપભોગ કરે છે, સ્વપક્ષ કરીને જેને માતા નિર્દિષ્ટ કરે છે, એજ પક્ષની સાથે તે માતાનું કાર્ય સાધે છે. અને જેને તે વિપક્ષ કરીને ઓળખાવે છે ત્હેનું તે ત્હેના આદેશાનુસાર દમન કરે છે—સંહાર કરે છે. આજ શિક્ષા સાચી આર્યશિક્ષા છે. આ શિક્ષામાં વિદ્વેષ કે ઘૃણાને સ્થાન નથી. નારાયણ સર્વત્ર વિદ્યમાન છે. આપણે કોની સાથે વિદ્વેષ કરીએ અને કોના ઉપર ઘૃણા કરીએ. જો આપણે પાશ્ચાત્ય ભાવથી રાજનૈતિક આન્દોલન કરીએ તો તેના ભાવથી વિદ્વેષ અને ઘૃણાનો ઉદ્ભવ જરૂર થાય. અને તે પાશ્ચાત્ય મતાનુસાર નિંદ્ય પણ નથી, કારણકે ત્હેમના અને આપણા સ્વાર્થમાં વિરોધ છે; એક પક્ષ જ્યારે જાગૃત થવા ઇચ્છે છે, ત્હારે બીજો પક્ષ ત્હેને દબાવવા ઇચ્છે છે. ત્હોપણ આપણી જાગૃતિ એ માત્ર આર્ય જાતિની જાગૃતિ નથી. તેનો આર્ય ચરિત્ર, આર્ય શિક્ષા અને આર્ય ધર્મની જાગૃતિ છે. આપણા આન્દોલનની પ્રથમ અવસ્થામાં પાશ્ચાત્ય રાજનીતિનો પ્રભાવ ઘણોજ પ્રબળ હતો, તો પણ તે સ્થિતિમાંયે એટલું સત્ય તો જણાયું છે કે આર્યોચિત અભિમાનના તિવ્ર અનુભવ દ્વારા માતૃપૂજા અને માતૃપ્રેમ સ્વરૂપ બીજી અવસ્થા પ્રકટી છે કે જેમાં ધર્મ પ્રધાન છે, રાજનીતિ ધર્મનું અંગ છે, પરન્તુ ત્હેમાં આનિર્ભય અને આર્યધર્માનુકૂળ ઉપાયો ઉતારવા જોઇએ. હું ભવિષ્યની આશા સ્વરૂપ યુવક વર્ગને કહું છું કે: " જો ત્હમારામાં વિદ્વેષ હોય તો જરૂર ત્હેનો બેશરત ત્યાગ કરો ! વિદ્વેષના તિવ્ર ઉત્તેજીત ભાવથી ક્ષણિક રજોગુણ બળ સત્વરમાં જાગે છે, અને તરતજ તે નષ્ટ થઇને દુર્બળતામાં પરિણમે છે. જો ત્હમે દેશોદ્ધાર માટે પ્રતિજ્ઞા કરી છે, અને પોતાના પ્રાણનો ઉત્સર્ગ કર્યો છે, તો ત્હમારા હૃદયમાં ત્હમે પ્રબળ ભ્રાતૃભાવ, અવિશ્રાન્ત ઉદ્યોગ, વજ્ર સમાન દૃઢતા અને અગ્નિ તુલ્ય તેજના ભંડારનો સંચાર કરો ! એજ શક્તિથી આપણે અનંત બળ સાધીને વિજયવંત થઇશું." ઇત્યલમ.



# ટહુકાર.

(સુરતાની વાડીના મીઠા મોરલા . એ રાગ)

( ૧ )

કોયલડી ટહુકેરે આંબા બાગમાં,
મીઠી ટહુકે પ્રેમીજનને ઉરને !
વિશુદ્ધ ઉર સાગરનેરે રેલાવતી,
ટહુકે, ઉછળે મધુર સરિતા પૂરને !
કોયલડી ટહુકેરે આંબા બાગમાં.

( ૨ )

રસનાથ ખિલ્યા ચોમે ફૂલ ખીલાવતા,
પરિમલ પુષ્પતણી મીઠી પથરાયને !
વિજન સમીરની લહેર અનેરી આવતી,
તેમાં કૂજન મીઠું એ સંભળાયને !
કોયલડી ટહુકેરે આંબા બાગમાં.

( ૩ )

કવિ અને કુદરતનો નાતો કો હશે !
અણુનો નાદ દિવ્ય ચરિત્ર નાદને !
હાય કળાની અદ્ભુત શક્તિ કેવી,
પમરતી ઉર 'શાન્તિ'ને 'આહ્લાદને' !
કોયલડી ટહુકેરે આંબા બાગમાં.

૧૯૭૭ અષાઢ સુદ ૨ }
રાયપુર, અમદાવાદ. } મગનલાલ દલપતરામ પટેલ.

---

લેખકઃ-રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

॥ શ્રી સદ્‌ગુરવે નમઃ ॥

ભયંકર ભૂલ અથવા

# મજૂર કે આલમનું નૂર ?

એક સુબોધક, મનોરંજક, શૃંગાર, કરૂણારસપૂર્ણ
સામાજિક નવલકથા.

## અષ્ટમ્ પરિચ્છેદ.

### એ હસનાર કોણ ?



પાંચ રહીમ શેઠ જેવા દોસ્તનો હાથ મળ્યા પછી ધન-માનનો હડકાયો સુલેમાન મન ફાવતો માલ મારવામાં શા સારૂ બાકી રાખે ! તે સારી રીતે જાણે છે કે પળ વિત્યા પછી કોઇ કંપનીના કમ્પાઉન્ડમાં પગ સરખો નહિ મૂકવા દે અને તેથીજ સુલતાને માથું કોરાણે મૂકીને હાથ આવેલી સાર્વભૌમ સત્તાનાં સંપૂર્ણ ઉપયોગ દ્વારા ટૂંક સમયમાં પોતાની સાત પેઢીનું દળદર કાઢી નાખ્યું ! અમણેનો તો કેટલાક સમયથી તે રહીમ શેઠનેય ભાગ્યેજ ગણે છે, હવે તેને રહીમ શેઠની કે તેની કંપની-મીલની જરાય પરવાહ નથી. લક્ષ્મીના મદને લીધે આજ તે ક્યાંક છકી ગયો છે, એ વાત સુણાતી, સહજ મશ્કરીમાં ઉડાવા છતાંય રહીમ શેઠ પોતે એ સઘળું સમજે છે તો પણ તે સઘળું કાન તળે કાઢી નાખી મરીયમ સાથેનો સબંધ મહા પ્રયાસે જાળવી રહ્યા છે. સુલતાન આમણેનો તો કારખાનામાં દિવસમાં ન છૂટકે બેચાર કલાક જઈ કોરે પોને મતુ મારી આવે છે-મન ફાવે ત્યાં ફાવે તેવી રીતે મતુ મરાવતાં અમલદારો અને કારકુનો જરાય અચકાતા નથી. આવા પોપાબાઇના રાજકારભારને લીધે કેવળ સાચાંનું જૂઠું અને જૂઠાનું સાચું થાય છે. કંઇક નિર્દોષ કામદારો માર્યા જાય છે, અને કેટલાક ઉડાવગીર ફાવી જાય છે. સ્ત્રી કામદારોને મર્યાદા-ધર્મનું રક્ષણ કરી-મજૂરી કરી પેટ ભરવાનું કઠિન થઇ પડયું છે. પળે પળે પાપી જનોના સંસર્ગમાં આવી ધર્મ ભ્રષ્ટ થવાની બીકે થરથરતાંને થથરતાં રહેવું પડે છે. તેમાંયે ગુરતાદ અને નરિમાનના ઝગડા પછીથી આખું કારખાનું હિલોળે ચડયું છે. કંપનીના બેચાર વિશ્વાસુ-નિમકહલાલ નોકરો અને કામદારોએ સાથે મળી કારખાનાનું સુકાન પોતાના હાથમાં લેવાને અમીનાને એક વિજ્ઞપ્તિ પત્ર લખી મોકલ્યું, તે મળતાંજ અમીનાએ તેમને પોતાની પાસે ઓફીસમાં બોલાવીને કંપનીના કાર્યભાર સબંધી

તોફાનનું મૂળ, સ્વયં શયતાન અમીનાજ છે. મરીયમ મ્હાય તો હવે મ્હને પુનઃ મ્હાય કે ન મ્હાય, તૂટેલો સ્નેહ સબંધ ફરી મુલતાન સાથે સંધાય કે ન સંધાય, જગતની દ્રષ્ટિએ સારા અથવા નઠારા ગણાતા મ્હારા સંકલ્પની સિદ્ધિ કરતાં મેળવેલી સઘળી પ્રતિષ્ઠાનું પાણી ભલે થાય કે ન થાય પણ મ્હારા સુખના માર્ગમાં સ્વચ્છંદીરીતે સમયે સમયે જ્યાં ત્યાં કાંટા વેરતી-હેરાન-ગેરૈજત કરતી અમીનાને આજ ઉંવટે સમજાવતાં સમજે તો ઠીક નહિ તો તેને કોઈપણ ઉપાયે હમેશને માટે આ દુનીયાંમાંથી વિદાય કરવી. અરે પશુનેહે જેવી અક્કલ દોડાવી-કેટલે સુધી હિમ્મત ચલાવી ! તે બેવફા વૈરીએ આજ મ્હને સખ્ત અપમાન પહોંચાડયું છે. અમીના ! ભયંકર જાળ પાથરી ત્હારે હાથેજ ત્હેં મ્હારા કરાવેલા અપમાનનો યોગ્ય બદલો હું ત્હને આજ પ્રાણાન્તેય આપ્યા વગર રહેનાર નથી.

આ પ્રમાણે મન માને તે પ્રમાણે વિચારમાળાના મણકા ફેરવી રહ્યો હતો તે સમયે અચાનક એ વિશાળ દિવાનખાનામાં કોઇના અટ્ટહાસ ખડખડાટ હાસ્યનો ધ્વનિ થયો ! ચારે બાજુ ઉંચે નીચે નજર ફેંકવા છતાં રહીમ શેઠના કળ્યામાં ન આવ્યું કે: એ હસનાર તે કોણ ?

એજ સમયે એક નોકરે આવીને જમવાનો સમય થયો છે કહી મૂગે મ્હોડે ત્યાંથી ચાલતી પકડી, ત્યાં તો વચમાંજ તેમણે હાક મારી “ અલ્યા એ ! પહેલાં એકવાર ન્હા આપી જા, અને પછી જે કંઇ કર્યું હોય તે ભાણું પીરસીને અહીંજ મુકી જજે !” “ જી ” કહીને નોકર ચાલ્યો ગયો.

## કર્મવીરના નિયમે

૧. ત્રણ પાઇની ટીકીટ અગર રીપ્લાય કાર્ડ લખનારને નમુનો મફત મોકલવામાં આવશે.

૨. વી. પી. પોસ્ટેજ સહિત આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ છે. મનીઑર્ડર કરનારે રૂા. ૨-૧૪-૦ મોકલવા. વર્ષ શ્રાવણ મહિનાથીજ ગણવામાં આવશે. છૂટક નકલની કિંમત મુખપૃષ્ઠપર જોઇ લેવી.

૩. ગ્રાહકોએ પોતાનું ઠેકાણું બદલાતાં અમને તુરત ખબર આપવી. જવાબ માટે રીપ્લાય કાર્ડ અથવા ટીકીટ બીડવા ભૂલવું નહિ.

૪. આફ્રિકાના ગ્રાહકોએ રૂા. ૪-૮-૦ નો મનીઑર્ડર કરવો.

૫. મનીઑર્ડર તથા સર્વ પ્રકારનો પત્ર-વ્યવહાર વ્યવસ્થાપકને શિરનામેજ કરવો.

લેખકોને સૂચના:—૧. કૃપા કરીને લેખક બંધુઓએ પોતાના લેખ, કવિતાઓ, વ. કાગળની એકજ બાજુએ ચોકખા અક્ષરે લખી મોકલવા. લેખમાં અંગ્રેજી ભાષા માટે પૂરૂં શિરનામું લખવું.

૨. વ્યાપારિક અને ઔદ્યોગિક વિષયો સંબંધી લેખોને આ માસિકમાં પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોના વિચાર સાથે હમેશાં અમારૂં મળતાપણું ન સમજવું.

૪. અગાઉ મળેલા લેખ પસંદ પડેથી સવડે પ્રકટ થશે. કૃપા કરી અધુરા લેખો ન મોકલવા.

પત્ર વ્યવહાર નીચેના શિરનામેજ કરવો:—એજન્ટોની તાકીદે જરૂર છે.

વ્યવસ્થાપક:-" કર્મવીર" અમદાવાદ.

---

| | |
|---|---|
| દર્શન કરીને પાવન થાઓ ! હિન્દમાતાની ઘરમાં મઢાવી રાખવા-મીનમંડળ, સગાં વ્હાલાંને ભેટ આપવા લાયક ત્રણ રંગમાં છપાએલી સુંદર છબી. પોસ્ટેજ સાથે આ આને મળશે. કલ્લનો રૂ. ૧૧ા પોસ્ટેજ જુદું. | જાહેરખબરના ભાવ આજેજ પત્ર લખી પૂછાવો. ઘણોજ ઘટાડો કર્યો છે. |

કર્મવીર માસિક પત્રની પહેલા વર્ષના બારે અંકોની સુંદર ફાઇલ પ્રત્યેક લાઇબ્રેરિઓ અને સાહિત્ય પ્રેમી બંધુઓના ઘરમાં હોવીજ જોઇએ. હિન્દમાતાની મનોહર છબી પણ સાથે ભેટ મળશે ! આજેજ મંગાવી લ્યો ! મૂલ્ય ફક્ત રૂ. ૨-૪-૦ કર્મવીરના નવા થનાર ગ્રાહકોને પોસ્ટેજ સાથે ફક્ત રૂ. ૨-૦-૦ માં મળશે.

જાહેર ખબર આપનારને અમૂલ્ય યોગઃ—કર્મવીર માસિક પત્ર વ્યાપારિક અને ઔદ્યોગીક વિષયોને લગતું હોવાથી તે ખાસ કરીને સુશિક્ષિત વ્યાપારિ-કારખાનાદારોના હાથમાં જરૂર જવાનું, જેથી તેમાં પોતાની જાહેર ખબર આપનારને ઘણોજ લાભ થાય એમ છે. આટલું છતાં ભાવ તદ્દન સસ્તા છે વિલંબ કર્યા વગર આજેજ એક પત્ર લખી ભાવ પૂછાવી તુરત જાહેરખબર મોકલી આપો ! પૂછાવોઃ-કર્મવીર કાર્યાલય, અમદાવાદ.

## અગત્યની સૂચના.

( ૧ ) સ્વપ્નેય ખ્યાલ ન્હોતો એવા એવા નામવર સજ્જનોએ અમે અગાઉથી ખબર આપ્યા છતાં વી. પી. રીફ્યુઝ કરીને અમને નિરર્થક સવા બબ્બે આનાના પોસ્ટ ખર્ચમાં ઉતાર્યા છે. ગયા વર્ષનો છેલ્લો અંક મળતાંજ તેમણે ફક્ત એક પૈસો બગાડી એક કાર્ડ દ્વારા નવા વર્ષનો અંક ન મોકલવાની સૂચના કરી હોત તો ઉપકાર થાત !

( ૨ ) બહાર ગામના ગ્રાહકબંધુઓ જેમને નવા વર્ષનો પ્રથમ અંક અમે બુક પોસ્ટથી રવાના કર્યો છે તેમણે આ અંક મળતાં નવા વર્ષના લવાજમના રૂ. ૨-૧૪-૦ અવશ્ય મનીઓર્ડરથીજ મોકલી આપવા કૃપા કરવી.

( ૩ ) અમદાવાદના ગ્રાહક બંધુઓએ કાળજી રાખી આ અંક હાથમાં આવતાં લવાજમના રૂ. ૨-૮-૦ વિશ્વાસુ માણસ દ્વારા અથવા તો પોતે જાતે ઓફીસે રૂબરૂ આવીને સત્વરે ભરી જઇ પહોંચ અને હિન્દમાતાની ભેટ મેળવવી.

( ૪ ) પ્રત્યેક ગ્રાહક બંધુઓને અમારી ખાસ પ્રાર્થના છે કે તેમણે પોતાના મિત્રો અને સગાં-સંબંધીને કર્મવીરના ગ્રાહક થવા ભલામણ કરવી. ફક્ત એક એક ગ્રાહક વધારવાથી પણ ઘણો ઉપકાર થઇ શકશે. નવા થનાર ગ્રાહકોએ લવાજમ મનીઓર્ડરથીજ મોકલી આપવું.

( ૫ ) જુના ગ્રાહકોએ જેમણે ગયા વર્ષનું લવાજમ નથી ભર્યું તેમણે તુરત પહોંચાડવા કૃપા કરવી.

( ૬ ) આ વર્ષનું ભેટનું પુસ્તક હાથમાં આવતાં જરૂર પ્રસન્ન થશો ! ગ્રાહક થનારે વાર ન કરવી !


| | | |
|---|---|---|
| પ્રકાશકઃ— છનુભાઇ(?) હરિલાલ ભટ્ટ. ઠે. રાયપુર, ખાડીઆની પોળ, અમદાવાદ. | મુંબઈ, સુરત, કરાંચી, રંગુન, બરૂચ, વડોદરા, હર ગામે એજન્ટોની જરૂર છે. | આ માસિકપત્ર શીમનલાલ(?) છગનલાલે પોતાના રાયપુર, લાખાજીની પોળ પાસે આવેલા 'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું અમદાવાદ. |

દરેક લગ્ન દીઠ રૂ. ૧) પ્રમાણે રકમ નહિ મોકલનારનું નામ અત્રેથી કમી કરવામાં આવે છે. એટલે તેનો હક લગ્ન થએ મળવાના લાભ ઉપરથી ઉડી જાય છે.

અત્યાર સુધીમાં પાંચસોથી વધારે નામો દાખલ થઇ ગયાં છે. ને હજુ થતાં જાય છે. જેથી હાલ તુરતજ દાખલ થનારને જો હાલ તુરતજ તેનું લગ્ન થઇ જાય તો દાખલ થએલાં નામ જેટલા રૂપિઆ મળી જવા સંભવ છે.

આ યોજનાનો લાભ જેનું લગ્ન થવાનું છે તેવો પુરૂષ કે કન્યા-લગ્ન થવાની ઉમરવાળો ( વાંઢો ) પુરૂષ કે જેણે લગ્ન થવા પહેલાં એક માસ અગાઉથી રૂ. ૩) ભરી પોતાનું નામ દાખલ કરાવેલું છે તેજ મેળવી શકે છે. લગ્ન થઇ ગયા પછી લાભ મેળવ્યા બાદ ઉમેદવારનું નામ કમી કરવામાં આવે છે. એટલે તેને ફરીથી કંઇપણ ભરવાનું રહેતું નથી. લગ્ન વખતે મળતાનો લાભ લગ્ન દિવસેજ ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે.

દાખલ થનાર સજ્જનોને પુષ્કળ લાભ લગ્ન થતાંજ મળી જાય છે. તેમજ ઘણા જણ લાભ લેતા જાય છે, માટે વધુ લાભ મેળવવાની ઇચ્છા વાળાએ વધુ નામો દાખલ કરાવવા પ્રયાસ કરવો જોઇએ.

આ યોજનાના પ્રચારક એજન્ટો ગામે ગામ જોઇએ છીએ. ખુલાસા માટે નીચે ને ઠેકાણે લખવું.

આ યોજનાના ફંડનથી અત્રેના જામીનો પંચપચાણા ત્થા બેરીસ્ટર દોલતલાલ એમ. શાહ છે.

દરેક વિચારશીલ સજ્જનોને આ યોજનામાં દાખલ થવા વિનંતિ છે.

દાખલ થવાની ઇચ્છા રાખનારે રૂ. ૩) નીચેને ઠેકાણે મોકલી આપવા જેથી તેમને છાપેલું સરટીફીકેટ (લાભ માગતી વખતે રજુ કરવાનું) આપવામાં આવશે.

શ્રી ગુજરાત લગ્ન લાભ પ્રવર્તક મંડળી-કાણીસા પો. સાયમા.
વાયા આણંદ.

## કર્મવીર.

અમારી આશા—ગયા વર્ષના પહેલા અંકની માફક બીજા વર્ષનો પહેલો અંક પણ વિદ્વાનો અને વાંચક સમુદાયના સ્નેહ-સત્કારને પાત્ર થયો છે એથી અમે અમારા શ્રમની યત્કિંચિત્ સાફલ્યતા માનીએ છીએ; અને હવે પછી તેથી પણ વધારે સારી રીતે કર્મવીર દ્વારા વાંચક-સમુદાયની સેવા કરવા તલસીએ છીએ. જે જે સહયોગી પત્રકાર બંધુઓને કર્મવીરનો પ્રથમ અંક બદલા તરીકે તેમજ અવલોકનાર્થે પહોંચતો કરવામાં આવ્યો છે તેમાંથી જેમણે કર્મવીર સંબંધી જે બે શબ્દો યોગ્ય-પ્રોત્સાહનભર્યા પ્રકટ કરી વિવેક દાખવ્યો છે તેમના અમે ઉપકૃત છીએ, બાકીના સજ્જનો પણ યોગ્ય ઉત્સાહ આપશે એવી અમને સંપૂર્ણ આશા છે.

રેંટિયો—મહાત્મા ગાંધીજીનો મુખ્ય ઉપદેશ એજ છે કે: હિન્દુસ્થાનના મોટા ઉમરાવ-રાજા મહારાજાના મહાલયથી તે દીન-દરિદ્ર રાંકની ઝુંપડી સુધી પ્રત્યેક સ્થળે-ઘેરઘેર રેંટિયાનો પ્રચાર થવો જોઇએ. પ્રત્યેક ગૃહસ્થ સ્ત્રી પુરૂષ પોતપોતાના ઘરમાં હાથેજ સુતર કાંતી-વણીને તે શુદ્ધ સ્વદેશી વસ્ત્ર પહેરી ભાગ્યશાળી થાય, તોજ આપણા દેશનું સૌભાગ્ય સાચવી શકાય. મહાત્માજીએ આ ઉદ્યોગ તરફજ પ્રજાનું ખાસ લક્ષ કેમ ખેંચ્યું એ ઘણીજ વિચાર કરવા—સમજવા જેવી વાત છે. જગતના પ્રત્યેક મહાપુરૂષોએ કહ્યું છે કે: ઔદ્યોગિક ઉન્નતિ વગર કોઇ પણ કાળે કોઇ પણ દેશનું રાજ્ય કાયમ ટકેલું નથી, અને નહિ ટકે; તદનુસાર ગાંધીજી પણ એજ સૂચવે છે કે: સ્વરાજ્ય સુખની મંગળ કામનાવાળા—દેશમાંથી દુઃખ દારિદ્રને દેશવટો આપવાની ભાવનાવાળાં પ્રત્યેક સ્ત્રી પુરૂષે એક પળ પણ નકામી ગુમાવ્યા વગર આજથીજ અવિશ્રાન્ત યત્નપૂર્વક હાથમાં રેંટિયો પકડી સૌએ સાથે મળી એ અમોઘ સુદર્શનચક્ર દ્વારા ઇષ્ટસાધ્ય કરવું જોઇએ. સ્નેહ, શ્રદ્ધા અને ઉત્સાહપૂર્વક જો ગૃહસ્થના ઘરમાં રેંટિયાને સ્થાન મળે તો દિવસે દિવસે ઘરનાં પ્રત્યેક માણસોને તેની અજબ મોહિની લાગે છે, સમય જતાં એ રેંટિયો બાળકોની આંખે એક રમતના રમકડા જેવો બની જાય છે, યુવાનને એ સ્વદેશનું ગૌરવ સાચવવાનું અજેય શસ્ત્ર જણાય છે, વૃદ્ધોને જગતની લાજ ઢાંકવાનું-કુટુંબ નિર્વાહનું નમુનેદાર સાધન પ્રત્યક્ષ થાય છે. એકજ વસ્તુ છતાં એમાં અનંત શક્તિ ભરી છે, તેથીજ તે અનેક રૂપે પ્રતીત થાય છે.

# પ્રભુનો વાસ.

"નામદાર ! અનંતાનંદ નામના મહન્ત આપના દેવાલયમાં રહેવાને બિલકુલ ઇચ્છતા થી." આ પ્રમાણે એક પરિચારકે કોઇ નરેશને ઉદ્દેશીને કહ્યું.

"ખુલ્લા પણ શાન્ત રસ્તાપર બેસીને, લગાવે છે તેતો આલ્પની ધુન નીરંતર; અને પડી રહ્યું છે દેવાલય પૂજારીઓ વિહોણુંજ."

"મધથી ભરેલા વાસણ તરફ દષ્ટિ સરખી પણ નહિ ફેંકતાં લોક સમુદાય, સુંદર વેત કમળની આસપાસ ગુંજતા ભ્રમરોની જેમ વીંટાળે છે તેને."

નરેન્દ્ર મનમાં ધુંધવાયો, અને તે જ્યાં પેલા મહાત્મા લીલાછમ ઘાસ ઉપર આસં-ધાળી બેઠા હતા ત્યાં જઈ મહાભયપૂર્વક કહેવા લાગ્યો "પિતા તુલ્ય મહાત્મા ! કનક લશથી દેદીપ્યમાન મારૂં દેવાલય તજીને આપ રેતીપર આસનવાળીને પરમાત્માનું કેમ ધ્યાન ધરો છો વારૂ ?"

"ત્હારા સુવર્ણ મંદિરમાં પ્રભુનો વાસ નથી." મહાત્માએ જવાબ આપ્યો."

રાજાનો ચ્હેરો ક્રોધથી લાલચોળ થયો અને તે બોલ્યો:

"પ્રભુ ! આપ જાણો છો કે આ મંદિરના સ્ફટિક-કોતરણી કામમાં મેં ત્રીસ લાખ પીઆ ખરચ્યા છે, અને સમર્પ્યું છે તે મેં પ્રભુના ચરણારવિંદમાં, મોટી ધામધુમથી મહાન ધર્મક્રિયાઓ કરીને !"

"વિદિત છે તે સઘળું મ્હને," મહાત્મા બોલ્યા. ગયે વર્ષે જ્યારે હજારો લોકો ચંડ અગ્નિના ભોગે ઘરબાર વિનાના રખડતા થઇ ત્હારે દ્વારે યાચતા ઉભા હતા ત્યારે તેમની અરજ રારખી પણ ધ્યાનમાં લીધી ન્હોતી-ગાંટ સરખી પણ માંડી ન્હોતી."

પરમ કૃપાળુ પ્રભુએજ વિસ્મય થઇને મને કહ્યું: "કે જે અનાથ ઘરબાર વિહોણાં રખડતાં રંક જનને આશ્રય આપી શકતો નથી, તે મારા કાજે સુંદર દેવાલય બંધાવવાનો શી રીતે હક ધરાવી શકે ?"

"અને તેથીજ વસ્યો છે તે જગતે અસહાય, ઘરબાર વિહોણું જનસમુહ સાથે વૃક્ષ નીચે શાન્તિનું સામ્રાજ્ય પથરાએલા રસ્તા પર"

"સત્ય છે ત્હારૂં મદથી ભરપુર સુવર્ણમંદિર, નરેશ !"

મહારાજા ક્રોધને દાબી શક્યા નહિ, અને પગ પછાડીને તે બોલી ઉઠ્યા કે: "હમણાંજ મે મારી સરહદ છોડીને ચાલ્યા જાઓ."

"જ્યાં હેં મારા પ્રભુને મોકલ્યા છે, તેજ સ્થળમાં સત્વર મોકલ મને ઓ નરેશ ! મહાત્માએ શાન્તિથી જવાબ આપ્યો. "કનક કલશથી ઝળકતા આકાશ વિહારી મહાલો કરતાં રંક અભિલાષીની નિર્જન વનમાં બાંધેલી મઢુલી પ્રભુને વધારે વ્હાલી છે."

૧૯૭૭ શ્રાવણી પૂર્ણિમા. અનુવાદક—"અભિલાષી."

* રવિન્દ્રનાથ ટાગોરના "દુર ઓશોગમાંથી."

સમજી જાય છે, અને સાથે સાથે કોઇ પુરાતની પરમોત્કૃષ્ટ દ્રશ્ય પણ તેના નયન સન્મુખ ખડું થાય છે.

અદ્યાપિ પર્યંત ઘનશ્યામ અવિવાહિત છે. અગાઉ તો તેણે એવો જ દૃઢ નિશ્ચય કર્યો હતો કે લગ્ન કરવું જ નહિ. પણ મિત્રોના આગ્રહથી તથા સ્વયં પોતાના એવા કોઈક અનુભવ પરથી તેણે લગ્નને મહત્વ આપ્યું છે—લગ્નની આવશ્યકતા સ્વીકારી છે, અને જુના વિચારને નરમગરમના નમસ્કાર કરી તિલાંજલિ અર્પી છે! હવે એ લગ્ન કરવાને ઉત્સુક છે; પરન્તુ હજી સુધી એવી કોઈ મનપસંદ કન્યા તેની નજર તળે આવી નથી—મળી નથી.

× × × × × ×

જ્યેષ્ઠ માસ ચાલે છે. આખો દિવસ અગ્નિ વર્ષાવતા તાપની પછી હવે કંઇ સંધ્યાસ્તનો અત્યંત સુખકારક સમય પ્રતીત થાય છે. આ સમયે ઘનશ્યામ પોતાના એક નજીકના પુષ્પોદ્યાનમાં મિત્રો સહિત બેઠો બેઠો મંદમંદ વાતા શિતળ સમિરની અપૂર્વ લિજ્જત અનુભવી રહ્યો છે. મિત્રોમાં પરસ્પર હાસ્ય વિનોદ ચાલી રહ્યો છે. વાત કરતાં કરતાં એક મિત્રે વચ્ચે કહ્યું. "યાર! અમરકુમાર હજી સુધી કેમ ઝળક્યા નહિ? બડા તોફાની!"

ઘનશ્યામ: "ભાઈ! એતો મનમોજી પુતળું છે. વળી ક્યાંયે કોઇ જુએ લ્હેરપાણી ઉડાવતા હશે."

કલ્યાણ: "નહિ, લ્હેર લ્હેર કહીને યાર એમ વાત અદ્દર ના ઉડાવી મારો! કહો ના કહો પણ આજકાલ એ આપ ખુદ ખુદાવિંદને માટે કોઇ રૂપ-યૌવનસંપન્ન સુંદર કન્યાની શોધમાં પૂર્ણ ઉત્સુકતાથી જ્યાં હોય ત્યાં અથડાતો—ટીચાતો—માથાં મારતો જણાય છે!"

ઘનશ્યામ: "વાહ! તમે પણ ખરા ઉસ્તાદ જણાઓ છો. કીસ્સો લડાવવાનાં કામમાં આપ પણ કુશળતા તો પુરેપુરી ધરાવતા લાગો છો!"

કલ્યાણ: "જી! એમાં કંઇ નવાઇ જેવું કે શિકસ્તી નથી. અને કીસ્સો ખરો કે ખોટો તે તો આપની ઇચ્છા હશે તો સેવક કલાક પછી પુરવાર કરી આપશે. બોલો સાહેબ! પછી?"

રાધેશ્યામ: 'હાં......એક બે દિવસ પર એજ મ્હને કહેતા હતા કે: ઘનશ્યામનો વિવાહ થઇ જાય તો મ્હને કંઇક ચેન પડે. કલ્યાણે કહ્યું તેમાં કંઈ શક જેવું તો નથી જ કદાચ ઘનશ્યામ શેઠ તેથી અજ્ઞાત હશે. ચાલો, પછી?"

સ્નેહવિનોદની સમાપ્તિ થાય તે પહેલાં તો વચમાં અમરકુમારે આવીને આલિંગન નાંખ્યા જ છે તો!

ઘનશ્યામ: "પધારો સરકાર. યાર! જણાય છે તો દિર્ઘાયુષિ! ત્હારા સમ, આજ ઘડીએ ત્હારૂં સ્મરણ કર્યું. અત્યારસુધી આપ નામવરનાં જ ગુણગાન ગવાયાં!"

અમર: "મ્હને મૂર્ખ સમજીને મ્હારી મશ્કરી કરવાની તમને બધાને જે ટેવ પડી છે તે યાદ રાખજો! દોસ્ત ઘડીના છઠ્ઠા ભાગમાં શુળીની હવા ખવડાવે! બનાવના ભેદ જાણ્યા વિના રીતસર જે વાત કરવી હોય તે કર્યા કરો, નહિતો એકાસ્ત્રી ચટણી કરી નાંખીશું!"

કલ્યાણ: "ઘનશ્યામભાઈ! જણાય છે કે આજ સાહેબની કંઈ વિકળી થઈ છે મરી! ભલા ભાઈ!" સામુની દાઢ વધું ઉપર એ વાગો-ઘાટ ના કરતા!"

અમર: "હવે ના કહ્યા છતાં ફરી ભડવા-કરો-કેમ?"

કલ્યાણ: "સાહેબ! બહુ દમ ના કરતા, આ હાથ જુઓ છો ને મહેરબાન! એ પણ ઘરાકી હતા તે કાલે જ ઉપાડ્યા છે! કદાચ પ્રસંગ આવશે તો તાજી જ આજમાવશ થશે."

અમર: ઘનશ્યામશેઠ! જુઓ! તમારે કલ્યાણ કરવા જતાં આ કલ્યાણનું અકલ્યાણ થઈ જશે હોં!"

કલ્યાણ: "જાણીએ છીએ કે આપ શેઠનું કલ્યાણ કરવાના કારભારમાં જ પડ્યા છો, બાપુ! એમ હોય તો લે માફ કરજે પણ એકવાર કહી નાંખ કે તેં શું કર્યું?"

સર્વ ઉત્સુકતાથી બોલ્યા:—"અમરકુમાર! કહો જોઈએ!"

અમર: "ત્યારે-યાર એમ શાન્ત રહીને છાનામાના સાંભળોને. બહુ કે બાબત વિચાર કરવા જેવી છે. (ઘનશ્યામ તરફ જોઈને) દોસ્ત! ત્હારે સારુ એક કન્યા તો શોધી લાવ્યો છું."

સર્વ: (એક અવાજે) "વાહ, જી! વાહ!

અમર: "તમે યાર નકામી ફાકરી કરો. મ્હારા સમ જો ખરું પૂછો તો એક એક અડબંગ જેવા છો. જરી સાંભળો તો ખરા!"

રાધેશ્યામ: "ઠીક, ભાઈ! કહો જોઈએ, ક્યાંથી શોધી લાવ્યા?"

અમર: "આટલામાં ને આટલામાંથી."

કલ્યાણ: "આટલામાં એટલે આજ ગામની કે પરગામની? જાન પરગામ જવાની કે આ ગામમાં જ બધો જલસો ઉડવાનો!"

અમર: "ખુદ રાજનગરમાં જ. વળી બીજે કંઈ તે હોય કે?"

રાધેશ્યામ: "એ છોકરીનો બાપ શું કરે છે?"

અમર: "તેને બાપ નથી—પિતૃહિન છે."

રાધેશ્યામ: "એ ઠીક નહિ જ તો."

અમર: "છે માત્ર એક છોકરી અને તેની મા! બસ બીજું કોઈ ના મળે. લગ્નમાં સસરા તરફની કંઈ આશા રાખો તે પણ ભાઈને કહું કે સીતારામ! સીતારામ! છોકરીની મા બહુ જ ગરીબ છે."

કલ્યાણ: "આ વળી સહુથી ખરાબ."

રાધેશ્યામ: "ઘર પણ શોધ્યું તો ગરીબ! ક્યાં અમારા ઘનશ્યામભાઈ આવા ધનાઢ્ય, અને ક્યાં તેમનાં સાસરિયાં આટલાં બધાં દરિદ્ર! દુનિયાં શું કહેશે!"

અમર: "અરે! કહેનાર છે કોણ? આપણે કે બીજા? અહીંના એમનું કોણ કોઈ કરે એવું બેઠું છે?"

ઘનશ્યામે એક ઊંડો નિશ્વાસ મૂક્યો.

આમ કહી મધુર હસી હાસી પોતેની એક કિશ્તપર ભરાવી દીધો. અને આજનાદર નમ્ર મોં કરી ફેને મર્યાદાપુરઃસર જમીનપર પાથરેલી સાદડી પર બેઠી. પરન્તુ જ્યાં તેણે મૂર્તિપૂજને લેટની ભાવર ઘનશ્યામ તરફ દૃષ્ટિ ફેરવી ત્યાં તો આહાહાહા ! ને એક હૃદયભેદક ચીસ પાડી જ્ઞાનશૂન્ય થઈને જમીનપર ગબડી પડી !

" નિમાજ પડતાં મસ્જિદ કોટે વળગ્યા " જેવો ઘાટ થયો. પણ શું કરે ! પોતાની હિંમતે ઘનશ્યામ તેને સચેત કરવાને પાટ પરથી ઉભો થઈ તેની નજીક જઈ બેઠો, પણ જ્યાં તેણે તેનું શિર ઉંચું કર્યું અને દિવાનો પ્રકાશ તેના મોં પર પડ્યો તેજ પળે આશ્ચર્યચકિત ઘનશ્યામના મુખથી નિકળી ગયું. " હા ! તુંજ મ્હારી જનેતા ! ! ! " એટલું કહેતાં જ તે પણ " હું આ શું જોઉં છું " એવો વિચાર કરતો આંખે અંધારાં આવવાથી મહીપર નિશ્ચેષ્ટ પથ્થરની મૂર્તિ સમાન બેસી જ રહ્યો. ને આગળ કંઇ પણ બોલી શક્યો નહિ."

અમરકુમાર વિસ્મિત બની કાષ્ઠના પૂતળાની પેઠે આ અજબ ચમત્કાર જોઈજ રહ્યો. જોરથી પોકાર પાડી બોલ્યો: " ઓહ ! ઈશ્વરનો મહિમા કેવો અલૌકિક છે ! જેને માટે તમે અથાગ પરિશ્રમ વેઠ્યો તે અંતમાં તમને આ પ્રકારે–આ સંયોગોમાં પ્રાપ્ત થયાં ! ધન્ય ! પ્રભુ !"

છોકરીએ આ સઘળું દૃશ્ય જોઇ ઘૂમટો દૂર કર્યો, અને ભાઇ ! ભાઇ ! કહેતી ધનશ્યામને વળગી પડી ! વાહ ! બન્ધુ પ્રેમની તે કંઇ વાત !

વાંચક ! આ છોકરી તે બીજી કોઇ નહિ, પણ એજ બાલિકા છે કે જેણે આજથી પાંચ વર્ષ પૂર્વે રસ્તે જતાં એને રક્ષા—બન્ધન કેર્યું હતું, અને જેનું તેને હંમેશ સ્મરણ થયા કરતું હતું !

× × × × × ×

શ્રાવણ માસ ચાલે છે. શ્રાવણી—બળેવનો પરમોત્સવ આજ પણ પ્રત્યેક સ્થળે ઉજવાય છે. ધનસ્યામનું ગૃહ ખૂબ શણગારવામાં આવ્યું છે. ધનસ્યામ પોતાના એકાન્તગૃહમાં બેઠો બેઠો એક પુસ્તકનું અવલોકન કરી રહ્યો છે. એટલામાં એક દાસીએ આવીને વિનિત ભાવે કહ્યું: “ શેઠ ! અંદર ચાલો ! ” ધનસ્યામ ઉઠીને અંદર ચાલતો થયો. માતાએ નિયત કરેલા આસન પર તેને બેસાડયો. તુરતજ મંગલકારી મુખડે તેની ભગિનિ—આપણી પૂર્વ પરિચિત પેલી દિન બાલિકા—સરસ્વતીએ ધનશ્યામભાઇને કુમકુમ તિલક કરી નિર્મલ ભ્રાતૃસ્નેહથી રક્ષા—બંધન કર્યું, તેજ સમયે ધનસ્યામે બે સુવર્ણ મૂદ્રિકા સરસ્વતીના કર કમળમાં મુકી દીધી. સ્મિતહાસ્ય કરતાં ભાઈએ બ્હેનને પ્રશ્ન કર્યો: “ કેમ ! મ્હારે પૈસા પણ હું ધારું છું આપવા જ પડશે ? ”

સરસ્વતિ હાસ્ય ભરિત વદને બોલી: “ ના, વ્હાલા ભાઇ ! આ સુવર્ણમૂદ્રિકા એ પૈસા કરતાં ખરેખર ઉત્કૃષ્ટ છે, તેના હું બહુ જ પૈસા મેળવી શકીશ ! ”

વાંચક ! આજનું “ રક્ષા—બન્ધન ” લક્ષ્યમાં રહેશે કે ?

---

**ન્યારી વાત:**—મુંબઇની વસ્તી લગભગ બાર લાખની ગણાય છે. એટલાં માણસોમાંથી ૮,૧૨,૦૦૦ માણસોને તો ફક્ત ન્હાની ન્હાની એક એક Room—કોટડીમાં જ નિવાસ કરવો પડે છે. જો આપણે ચાર માણસ દીઠ એક ઘરની આવશ્યકતા ગણીએ ત્હોયે ૨,૧૩,૦૦૦ ઘર જોઇએ. હવે તેમાં ૧૫૦૦૦ તો એવાં ઝુંપડાં છે કે જેમાં આદમીનો સમાવેશ જ નથી થઇ શકતો, ત્હોય તેમને બિચારાઓ—ગરીબલોકોને એવાંએ ઝુંપડામાં દિવસો ગુજારવા પડે છે. ૧,૭૪,૦૦૦ ઘર તો એમાં એવાં છે કે જેમાં બે ત્રણ માણસોનું કુટુંબ રહી શકે. આ હિસાબે બીજા ૬૪૦૦૦ ઘર હોય તો સહુ લોકોને રહેવાની કંઇક સુગમતા થાય. ઘર વગરનાં માણસોની મ્હોટી સંખ્યા મોહમયીમાં કેવી રીતે એના વગર નભાવી લે છે આ એક મહા આશ્ચર્યની બાબત છે. આથીજ સમાજમાં અસંતોષ અને પાપનો ફેલાવો થાય છે—અને તેની અસર સમસ્ત દેશપર થાય છે. આટલું છતાંય અઢળક લોકો પણ કહેશે કે: દોસ્ત મુંબાઇની વાત ન્યારી !

વાત:—એક માણસે એવી ગણત્રી કરી છે કે: સરેરાસ દરેક માણસ એક મિનિટમાં ૧૦૦ બોલને હિસાબે દહાડાના ત્રણ કલાક વાત કરે છે. એ રીતે જોતા જણાએ તો દરેક માણસ એક અઠવાડીઆમાં આ માસિકના આશરે ૨૦૦ પાનાં ભરાય એટલી અને એક વર્ષમાં ૧૦૦૦૦ થી પણ વધારે પાનાં ચિતરાય એટલી વાત કરે છે. ખરી વાત !

# વ્યવહારિક શિલ્પ શિક્ષણ.

[ લેખકઃ-શ્રીયુત્ વાસુદેવ રામચંદ્ર શેલત. ]



પાશ્ચાત્ય સમ્પ્રદેશોમાં સમસ્ત વ્યવહારિક શિલ્પ શિક્ષણના ક્રમને ત્રણ ખંડો, કિંવા વિભાગોમાં વિભક્ત કરવામાં આવ્યો છે. પ્રથમ વિભાગમાં આરંભિક શિલ્પવિદ્યાલય, દ્વિતીયખંડમાં માધ્યમિક શિલ્પવિદ્યાલય અને તૃતિયભાગમાં 'ઉચ્ચ શિક્ષણ વિદ્યાલય ( College ) ઇ. નો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રારંભિક શિલ્પવિદ્યાલયમાં નકશા કેમ બનાવવા, યંત્ર કેમ ચલાવવું. ઇ. વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. માધ્યમિક શિક્ષાલયમાં વિજ્ઞાન શાસ્ત્રાનુસાર યંત્રોનો ઉપયોગ કેમ કરવો ઇ. નું અનુશીલન કરાવવામાં આવે છે. તૃતીયશિલ્પ શિક્ષાલય કિંવા શિલ્પ-કૉલેજમાં વ્યવહારિક શિલ્પશિક્ષણને સર્વોપયોગી બનાવવા માટે દેશી અને વિદેશી સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, ઉચ્ચગણિત, યંત્રવિદ્યા, વિદ્યુત્કલા, પદાર્થ અને ભૂવિદ્યા, ખનિજકાર્ય, નાવિકકાર્ય, સ્થાપત્યકાર્ય તથા વાણિજ્યવિદ્યા આદિનું શિક્ષણ આપવામાં આવે છે આ સર્વે શિક્ષણથી શિલ્પવિદ્યાલયમાં પરિચિત થઇને પાશ્ચાત્ય સભ્ય જાતિઓનિ ક્રમોન્નતિ સાથે કેટલાક પ્રકારના નવીન શિલ્પની ઉત્પત્તિ થઇ છે.

નાનકડા પેલા સ્વીટ્ઝરલેન્ડમાં પણ આ પ્રકારે ૩૦૦ વિદ્યાલયો છે. જે દેશમાં એક માત્ર શિલ્પ-કળા માટે જ આટલાં બહુત સંખ્યક વિદ્યાલયો છે તે દેશ યદિ ઉન્નતિના ઉન્નતતમ શિખરે વિરાજતો હોય તો તે કંઇ બહુ આશ્ચર્યની ઘટના છે વારુ? સમુદ્રમંથન સમયે ઉત્પન્ન થએલાં દેવી ઇંદિરા એ દેશવાસીઓના ગૃહમાં ચીરકાળ માટે નિવાસવૃત્તિ કેરવા કેમ લાલાયિત ન થાય વારુ? આ પાશ્ચાત્યોના અપરિમિત ઉદ્યમનું જ પરિણામ છે; એમના અક્ષય્ય ઉત્સાહપરાયણતાનું જ ફળ છે; એમની કઠોર તપસ્યાનો જ પુરસ્કાર છે. આવા અનેકાનેક વ્યવસાયોમાં સર્વથા ઉદ્યુક્ત રહેવાના યોગે જ તેઓ આજે મુષ્ઠિભર મનુષ્યોવડે કોટિક જનો ઉપર અને સાગરાન્તર વસુંધરા ઉપર સગર્વ આધિપત્ય ચલાવે છે.

આરંભમાં જ ઉલ્લેખ કર્યા મુજબ ભારતવર્ષ—એક સમયે સુધારાના ઉત્તુંગ શિખરે વિરાજતો દેશ, આજ વ્યવહારિક શિલ્પના અભાવેજ દિનપ્રતિદિન હીનાવસ્થાની ગહનગર્ત્તામાં સબડતો જાય છે. ભારતની આપત્તિ દુર્દશાનું નિરીક્ષણ કરી સદાશય સરકારે આ પ્રશ્ન તરફ પોતાનું લક્ષ્ય આપ્યું છે. આ દેશની ન્યૂનતા પુર્તિને માટે રૂડકી અને શિબપુરમાં ઇનજીનીઅરીંગ-કૉલેજની સૃષ્ટિ નિર્માણ કરવામાં આવી છે. હવે મદ્રાસ અને મુમ્બાપુરીમાં પણ એક એવા પ્રકારની કૉલેજ ખોલવાની યોજના ચાલે છે. તોપણ કૃષિ, વિદ્યુત, અને ખનિવિદ્યાઓનું શિક્ષણ આપવાની યોજના પણ અત્યંત આવશ્યકીય છે. પૂનાની વિજ્ઞાન કૉલેજમાં પણ વ્યવહારિક વિજ્ઞાનની ચર્ચા કરવામાં આવે છે. એનાથી અતિરીક્ત, સરકારે ઢકા, શીરામપુર, આદિનગરોમાં ટેકનીકલ સ્કુલો અર્થાત્ કળાની શિક્ષા પ્રદાન શાળાઓનો પ્રારંભ કર્યો છે. રાજશાહી અને મેદનીપુરની શાળામાં રેશમના કામનું ખાસ શિક્ષણ આપવામાં આવે છે. શ્રી રામપુરમાં વસ્ત્ર વણવાનું શિક્ષણ આપવામાં આવે છે. બિહારના પુસાનગરમાં વિશાલ કૃષિવિદ્યાલયની સંસ્થાપના કરવામાં આવનાર છે. યદિ સમસ્ત જગત્ વ્યાપિ ભીષણ મહાવારુણીએ મધ્યમાં વિક્ષેપ ન કર્યો હોત, તો હજી પણ વિશેષ વિદ્યાલયોની સંસ્થાપના થવાનો સંપૂર્ણ સંભવ હતો.




लेखक-श्रीयुत् " रामनाथ " एम. ए.

જ્યારે કોઇ પણ કારખાનાના કામદાર-મજૂર આપસમાં સલાહ-મસલત કરી પોતાની મજૂરી સંબંધમાં અથવા તો કંઇક સગવડને અર્થે, અગર તો અન્ય-કોઇ કારણથી પોતાનું કામકાજ બંધ કરી બેસે છે તેનું નામ હડતાલ છે.

પોતાની શરતો કબૂલ કરાવા અને પોતાની પ્રાર્થનાઓનો સ્વીકાર કરવાને માટે માલિક-શેઠને કંઇક વિચાર કરતા કરવાનો મજૂરોનો આ એક વ્યવસ્થિત-પ્રયાસ છે. મુડીવાળા-અધિકારિયોની સાથે યુદ્ધમાં ઉતરવાનું મજૂરોનું આ બેધારી તલવાર જેવું અજેય અને સબળ ઔદ્યોગિક શસ્ત્ર છે.

કેટલાક સમયથી આ હડતાલ રૂપી શસ્ત્ર ( અર્થાત્ કામ બંધ કરવાની રીત ) નો ભારતવર્ષમાં રાજનૈતિક દ્રષ્ટિએ પણ ઉપયોગ થતો જાય છે. સંવત ૧૯૭૬ ના ચૈત્ર સુદ ૬ સને ૧૯૧૯ ના એપ્રિલની ૬ ઠી તારીખની હડતાલ જે મહાત્મા ગાંધીજીના આદેશથી સમગ્ર ભારતવર્ષમાં પાળવામાં આવી હતી કે જે ઉપરથી રોલેટ એક્ટ વિરૂદ્ધ ભારતવર્ષની સમસ્ત પ્રજાનો વિરૂદ્ધ ભાવ બરાબર સારી રીતે જોઇ શકે અને સરકારને એ કાયદો કાયમ રદ કરવાની આવશ્યકતા અને ઉપયોગિતા જણાઇ આવે. ફરી પાછી કાર્તિક વદી ૯ એટલે ઓક્ટોબરની ૧૭ મીની હડતાલ-ખિલાફત દિવસ-નું લક્ષ્ય પણ રાજનૈતિક જ હતું. એ હડતાલ ખિલાફતના મામલા સંબંધી ભારતવાસિયોના હૃદયમાં થયેલા અસહ્ય-દુઃખ અને લાગણી પ્રકટ કરવાના ઉદ્દેશથી પાળવામાં આવી હતી.

આ લેખમાં અમારો ઉદ્દેશ કેવળ જે હડતાલનો સંબંધ ઔદ્યોગિક-વ્યાપાર-રોજગાર સાથે છે તે સંબંધી અર્થાત્ મજૂરો-કામદારોની હડતાલ સંબંધી પ્રકટ કરવાનો છે. હડતાલનો સાધારણ અર્થ પણ આજકાલ સંસારમાં મજૂરો અને કામદારોની કામ ઉપરથી ગેર હાજરી કરીને કોઇ ખાસ વાતની પ્રાપ્તિ જ સમજાય છે. કામદારોએ કામ બંધ કર્યું એટલે માનોકે હડતાલ પડી!

## હડતાલનાં કારણ.

માલિક અને મજૂરોની વચ્ચે ઉપસ્થિત થતા પ્રશ્નોની માફક હડતાલનાં નાના પ્રકારનાં કેટલાક તાત્કાલિક કારણો પણ છે. ઘણે ભાગે હડતાલનાં 'સામાન્ય' કારણોમાં કાં તો મજૂરીના દરમાં વધારો-ઘટાડો હોય તેથી, અથવા તો કામગિરીના વખત સંબંધી, અગર તો તંદુરસ્તી બગાડે એવાં કારણોને લીધે નહિ તો કોઇ ઉપરી-અમલદારના અણગમતા દોર-દમામ-માર્ટપીટના અભાવે. ભારતવર્ષમાં જેટલી જેટલી જબરજસ્ત હડતાલો થયેલ પડી છે તેમાં દાખલા તરીકે અમદાવાદની મીલના કામદારોની હડતાલ, કલકત્તાની

પાડવાને માટે પણ અનુકૂળતા થઈ શકે એમ છે. તેમની માન્યતા એવી છે કે હડતાલદ્વારા મુડીવાળાઓના અન્યાયનો અંત લાવી મજુરોનું રાજ્ય-અધિકાર સ્થાપિ શકાશે. એઓ ધારે છે કે મજુરોના રાજ્યમાં પ્રત્યેક માણસને સંસારના ઉત્તમમાં ઉત્તમ પદાર્થો ભોગવવાનો સમાન હક્ક-અધિકાર-અવસર પ્રાપ્ત થશે, અને સહુ જણ સુખથી જીવન ગાળી શકશે. આ વિચારને સંપૂર્ણ રીતે માનનારા માણસોની સંખ્યા ફ્રાન્સમાં મુખ્ય છે. એોછાવત્તા પ્રમાણમાં એ પવન આજકાલ અન્ય સઘળા દેશોમાં વ્હાવા માંડ્યો છે.

## સફળતાનું સાધન.

હડતાલોની સફળતાને અર્થે સઉથી પહેલાં મજુરોમાં સંપની મુખ્ય અગત્ય છે. મજુર મંડળોમાં જેટલી વધારે સુંદર વ્યવસ્થા-જેટલો વધારે સંપ તેટલાજ તેઓ, ઘણા સમય સુધી માલિકની સ્હામે બળપૂર્વક ટકી શકશે. જો અમે ઔદ્યોગિક ઝગડાઓના ઇતિહાસ તરફ નજર કરીશું તો અમને જણાશે કે ફાટફૂટવાળાં નામનાં મહાજનો-મંડળોની હડતાલ કરતાં વ્યવસ્થિત-એકદિલવાળા-ગંભીરતાપૂર્વક કાર્ય કરનારા મજુરોનાં મંડળો દ્વારા શરૂ થએલી હડતાલનાં પરિણામ ઘણે ભાગે મજુરોના લાભમાં જ આવ્યાં છે. સાથે સાથે એ પણ જણાશે કે મજુર મંડળોમાં મંજુરોની સંખ્યા અને દ્રવ્ય સંચય ઉપર પણ કેટલો બધો આધાર છે.

જેમ જેમ ઉદ્યોગે-ધંધામાં પ્રવિણતા વધતી જાય છે, અને જેમ જેમ માલિક અને મજુરોની સંસ્થાઓ મજબૂત થતી જાય છે તેમ તેમ હડતાલને સફળ અથવા નિષ્ફળ બનાવવામાં લોકમતના પ્રતાપની મહત્તા પણ વધતી જાય છે. આજકાલ કોઈ પણ ઉદ્યોગ ધંધામાં હડતાલ પડવાનું કારણ મનુષ્યોના એક મુખ્ય ભાગને હદથી વધારે અન્યાય અપાય તથા ઔદ્યોગિક જીવનમાં મહા ખળભળાટ મચી જાય એ છે. એવે વખતે પ્રજાના આત્માને પણ શાન્તિ નથી હતી. પ્રજાનું ધ્યાન પણ સ્વાભાવિક રીતે એ તરફ આકર્ષાય છે. લોક લાગણી દ્વારા મજુરોના ઇષ્ટ કાર્યની સિદ્ધિ થતી અનેક વખત જોવામાં આવી છે. એ લોક લાગણી પોતા તરફ ખેંચવા મુંડીવાળા અને મજુરો આપાક્ દનનો શ્રમ કરી મન માનતાં પત્ર અને પત્રિકાઓનો પ્રતિદિન વરસાદ વરસાવી મુકે છે.

આ પ્રમાણે અમે જોઈ શકીએ છીએ કે હડતાલની સફળતાને માટે મુખ્યત્વે બે વાતોની ખાસ આવશ્યકતા છે. એક તો સુદૃઢ સંગઠન અર્થાત્ જબ્બર એકતા અને બીજી પોતાના પક્ષની સત્યતા જનતા-પ્રજાના હૃદયમાં પૂરેપૂરી ઠસાવી તે દ્વારા લોકમતને પોતાના પક્ષમાં લઈ તેની પૂર્ણ સહાનુભુતિ મેળવવી.

હડતાલને માટે જેનો યોગ-લાગ શોધવામાં આવે છે એ ઉપર પણ ઘણો જ આધાર રહે છે. જ્યારે વ્યાપાર ધમધોકાર ચાલતો હોય-માલની ખપત કરતાં માલની પેદાશ ઓછી જણાતી હોય એવે વખતે હડતાલ સફળ થવાનો કંઇક વધારે સંભવ હોય છે, કેમકે એ વખતે મજુરીના ભાવ વધારવાથી અથવા કારિગરોની વાત તરફ ધ્યાન આપવાથી મુડીવાળાઓને જે હાનિ થાય તેના કરતાં સમૂળગું કામ-કારખાનાં બંધ થવાથી વધારે હાય એ તો દેખીતી જ બાબત છે. હવે મજુરોના આગેવાનોના મગજમાં આ સઘળી બાબતો સારી રીતે ઠસી ગઈ છે-હવે તેઓ ખરો વખત પરખી શકતા થયા છે, અને તેથીજ તેઓ

પોતાની સાથેના સઘળા સાથિઓને એજ ઉપદેશ-શિખામણ આપતા રહે છે કે હડતાલને માટે હમેશાં એવો લાગ શોધવો જોઇએ કે જેથી શેઠિઆઓ વગર આનાકાનીએ તેમની સઘળી વાતો સાંભળી-ને ઉપર ધ્યાન આપી શકે, અને સાથે પ્રજા પણ મજુરો તરફ પોતાની સહાનુભૂતિ સારી રીતે પ્રકટ કરી શકે.

## હડતાલોનો સૂક્ષ્મ ઇતિહાસ.

પશ્ચિમના દેશોમાં લાંબા વખતથી Labour Party અર્થાત્ મજુર સંઘ આ બાબતનો નિરંતર પ્રયાસ કરતો રહ્યો છે કે મુડીવાળા અને મજુરની વચ્ચે વ્યક્તિગત કરારીયની જગાએ સામુહિક ક્રય વિક્રય નિયમની સ્થાપના કરવામાં આવે. એ દેશની હડતાલોનો ઇતિહાસ મજુરસંઘોના એ પ્રયત્નોના ઇતિહાસનોજ એક ભાગ છે. અગર જો અમે ઔદ્યોગિક ઝગડા સંબંધી ઇંગ્લેન્ડની વ્યાપાર પરિષદે પસાર કરેલા ઠરાવના સબંધમાં, હડતાલોની સંખ્યા, કેટલો વખત હડતાલ રહી વગેરે ઉપયોગી બાબતોની તપાસ કરીએ તો એમાંથી ઘણી એક જાણવા જેવી બાબતોનો મદદગારીથી પત્તો લાગી જાય એમ છે. ઓગણીસમી સતાબ્દીનાં અંતિમ દસ વર્ષોમાં જે વખત મજુર સંઘોના સંગઠનનો ઉન્નતિકાળ હતો તે સમયે ધીમે ધીમે હડતાલોની સંખ્યામાં તો અમુક ઘટાડો થયો, પરન્તુ હડતાલિઆઓ-મજુરોની સંખ્યા ઘટવાને બદલે ઉત્તરોત્તર વધતી જ ગઇ. કેમકે દિવસે દિવસે મજુરોનું કાર્ય સુંદર વ્યવસ્થિત થતું ગયું. સ. ૧૯૫૮ ના ટાફવેલ મુકદમાના વખતથી જ જેમાં એવો નિર્ણય થયો હતો કે મજુરસંઘોની હડતાલોને લીધે માલિકોને જે નુકસાની થાય છે તેને માટે તેમની પાસેથી નુકસાની મેળવી શકાશે. આથી હડતાલો ઘણાજ ઓછા પ્રમાણમાં પડતી હતી; પરન્તુ એ નિર્ણય-ઠરાવનો અમલ લગભગ ૧૯૦૬ મા પસાર થયેલા વ્યાપાર સબંધી ઝગડાના કાયદા (Trade Dispute Act) પછી બદલી ગયો.

## ઔદ્યોગિક શાન્તિનાં સાધન.

પૂર્વ કથિત ઉદ્દેશ્ય સાધનને અર્થે કોઈ સામ્યવાદ કોઈ સામાન્યવાદ અને કોઈ અરાજકતાવાદના પ્રસ્તાવ કરી રહ્યા છે. હવે તો સૌ કોઈ એ વગર દૂરબિને જોઈ શકે છે કે: સમાજની વર્તમાન અવસ્થા ઘણીજ દોષપૂર્ણ અને લગભગ અસહનીય જેવી છે, અને તેમાં ચામથીક ફેરફાર થવાની ખાસ આવશ્યકતા છે. કેટલાક લોક રાજ્યક્રાન્તિ અને મૌલિક પરિવર્તનના પક્ષપાતી છે. બીજા લોકો એટલે સુધી આગળ વધવા નથી ચ્હાતા, પરન્તુ વર્તમાન સમય અને સ્થિતિને અનુકૂળ અમુક જનહિતોપયોગી નવિન સુધારાઓથી સંતુષ્ટ થાય એમ છે. અમે આ સ્થળે કંઇક એવાં સાધનોની ચર્ચા કરવા માગીએ છીએ કે: જે સાધનોદ્વારા વર્તમાન સામાજીક વ્યવસ્થાને સ્થિત રાખતાં પૂંજીવાળા અને મજૂરોના હાલના નીરંતર–ચાલુ સંગ્રામને રોકવાના ઉદ્દેશ્યથી કરવામાં આવે છે.

એ સાધનોની બે ભાગમાં વ્હેંચણી કરી શકાય છે.

(અ) જેનો સબંધ વિવાદ ઉપસ્થિત થતાં તેના સમાધાન સાથે છે.

(બ) જેનો ઉદ્દેશ્ય વિવાદોનું નિવારણ કરવાનો છે.

( ૧ ) સન્ધાનુક પરિષદ:–આ પરિષદ સરકારી અને બિન સરકારી બે પ્રકારની થાય છે. આ પરિષદો એ કાર્ય કરે છે કે: માલિક અને મજૂરોમાં કોઇ બાબતમાં મતભેદ પડતાં તેનું સમાધાન કરવું. આ પરિષદ કોક કોક વખત ઉભય વચ્ચેના વિવાદ શાન્ત કરવામાં તેમને લોકમતની સહાયતા મળે તેની ખાતર તેઓ પોતાના તરફથી રિપોર્ટ બહાર પાડે છે.

( ૨ ) માધ્યસ્થ:–આ પણ સરકારી અને બિન સરકારી બે પ્રકારનું બને છે. બિનસરકારી મધ્યસ્થ પરિષદ પોતપોતાની સંમતિથી સ્થાપિત થાય છે એમની સફળતાનો આધાર મજૂર સંઘની મજબુતિ પર છે. કોક કોક ઠેકાણે સરકારી પરિષદ પણ હોય છે, કે જે પોતાની પાસે આવેલા વિવાદાત્મક પ્રશ્નોનો નિર્ણય કરે છે. ન્યુઝીલેન્ડમાં મધ્યસ્થ પરિષદોની સન્મુખ વિવાદ વિષયક પ્રશ્નો ઉપસ્થિત કરીને તેના નિર્ણય માનવા પડે છે.

સ્થાનાભાવને લીધે આ લેખમાં એ ઔદ્યોગિક શાન્તિનાં સાધનોના ગુણ અને લાભ ઇત્યાદિનું સવિસ્તર વર્ણન થઇ શકે એમ નથી, જેથી કેવળ તેનો ઉલ્લેખજ કરવામાં આવે છે.

વિવાદ નિવારણનાં પ્રધાન સાધન નિમ્ન લિખિત છે.

( ૧ ) લાભ વિભાગ:–અર્થાત્ વ્યાપારના નફામાંથી અમુક અંશ મજૂરોને મળે. એનો ઉદ્દેશ્ય એ છે કે: મજૂરોને ઉદ્યોગ–ધંધાની સફળતાના પક્ષપાતિ બનાવવા તથા માલિક મજૂર વચ્ચેના ભેદભાવને નિર્મૂળ કરવા.

(૨) સમ્મુખ સમુત્થાન અથવા સગાંવિવાદ.

આ એક બીજા વચ્ચે સહકાર અને સંયોગ સૂચક છે.

(૩) આરોહાવરોહ યુક્ત વેતન પરંપરા:–અર્થાત્ કારખાનાંના લાભની વધઘટ અનુસાર મજૂરીના દરમાં વધઘટ.

(૪) સહકારિતા:–અથવા સહયોગ–સદ્યોગ.

સાચું પૂછીએ તો આ, વિવાદ નિવારણનું એક પ્રધાન સાધન અવશ્ય છે. પરન્તુ તેનું કામ માલિક અને મજૂરોમાં સદ્વ્યવહાર સ્થાપન કરવાનું નહિ પરન્તુ મુંઝવણના માલિકનું નિરાકરણ છે.

(૫) શિક્ષા પ્રચાર:–ઔદ્યોગિક શાન્તિનું એક પ્રધાન સાધન શિક્ષા–પ્રચાર પણ છે. મજૂરોને સુશિક્ષિત બનાવવા તથા સુશિક્ષાદ્વારા પોતાના માલિક તરફ સદ્ભાવ રાખનાર કરી માલિકનો સ્નેહ મેળવવા અધિકારી બનાવતાં પણ આ પ્રશ્નનો કંઇક નિવેડો કદાચ આવી શકે ખરો. આ કાર્યની જવાબદારી માલિકનેજ શિર છે રાત્રિશાળાઓ, પુસ્તકાલય, તથાં એવીજ અન્ય સઘળી મજૂર હિતકારિણી સંસ્થાઓ સ્થાપન કરી માલિક શાન્તિ સ્થાપન કરવામાં અધિક સુગમતા બનાવી શકે છે

સારાંશ એ છે કે: અમે જે પ્રમાણે ઉપર લખી ચૂક્યા છીએ, તે પ્રમાણે હડતાલ એ કોઇ પણ વ્યાપારમાં મજૂરો અને માલિકની વચ્ચેનો વિગ્રહ સંગ્રામ છે, જેને લીધે અનેકાનેક ઉપયોગી શક્તિઓનો વ્યર્થ હ્રાસ થાય છે. કલ્પનાને અમે તેનો ઉપયોગ અવશ્ય ઉચિત કહી શકાય છે, તે પણ ઉત્તમ વાત તો એજ છે કે: જે રસ્તે મુડીવાળા અને મજૂરો વચ્ચે શાન્તિ–સ્નેહનું સ્થાપન થાય અને ઉભય સદુપયોગ કરી ભારતવર્ષની વર્તમાન ઔદ્યોગિક ઉન્નતિને શોભાવે–સરળ બનાવે એ સર્વથા ઇષ્ટ છે.

---

## ☞ સ્વીકાર. ☜

નીચેનાં વર્તમાનપત્ર, માસિકપત્ર, અને પુસ્તકો વગેરે અમને બદલામાં અવલોકનાર્થે મળ્યાં છે, જે આભાર સહિત સ્વીકારીએ છીએ.

૧–હિન્દી નવજીવન (અઠવાડિકપત્ર). ૨–ગરવી ગુજરાત (માસિકપત્ર). ૩–પ્રભાત (માસિકપત્ર). ૪–વિનોદ વાટિકા (હસ્ત લિખિત માસિકપત્ર).

પુસ્તકો: ૧–શ્રી કૈલાસ માનસ સરોવર દર્શન. ૨–મહાત્મા ગાંધી. ૩–રાજયોગ. ૪–જ્ઞાનમણિ પ્રકાશ. ૫–મણિશંકર કાવ્ય. ૬–યશોમતી. ૭–સ્ત્રિઓનો સાચો દેવ યાને પતિવ્રત ગીતા. ૮–મહાત્માજીને ખુલ્લો સંદેશો (લેખક: શ્રીમાન્ ભાવગોપી) ૯–સતિ સાવિત્રીનો ... વગેરે ( અવલોકન હવે પછી. )

# કંઈક જાણવા જોગ.

અજબ આંકડા:—સંવત ૧૯૭૪–૭૫ અને ૭૬ આ ત્રણે સાલોમાં હિન્દુસ્થાનમાંથી જેટલા રૂપિયાનો માલ પરદેશ ગયો, અને એજ ત્રણે સાલમાં પરદેશથી જેટલી કીમ્મતનો માલ આ દેશમાં આવ્યો તેનો આંકડો તપાસો:—સંવત ૧૯૭૪માં ૧,૬૪,૩૫,૪૯,૪૪૯ રૂપિયાની કીમ્મતનો માલ આ દેશમાં આવ્યો અને ૨૪૪૭૯૪૫૨૧૯] રૂ૦ ની ચીજો અહીંથી બ્હાર ગઈ. એજ પ્રમાણે ૧૯૭૫માં ૧૮૮૫૬૨૪૩૧૭] રૂ૦ ની વસ્તુઓ બહારથી અહીં આવી અને ૨૫૫૩૨૨૬૧૦૩] રૂ૦ ની ચીજો ગઈ. એવી જ રીતે સંવત ૧૯૭૬ માં ૨૨૧૭૨૯૬૦૦૮] રૂ૦ ની કીમ્મતનો માલ આવ્યો અને ૩૩૨૧૪૧૮૦૭૬] રૂ૦ નો માલ વિદેશ ગયો. માલ ગયો. તેના મ્હોટા આંકડા જોઈને મલકાશો નહિ, એજ માલ નવા સ્વરૂપમાં આ દેશમાં આવતાં ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ચૂકવશો.

અંગ્રેજી રાજ્ય થયા બાદ જ ભારતીય શિલ્પ અને ચિત્રણ વ્યવસાય ભાંગી પડ્યો. અશોકસ્તમ્ભ, તાજમહેલ, દિલ્હી–આગ્રા વગેરેના કિલ્લા એ ભારતીય શિલ્પશાસ્ત્રિઓની કારિગરીના અપૂર્વ નમુના છે. શિલ્પની સાથે પ્રાચીન કાળમાં ભારતીય ચિત્રણ વ્યવસાયે પણ હદ વાળી છે. શહેનશાહ અકબરના રાજ્ય દરબારમાં નિમ્નલિખિત ચિત્રકાર મુખ્ય હતા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | તાબીજના મીરસૈયદઅલી. | (૭) | જસ. | (૧૩) | ભગેશ. |
| (૨) | ખ્વાજા અબ્દુસ્સમદ. | (૮) | મુશ્કિન. | (૧૪) | ક્ષેમકરણ. |
| (૩) | દષ્વન્થ. | (૯) | ફરૂખ. | (૧૫) | તારા. |
| (૪) | વસવાન. | (૧૦) | હાલ્મક. | (૧૬) | સન્તુલાહ. |
| (૫) | કેશુ. | (૧૧) | મધુ. | (૧૭) | હરિવંશ. |
| (૬) | મકુન્દ. | (૧૨) | જગન. | (૧૮) | રામ. |

આ ચિત્રકારોની આમદાની સંબંધી તપાસ કરતાં જણાય છે કે: અકબરે રઝમ્નામા નામનું પુસ્તક ૬,૦૦,૦૦૦] રૂપિયા ૭ લાખ આપીને ખરીદ્યું હતું! અકબર કરતાં જહાંગીરને વધુ ચિત્રકળાનો કંઈ ઓરજ શોખ હતો. હિન્દુ રાજાઓના સમયમાં શિલ્પકાર અને ચિત્રકારોનું અત્યંત માન હતું. તેમને મ્હોટાં મ્હોટાં રાજ્યપદ સોંપી દીધાં હતાં. કલકત્તાના રાજકીય પુસ્તકાલયમાં એક હસ્તલિખિત ફારસી પુસ્તક છે: જેમાં તાજમહેલ બનાવનાર જુદા જુદા શિલ્પીઓને નીચે મુજબ પગાર મળતા હતા એમ જણાય છે.

| | | |
|---|---|---|
| પહેલા વર્ગના શિલ્પીને | ૧૦૦૦ રૂપિયા | માસિક પગાર |
| બીજા ” ” | ૮૦૦ | ” |
| ત્રીજા ” ” | ૬૦૦ | ” |
| ચોથા ” ” | ૨૦૦ | ” |

અમદાવાદના જાણીતા શેઠ શ્રી અંબાલાલ સારાભાઈએ ગુજરાતના લોકપ્રિય ચિત્રકાર શ્રીયુત રવિશંકર મહાશંકર રાવળને માસિક રૂ. ત્રણસો પાંચસોના દરમાયાથી પોતાના ફેમિલી આર્ટિસ્ટ તરીકે રોકી ચિત્રકળા તરફનો પોતાનો અનુરાગ પ્રદર્શિત કરી આજ પણ ચિત્રકારની કદર જગતમાં થાય છે એ સાબિત કરી આપ્યું છે. માણસરત્નની પરિક્ષા કરી શ્રીમાન્ અંબાલાલ શેઠે માનવ-રત્ન શોધી મંડળવાની પરિક્ષા પાસ કરી છે. અનેક ધન્યવાદ!

પ્રશ્ન—એક વખત એક ફારસી શાયરે પૂછ્યું કે —

, એક મોરગ દિદમ ન પાંખ ન પર, ન આઝ ગોશ્તે જાહર ન પોસ્તે પૈદા;
ન ખુર આગમની નઝરે ગતી, હમેશાં ખુરદ ગોસ્તે આદમી,

અર્થાત્ એક પક્ષી એવું જોવામાં આવ્યું કે ન મળે તેને પગ કે પાંખ, ના તે પેટ ભરવાનું કે નહિ આપતી પાણી, નથી તે આસમાનમાં કે જમીનપર. તે હમેશાં માણસનું માંસ ખાધા કરે છે. (ઉત્તર આવતા અંકમાં)

દગાઃ—લંડનમાં એક વખત રીજન્ટ સ્ટ્રીટમાં બે લેડીઓ ફરતી હતી. તેટલામાં કોઈ એક પુરુષ તેમની આગળ આવીને ઉભો રહ્યો તેના હાથમાં ઝીણા ઝીણા વાળ વાળો એક ન્હાનો કુતરો હતો, તે ખરિદવા માટે અનેક પ્રકારની આજીજી કરવા લાગ્યો. પહેલાં તો લેડીઓએ તે ખરિદવાની ના પાડી, પણ પેલાએ ગરિબીનું બ્હાનું બતાવી નમી નમીને કહ્યું એટલે તેમણે એ કુતરો ખરિદી લીધો, અને પૈસા આપ્યા. પેલાને રસ્તો પકડ્યો. કુતરો લઈને ઘેર ગયા બાદ લેડીઓને લાગ્યું કે કુતરો તો ધીમે ધીમે બેચેન થતો જાય છે. તેથી તેમણે તુરત જ હાથમાંથી જમીન પર મુક્યો, તેની સાથે જ તે કુદકા મારવા અને અજાયબ રીતે દોડવા લાગ્યો. આ જોઈ ઉપસ્થિત ઓરતોને મદદ આપવા લાગી એટલામાં તો કુતરો ખુરશી ઉપરથી ટેબલપર અને ત્યાંથી કબાટપર જઈ બેઠો! આખરે સાંજ પડતાં તેમના ઘરવાળા ઘેર આવ્યા ત્યારે તેમણે કુતરાને પકડી ચામડું કાપ્યું ત્યાંતો સહુની અજાયબી વચ્ચે તેમાંથી મ્હોટો ઉંદર નીકળ્યો! ઉંદરને કુતરાના ચામડાથી મઢનાર મહાબુદ્ધિશાળીજનો ખુણામાં પાછો ભાગ્યો! સ્ત્રીઓએ દગાની ફરીયાદ કરવાનું કહેવા છતાં ધણીએ ન માન્યું એ ઓછું અપમાન! અથવેથી ઓરતોએ તુરત અપમાન-અવગણનાની ફરીયાદ માંડી એવા આજ્ઞાભંગકારી ધણીથી છુટાછેડા લેવાનું જાહેર કરી દીધું! પરિણામ પ્રભુ જાણે! પણ બિચારી અબળાઓ નિઃશંક ફસાઈ!




[ લેખક:—શ્રીયુત શંકરલાલ. જ. જાની. ]

(૨)

### ભૂતકાળની સમાલોચના.

શિક્ષિત વર્ગ ઉપર આજ સો વર્ષથી પાશ્ચાત્ય વિચારોનું સમ્પૂર્ણ આધિપત્ય થવાથી ભારતવાસીઓ આર્ય જ્ઞાન અને આર્યભાવથી અજાન રહી, શક્તિહીન, પરાશ્રયી અને અનુકરણ કરનારા થઈ ગયા હતા. હવે તે તામસી ભાવ સમાજમાંથી ઘણે અંશે દૂર થતો જાય છે. તેનો ઉદય કેમ થયો તે વિષે એકવાર વિચાર કરવો તે ઘણું જરૂરનું છે. અઢારમી સદીમાં ભારતવાસીઓ તામસી અજ્ઞાન અને ઘોર રાજસી પ્રકૃતિમાં પડી ગયા હતા. દેશમાં હજારો સ્વાર્થી, કર્તવ્ય શૂન્ય, દેશદ્રોહી અને શક્તિહીન અસુર પ્રકૃતિના લોકો હતા; અને તેમણે પરાધીનતાને અનુકૂળ સ્થિતિ ઉત્પન્ન કરી હતી. એ સમયે ભગવાનનો ગૂઢ ઉદ્દેશ પાર પાડવાને ભારતમાં દૂરદેશી અંગ્રેજ વ્યાપારીઓ આવ્યા. પોતાના ભારથી દુઃખી ભારતવર્ષ ઘણીજ સહેલાઈથી વિદેશીઓના હાથમાં જઈ પડ્યો. આ અદ્ભુત ઘટના ઉપર વિચાર કરતાં આજે પણ સારો સંસાર આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે, તે વિષે કોઈ પણ વ્યક્તિએ સન્તોષકારક ખુલાસો ન કરવાથી ઘણાએ લોકો અંગ્રેજ જાતિની બહુવિધ પ્રશંસા કરવા લાગ્યા. અંગ્રેજ જાતિમાં અનેક ગુણ છે, અને જો તેમ ન હોત તો તે

૨મી સદીના અંગ્રેજોમાં આવો સ્વદેશ પ્રેમ નહોતો, અને હેનો ભાવ કોઈ પણ જડવાદી પાશ્ચાત્ય જાતિના સ્વભાવમાં કદિયે સ્થાયી થતો નથી. તે સમયે અંગ્રેજ લોકો કાંઈ સ્વદેશના હિતને માટે ભારતવર્ષમાં આવ્યા નહોતા, એતો માત્ર વ્યાપાર અને પોતપોતાના ધન લાભને માટેજ આવ્યા હતા. હેમણે કાંઈ સ્વદેશના કલ્યાણને માટે ભારતવિજય કર્યો નહોતો, પરન્તુ હેમણે તો વધારે ને વધારે પ્રમાણમાં અર્થ લાભ સિદ્ધ કરવાનેજ ભારતવિજય કર્યો હતો. જો કે તે લોકો સાચા સ્વદેશ પ્રેમી તો નહોતાજ પરન્તુ હેમનામાં જાતીયભાવ જેગલગી રહ્યો હતો. હેમનામાં એટલું તો અભિમાન હતું કે અમારો દેશ શ્રેષ્ઠ છે, અને અમારી જાતિના વિચાર, ધર્મ, ચારિત્ર્ય, નીતિ, બળ, વિક્રમ, બુદ્ધિ, માન્યતા અને કર્મ અનુપમ અને ઉત્તમ પ્રકારનાં છે કે જે બીજી જાતિઓમાં જરાપણ નથી. સાચા જાતીયભાવનું મુખ્ય લક્ષણ તો એ છે કે દેશની પ્રત્યેક વ્યક્તિ એમ માને કે દેશના હિતમાંજ પોતાનું હિત છે, દેશના ગૌરવમાંજ પોતાનું ગૌરવ છે, અને દેશબાન્ધવોની મ્હોટાઈમાંજ પોતાની મ્હોટાઈ છે; વળી હેમનામાં એવીજ કર્તવ્ય બુદ્ધિ હોવી જોઈએ કે માત્ર પોતાનોજ સ્વાર્થ સાધવા તત્પર રહે, તથા દેશનાં માન, ગૌરવ અને બુદ્ધિને માટે જો કદાચ યુદ્ધ કરવું પડે તો પ્રાણ આપતાં પાછી પાની ન કરે. જાતીયભાવ એ રાજસીભાવ છે, અને સ્વદેશ પ્રેમ એ સાત્વિકભાવ છે. જે મનુષ્ય પોતાના ' અહં ' ને દેશના ' અહં ' માં વિલીન કરી શકે છે તે એક આદર્શ સ્વદેશપ્રેમી થાય છે, અને જે મનુષ્ય પોતાના ' અહં ' ને કાયમ રાખીને પોતાના દેશના ' અહં ' ને વધારે છે તે સાચો જાતીયભાવ વિશારદ થાય છે. અઢારમી સદીના ભારતવાસીઓમાં જાતીયભાવ નહોતો; એટલે એમ તો નજ કહી શકાય કે તે લોકો કદિયે જાતિનું હિત સંભાળતા નહોતા, પરન્તુ જ્યારે જાતિના અને પોતાના કલ્યાણમાં કાંઈ પણ વિરોધી પ્રસંગ આવે તો તેઓ તરતજ જાતિના હિતાહિતનો વિચાર કર્યા વિના પોતાનુંજ હિત સાધવામાં મશગુલ રહેતા હતા, એટલે ઐક્યનો અભાવ એ રાષ્ટ્રીયત્વના અભાવનોજ દ્યોતક હોય છે.

બહાર નથી એવો ઠરાવ કરી શેરહોલ્ડરોએ ગુસ્તાદ તેની પોતાની મીલકત રેફેદે કરી પોતાને થએલું નુકસાન કંપનીને માથે ન ઓઢાડે તેની ખાતર જેલ જાત્રા દરમિઆન કોર્ટદ્વારા તેના મકાનને શીલ મરાવી દીધું છે. નરિમાનના કાને આ વાત આવતાંની સાથે તેણે ગુસ્તાદની ન્હાની બ્હેન નાજાંને પોતાને ત્યાં બોલાવી ઘરની મીરજા—હિમાત આપી, અને કેટલાક વખત પોતાને ત્યાં રહેવા જણાવ્યું. ગુસ્તાદે નરિમાનપર કરેલા અપકારને યાદ કરી શરમાતી નેક બાળા નાજાં નરિમાનની આગળ મન મેલીને રડી અને ગુસ્તાદે જાણે અજાણે કરેલા અપરાધની આ દુઃખની વેળાએ ભાઇની વતી બ્હેને એક લાખવાર માફી માગી લીધી. ગુસ્તાદના અપકારને વિસારી જઇ પિરોજાએ પણ પ્રેમ પૂર્વક નાજાંને પોતાના હૃદય સાથે ચાંપી ભિલકુલ બેફીકર રહેવા જણાવ્યું. અને ગુસ્તાદ સજા પૂરી થએ ઘેર આવે ત્યાંસુધી પોતાને ત્યાં રહેવામાં તેને કાંઇ પણ પ્રકારનો બાધ નથી કહી તેના વ્યાકૂળ ચિત્તને ઉચિત આશ્વાસન આપી પીરોજાએ નાજાંનો અનહદ પ્રેમ મેળવ્યો !

જેલમાંથી છૂટતાની સાથે ગુસ્તાદ ભાડાની ગાડી કરી વિચિત્ર વેશમાં ઘેર આવ્યો. નાજાં પણ પિરોજાની પાસેથી રજા લઇ, આજ ભાઇ છૂટા થશે એમ માની, આવીને ક્યારની એ કલાકથી આંસુભરી આંખે વીરાની વાટ જોઇ રહી છે. આંગણામાં આંસુ ભરી આંખે નાજાંને જોતાં જ ગુસ્તાદની આંખમાં પણ પાણી ભરાઇ આવ્યું. કેટલાંય વર્ષોનો વિયોગ ન હોય એવી રીતે ઉભય ભાઇ—બેન ડુસકેને ડુસકે રડવા મંડી ગયાં.

ભૂતકાળના એક બે ખુશામતિઆઓ મર્કટરાવ, તર્કટરાવ વગેરેએ આવીને એકાંતમાં લઇ જઇ ગુસ્તાદને તેની જેલયાત્રા દરમિઆન બનેલી સઘળી બીના એક પછી એક કહી સંભળાવી. આથી ગુસ્તાદના દુઃખનો પાર ન રહ્યો. કોર્ટના શીલને ઠરડી ખાધું કહી અકળાએલા ગુસ્તાદે મનવાર મીલમાં પૂરાં દશ વર્ષ નોકરી કરી મેળવેલ પ્રતિષ્ઠામાંથી વધી ઘટી પણ સચવાવે તો નસિબ એમ માની બોલ્યા ચાલ્યા વગર શીલને તોડી ફેંકી દઇ અમીનાના આદેશ મુજબ એને એજ ઘડીએ બંગલો ખાલી કરી, અ ડનાના પગમાં માથું મુકી, મહા આક્રંદ કરતાં આભારપૂર્વક, રૂબરૂમાં બંગલો સોંપી અનેક અપરાધની ક્ષમા યાચતાં રજા માગી.

ગુસ્તાદની આવી દયા જનક સ્થિતિ જોઇ સહૃદય અમીનાએ તેને બંગલાના એક ભાગમાં લઇ જઇ તેના લાભની એક બે વાતો કહી અને ઇચ્છા હોયતો અમુક ઓછા વત્તા પગારથી પણ પોતે ફરી તેને મનવાર મીલમાં સ્થળ આપવાની પોતાની સદ્વૃત્તિ જણાવી. એને થયું કે લાખને હવે જગતમાં કોઇ ઠેકાણે આપણો હવે ઘડો નથી થાય એમ માટે હળવે રહીને હા કહી દઉં ! પણ એજ સમયે બંગલાના એક ભાગમાંથી અવાજ આવ્યો: "નહિ ! હરગીજ નહિ ! માતા ! તમારે જો જગતની સેવાજ કરવી હોય તો અકરમીને તેવું કર્મ—ફળ આપતાં લેશ અચકાશો નહિ—આ શયતાન પુનઃ એની શયતાની-યતથી ભવિષ્યની તમારી ઉજળી કારકિર્દિને કલંક લગાવશે—મ્હારા જેવા કેટલાનાં સત્યનાશ કાઢશે. એના સ્થાનપર ગુસ્તાદે અપમાનિત કરી કંપનીમાંથી દૂર કરેલા કંપનીના સાચા વફાદાર—કારિગરોના ભલા દોસ્ત નેકનામ નરિમાનને તેની જગો મળવી જોઇએ. કંપની કામદાર અને આપ નામદારની એના આવવાથી શોભા વધશે. એમાં શક ન રાખશો. આમિન !"

બસ થઇ ચૂક્યું ! અમીના ના કહે તે અગાઉજ ગુસ્તાદ ઉઠીને ઉભો થયો અને નાજાં સહિત તે પોતાના બાપ—દાદાના જુના—પુરાણા ઘરમાં જઇ રહ્યો, પણ તેના છરતે

